# જિંદગીનો આનંદ

પંડિતપ્રવર શ્રી પુષ્કર મુનિ
જી

સંપાદકો
દેવેન્દ્ર મુનિ સાહિત્યરત્ન
પંડીત મુનિ નેમિચંદ્રજી

भण्डारी सरदारचंदजी जैन, बुकमेलर्स
जोधपुर वालों की ओर से सादर भेंट



શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર
ગાંધી માર્ગ, અમદાવાદ-૧

આપણાં નિત્યકર્મોના સત્યાસત્યનો નિર્ણય કરી શકાય તેટલા માટે 'જિંદગીનો આનંદ' અર્પણ કરવામાં આવ્યો છે……

# 'જિંદગીનો આનંદ'
# એક મૂલ્યાંકન

'જિંદગીનો આનંદ' જીવનવિષયક એક વિશિષ્ટ અને મહત્ત્વપૂર્ણ સંદેશ લઈને ભારતના એક પ્રબુદ્ધ કલાકાર સંતના હૃદયમાંથી જુદાજુદા પ્રસંગોએ પમરેલું છે. આ સંતનું વ્યક્તિત્વ પ્રોજ્જ્વળ છે, હૃદય વિરાટ છે અને ચિંતન પ્રભાવશીલ છે જેમણે તેમના પ્રવચનામૃતનું પાન કર્યું છે, તે જાણે છે કે તેમનાં માધુર્યપૂર્ણ પ્રવચનો ચુંબકની જેમ આકર્ષક છે સાંભળનાર મંત્રમુગ્ધ થઈ જાય છે. જેમને આ પ્રવચનો સાંભળવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત નથી થયું, તેમના કરકમળમાં આ પ્રેરણાદાયી પ્રવચનોનો સંગ્રહ છે જ. આ સંગ્રહ વાંચતાં જ આપને શ્રદ્ધેય મંત્રી પંડિતપ્રવર શ્રી પુષ્કર મુનિજી મહારાજની બહુશ્રુતતા, અગાધ પાંડિત્ય અને ઓજસપૂર્ણ વક્તૃત્વના દર્શન થશે. સાથોસાથ ભાષાની સજીવતા, ભાવોની ગંભીરતા અને શૈલીની પ્રોજ્જ્વળતા પણ આપને સ્પર્શી જશે. આપની હૃદયતંત્રીના તાર ઝણઝણી ઊઠશે: 'આ પ્રવચનોમાં ભારતીય સંસ્કૃતિનો પ્રત્યક્ષ આત્મા બોલી ગયો છે' આ પ્રવચનો નવી દિશા, નવી સ્ફૂર્તિ અને નવી જ પ્રેરણા આપે છે. પ્રાણીમાત્રને માટે તે પ્રકાશસ્તંભ બની રહે છે. આપણા રાષ્ટ્રનું ગૌરવ છે.

આજનું લોકજીવન સમસ્યાઓમાં અટવાયેલું છે કુટુંબ, સમાજ અને રાષ્ટ્ર–બધે જ સમસ્યાઓનો વંટોળ છે જ્યાં જુઓ ત્યાં અસંતોષ અને ઝગડાનો દાવાનળ પ્રગટ્યો છે અલગતાવાદના નગારાં વાગી રહ્યાં છે. મનમાં તોફાનોનો વંટોળ જાગે છે, હૃદયના ધબકારા વધી જાય છે, રાષ્ટ્રની પરેશાનીનો પાર નથી, સમાજની ડગમગતિનો પાર નથી અને વ્યક્તિની મુસીબતોનો પણ પાર નથી. ગરીબી અને શ્રીમંતાઈ વચ્ચેનો વિખવાદ છે, માલિકો અને મજૂરો વચ્ચેના મતભેદ છે બાકી રહી જતું હોય તેમ વિશ્વની ક્ષિતિજે અણુશસ્ત્રોના ભડકા સળગી રહ્યા છે. વિશ્વને તે ક્યારે ભરખી જશે તે કહી શકાય તેમ નથી આજે વિશ્વ મોતના કિનારે ઊભું રહ્યું છે. માણસે ભૌતિક વિકાસ તો સુપેરે સાધ્યો છે, પરંતુ તે આધ્યાત્મિક અને નૈતિક વિકાસ જોઈએ તેટલો સાધી શક્યો નથી પરિણામે તેની દશા લકવાના દર્દી જેવી થઈ રહી છે માનવતા મરી રહી છે અને દાનવતાને છૂટો દોર મળી રહ્યો છે જિંદગીનો સાચો આનંદ કરમાઈ ગયો છે. આવા સમયે એક ક્રાંતદર્શી સંતની આ જાદુભરી વાણીનો મધુર અને સુંદર પ્રવાહ હતાશ થયેલા માનવીને શાંતિનાં દર્શન કરાવશે આ પ્રવાહ સહેજ પણ રોકટોક વિના અસ્ખલિત વહ્યે જ જાય છે તે જીવનના ઊંડાણને સ્પર્શી જાય છે. તે ભૂલેલાને સાચો જીવનપથ ચીંધે છે

બીજા શબ્દોમાં આ પ્રવચનોને જીવનનું બોલતું નવું ભાષ્ય કે મહાભાષ્ય કહી શકાય નવા યુગનો માનવી લાલસાતૃપ્તિ પાછળ ગાંડો થયો છે, પ્રગતિને નામે સંહારક શસ્ત્રાસ્ત્રોનું ઘડતર કરે છે, ભોગવિલાસમાં ગળાબૂડ ખૂંપી ગયો છે, સંકુચિત સ્વાર્થવૃત્તિ ધરાવે છે, ખોટા રીતરિવાજો અને રૂઢિઓના સકંજામાં સપડાયેલો છે, જ્ઞાતિ, ધર્મ અને પ્રાંતીયતાના બખેડામાં ડૂબેલો છે તેને આ મહાભાષ્ય 'સત્ય, શિવ અને સુંદર'ની કલા શિખવાડશે, જીવનોત્કર્ષના પ્રેરણા-પીયૂષ પાશે અને જ્ઞાતિ, ધર્મ અને પ્રાંતની સાંકડી દીવાલોમાંથી બહાર કાઢીને શુદ્ધાતિશુદ્ધ માનવતાનાં દર્શન કરાવશે

શ્રદ્ધેય મંત્રી મુનિશ્રીનો છેલ્લા વરસનો જોધપુર વર્ષાવાસ સંઘ માટે વરદાનરૂપ નીવડ્યો છે આ કંડિકાઓના લેખકને પણ તેમના પ્રવચનો સાંભળવાનુ સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું છે. પ્રવચનો સાભળ્યા પછી મને ખાતરી થઈ છે કે મંત્રી મુનિશ્રી એક પ્રતિભાશીલ વક્તા–વ્યાખ્યાનકાર છે. તેમના વિચારો મૌલિક અને વૈજ્ઞાનિક છે ગમે તેવા વિષયને પણ તેઓ સરળ, સરસ અને મધુર બનાવીને બોધગમ્ય અને મર્મવેધી શૈલીમા રજૂ કરે છે લોકમાનસ પર તેની ખૂબ જ સારી અસર પડે છે. આ પુસ્તકમાં વિવેચકશ્રીએ જે નિર્ભયતાથી પ્રગતિશીલ અને ગભીર વિચારો રજૂ કર્યા છે, તે જૈનાજૈન સૌને પોતાના તરફ આકર્ષી શકશે, નિસશય. આટલા માટે જ હુ તેની પ્રશંસા કરુ છું હુ આશા રાખુ છું કે આ કીમતી વિચારોનું અધ્યયન કરીને લોકો તેનો લાભ ઉઠાવશે .

જોધપુર<br>
એપ્રિલ, ૧૯૬૦

ઇન્દ્રનાથ મોદી<br>
(ન્યાયમૂર્તિ. રાજસ્થાન હાઇકોર્ટ)

# આપને કંઈક કહેવાનું છે

શ્રદ્ધેય સદ્‌ગુરુવર્ય મંત્રી પંડિતપ્રવર શ્રી પુષ્કર મુનિજી મહારાજનાં ક્રાંતદર્શી પ્રવચનોનો આ મૌલિક સંગ્રહ '**जिन्दगीकी मुस्कान**' શીર્ષક હેઠળ હિંદીમાં પ્રગટ થયો. ભારતના પ્રતિભાસંપન્ન વિદ્વાનોએ અને સુપ્રસિદ્ધ દૈનિકો, સાપ્તાહિકો, પાક્ષિકો અને માસિકોએ આ ગ્રંથની મુક્ત કંઠે પ્રશંસા કરી. તેમની પ્રશસ્તિનો સૂર આ પ્રમાણે હતો. 'આ પ્રકાશનમાં સંગ્રહાયેલાં વ્યાખ્યાનો વિચારપૂર્ણ અને કલ્યાણકારી છે. આ વ્યાખ્યાનો આવતી કાલની પેઢીની સમસ્યાઓનો મૌલિક તોડ કાઢવા જેટલાં સામર્થ્યશીલ છે. તે સાચા જીવનપથના ભોમિયાની ગરજ સારે છે.'

આ પુસ્તક આટલા ટૂંકા ગાળામાં આટલું બધું લોકપ્રિય થઈ પડશે એવો અમને સ્વપ્નેય ખ્યાલ નહોતો. સાક્ષરવર્ગમાં પણ આ પ્રકાશને સારો આદર પ્રાપ્ત કર્યો છે. ગુજરાતી ભાષાના વાચકો માટે પણ આ ગ્રંથ સુલભ બનવાનો છે.

ગુજરાતની ધર્મપ્રેમી જનતા આ પુસ્તકમાંથી જીવનોત્કર્ષની મંગલમય પ્રેરણા ગ્રહણ કરીને જીવનને મહાન બનાવે એવો વિચાર સૌપ્રથમ પરમસ્નેહી સંત-માનસ શ્રી નેમીચન્દ્રજીના મગજમાં પ્રાદુર્ભૂત થયો અને તેમણે અમદાવાદના લક્ષ્મી પુસ્તક ભંડારના સંચાલક શ્રી ધનરાજભાઈ કોઠારી સમક્ષ રજૂ કર્યો. આ વિચારને તેમણે સહર્ષ સ્વીકારી લીધો. આ પુસ્તકના ગુજરાતી સંસ્કરણનો બધો યશ શ્રી કોઠારીને છે. બસ, હવે આપને એટલું જ કહેવાનું છે કે આ પ્રવચનો વાંચીને આપ આપના જીવનને પ્રોજ્જવળતા બક્ષો.

જૈન સ્થાનક<br>ભીમ (મેવાડ)<br>૧ જાન્યુઆરી, '૬૧

દેવેન્દ્ર મુનિ<br>'શાસ્ત્રી': 'સાહિત્યરત્ન'

# અનુક્રમ

[ ૧ ]

# જિંદગીનો આનંદ

જગતના બધા ધર્મો, દર્શનશાસ્ત્રોના વિચારપ્રવાહો, વાદો અને જ્ઞાનવિજ્ઞાનનું આખરી ધ્યેય છે-માનવજીવનને સર્વશ્રેષ્ઠ બનાવવાનું, માણસમાં રહેલી માણસાઈને જગાડીને તેને દેવત્વ અને ભગવત્ત્વ સુધી દોરી જવાનું જો માણસ પોતાની જિંદગીની સંભાળ રાખે, પોતાના જીવનની ઉજ્જવળતા અને કિંમત સમજે અને માનવ-જીવનની મહત્તાનું સાચું મૂલ્યાંકન આંકે, તો જ આ ઉદ્દેશ પાર પડી શકે. જ્યાંસુધી કોઈ માણસ પોતાના જીવનને સારી રીતે ઓળખતો નથી, પોતાના જીવનના વિરાટ તત્ત્વને ગ્રહણ કરતો નથી, ત્યાંસુધી તેના જીવન પર કોઈ નવો ઢોળ ચડી શકતો નથી, તેના પર પૉલિશ કે રંગરોગાન કરી શકાતાં નથી, તે જિંદગીને માંજી કે અજવાળી શકાતી નથી એક રંગરેજ છે તે જૂના કપડા પર નવા રંગ ચડાવવા ઇચ્છે છે પહેલાં તો તેને પેલો જૂનો રંગ કાઢી નાખવો પડશે આમ કરે તો જ તે પેલા કપડા પર બીજો રંગ ચડાવી શકે. આ જ રીતે જો કોઈ માણસ પોતાના જીવન-પટ (વસ્ત્ર) પર નવો ચમકદાર રંગ ચડાવવા ઇચ્છતો હોય તો તેણે પહેલાંનો રંગ કાઢી નાખવો જોઈએ આ રંગ કેટલાય વર્ષ પહેલાંનો છે. તેના પર હજારો અને લાખો વર્ષના સંસ્કારોનું પડ બાઝેલું છે જો તે પહેલાંનો જૂનો રંગ ન કાઢી નાખે, તો તેના પર નવો રંગ અસર નહીં લાગે અને તેનું જીવન-પટ ખરાબ રંગનું થઈ જશે. આ જ રીતે એક ચિત્રકારની સામે ચિત્ર દોરવાનાં બધાં જ સાધનો પડ્યાં છે,

ચિત્રકાર પણ હાથમાં પીંછી લઈને સ્વસ્થ ચિત્તે ચિત્ર દોરવા તૈયાર બેઠો છે; પરંતુ જે દીવાલ પર ચિત્ર દોરવાનું હોય, તે જ જો પહેલેથી સાફ ન હોય, મેલી હોય, ખાડા-ટેકરાવાળી, સરખી ન હોય, તો ગમે તેટલો પ્રયત્ન કરવા છતાંય તે સારું ચિત્ર નહી જ દોરી શકે. આ જ રીતે જો તમારી જિંદગીરૂપી દીવાલ મેલી અને ખરબચડી હોય, સરખી ન હોય અને તમારે તેના પર સુંદર ચિત્ર દોરવું હોય, તો તમે સારું ચિત્ર નહીં જ દોરી શકો. તમારી પાસેના શરીર, ઇંદ્રિયો, મન, બુદ્ધિ અને વાણી જેવા સાધનોથી પણ તમારુ ચિત્ર ઉત્કૃષ્ટ નહી જ થઈ શકે તમારે તમારી જિંદગી-રૂપી દીવાલને પહેલા સરખી કરવી જ પડશે, તેનુ ખરબચડાપણું કાઢી નાખવુ પડશે અને તેનો મેલ કાઢી નાખવો પડશે તેમ કર-વામા આવે, તો જ જુદા જુદા સાધનોથી સુંદર ચિત્ર દોરી શકાય. જો આપણી જિંદગીરૂપી ચાદર કાળી હોય, મસોતા જેવી હોય, દુર્ગંધ મારતી હોય, તો તેના પર બીજો રંગ ન ચડી શકે. કવિના શબ્દોમા કહેવુ હોય તો–

**સૂરદાસની કાળી કામરી, ચડે ન બીજો રંગ.**

જિંદગીની કાળી કામળ કે મેલી કામળ પર રંગ ચડાવવાના પણ આ જ હાલ છે. જીવનના અદ્વિતીય કલાકાર ભગવાન મહાવીરે આ જ વસ્તુ જીવનના જિજ્ઞાસુઓને કહી હતી:

**ધમ્મો સુદ્ધસ્સ ચિટ્ઠઇ.**

જે જીવન-પટ શુદ્ધ હોય તેના પર જ રંગ ચડી શકે છે અને ટકી શકે છે સારો રંગ ચડાવવા માટે જીવન-પટ શુદ્ધ હોવું જોઈએ, સાફ હોવું જોઈએ, ડાઘાડૂઘી વિનાનું હોવું જોઈએ

તમારું જીવન એ જ સૌથી વધારે કિંમતી ધન છે. ભારતીય સંસ્કૃતિના જ્યોતિર્ધરોએ બાહ્ય ભૌતિક સંપત્તિઓ–જેવી કે રૂપરંગ, બુદ્ધિ, ઇન્દ્રિયો, મન, શરીર, ધન, ધાન્ય, વૈભવ ઇત્યાદિ–કરતાં માનવજીવનને જ વધારે મૂલ્યવાન ગણાવ્યું છે.

આ વિશ્વની અપાર લીલાને જો તમે વિવેકની ખુલ્લી આંખે જોશો, તો તમને ખબર પડશે કે આ દુનિયામાં ચિત્ર-વિચિત્ર જીવો છે, ભાતભાતના જીવો છે. કોઈ અમુક રંગનો હોય છે, કોઈ અમુક ભાત(ડીઝાઈન)નો હોય છે. કોઈ અમુક આકાર-પ્રકારનો હોય છે, તો કોઈ જુદા જ રૂપરંગનો હોય છે વિશ્વના અનેકવિધ જીવ-બાહુલ્યમાં માણસ જ એક જુદી જાતનું પ્રાણી છે તેનો આકાર બીજા પ્રાણીઓ કે પશુ-પક્ષીઓની જેમ નીચું મો અને માથું રાખીને ઢળી પડતો નથી. તે ઊંચું અને સીધું મો રાખે છે આ તેની પ્રગતિ અને ઉન્નતિનું ચિહ્ન છે. તેના રૂપરંગ બીજા પ્રાણીઓથ જુદા પડે છે તેના શરીરનો બાંધો પણ જુદી જ જાતનો છે. સમગ્ર જીવસૃષ્ટિમાં મનુષ્યજીવનથી વધારે સારું બીજું કોઈ જ જીવન નથી. મનુષ્યજીવન જ મુક્તિનું દ્વાર છે મનુષ્યને એટલા બધા ઉચ્ચ પ્રકારનું જીવન પ્રાપ્ત થયું છે કે તે તેની મારફત પરમાત્મા સુધી પણ જઈ શકે છે દેવત્વ સુધી પહોંચવુ તે તો તેના માટે રમત વાત છે જગતમાં જે જે પૌર્વાત્ય અને પાશ્ચાત્ય તત્ત્વચિંતકો થઈ ગયા છે, તીર્થંકરો, સંતો, સાધુઓ, ઋષિઓ, મુનિઓ અને પેગંબરો થઈ ગયા છે, તે બધાએ માનવજીવનની મહત્તાના ગુણ-ગાન એક સ્વરે ગાયાં છે જૈનાગમોમાં માનવજીવન માટે 'દેવાનુપ્રિય' શબ્દ આવે છે ભૌતિક સત્તાના અધિષ્ઠાતા દેવોના જીવન કરતાં માનવજીવન ચડિયાતું છે, એટલા માટે દેવતાઓને આ જીવન ખૂબ જ ગમે છે આ જીવન તેમનું પ્રિય જીવન છે દેવતાઓનું કેવળ આ હાડ-માંસથી બનેલા માનખા દેહ પ્રત્યે જ આકર્ષણ

નથી, તેમનું આકર્ષણ માનવના આત્મા, મન, બુદ્ધિ, વાણી અને ઇંદ્રિયોના સ્વામી માનવજીવન પ્રત્યે છે

તમને માણસ તરીકેનું જીવન મળ્યું છે. તમે તેનો વિકાસ કરી શકતા નથી, તેને ચમકાવી શકતા નથી કે તેની કિંમત પણ સમજી શકતા નથી તમે તેને મફતના ભાવે લૂંટાવી દેવા તૈયાર થાઓ છો આ પ્રમાણે થતું હોય, તો તમારે સમજવુ જોઈએ કે તમને માનવજીવન મળ્યું છે તો ખરુ, પરતુ તમે તેને સમજ્યા જ નથી, તેની પરીક્ષા જ કરી નથી, તમારા જીવનમા આનંદ નથી. જે જીવનમાં આનંદ નથી, જે જીવનમાં હાસ્ય નથી, જે જીવનમા વિકાસનો અભાવ છે, તે જીવન પૃથ્વી પર ભારરૂપ છે. વાસનાનો ભાર ઊચકીને તે જીવન પસાર કર્યે જાય છે આવા માણસનું જીવન કેવળ શરીરને શણગારવામાં, ધનના ઢગલા એકઠા કરવામા, બગલા બાંધવામાં અને વિલાસપૂર્ણ વસ્તુઓની લગાર લગાડવામાં જ ખર્ચાઈ જાય છે. તેનું જીવન નીરસ, નિરુદ્દેશ્ય અને ખટકા વિનાતુ થઈ જાય છે જે જીવન આપમેળે જ ચિમળાઈને પૂરુ થઈ જતું હોય, તેની શી કિંમત ? જે કોઈના કામમા ન આવતું હોય કે બીજાને પ્રેરણાદાયી ન બનતું હોય, તેનો અર્થ પણ શુ ?

કલ્પના કરો: એક માણુસ તેના મિત્રને પત્ર લખવા ઇચ્છે છે. પરબીડિયુ ખૂબ જ મજબૂત અને સુંદર છે. તેના પર વેલની સરસ ભાત પણ છે આર્ટ પેપરનો ચીકણો કાગળ છે પરબીડિયા પર તેણે પોતાના મિત્રનુ સરનામુ પણ લખ્યું છે પરંતુ તેણે તેના મિત્રને સમાચાર બિલકુલ લખ્યા જ નથી. તેનો મિત્ર પરબીડિયુ ઉઘાડે છે પરતુ તેને કઈ સમાચાર તો જાણવા મળતા જ નથી. તો પછી આ કોરુ પરબીડિયું શા કામનુ ? તેના પર દોરેલી વેલ અને લખેલા સરનામાનો શો અર્થ ?

આ જ દશા માનવજીવનરૂપી પત્રની પણ છે. જો કોઈ માણુસ પોતાના શરીરરૂપી પરબીડિયાને વ્યવસ્થિત રીતે શણગારે, મોં પર પાવડર અને ક્રીમ ચોપડે, શરીર પર સુંદર રેશમી વસ્ત્રો ધારણ કરે, હીરા-રૂપાના દાગીના પહેરે, પરંતુ જીવનમાં જે મૂળ તત્ત્વ-સત્ત્વ હોવુ જોઈએ તે ન હોય, જીવનવ્યવહારમાં માણસાઈ, સંયમ, વિનય, વિવેક જેવા સદ્દગુણો ન હોય, તો તે જીવન પણ સમાચાર વિનાના પરબીડિયા જેવુ જ છે આવા જીવન-પરબીડિયાથી માણુસનો કોઈ પણ પ્રશ્ન હલ થતો નથી, તેનાથી જીવનમા નિરાશા જ જન્મે છે.

એક બગીચામાં અમુક જાતનાં ફૂલ ખીલે છે. આ ફૂલમા સુવાસ તો હોતી જ નથી. તેમાં કેવળ રંગનો જ ભભકો હોય છે. તમને આ ફૂલ પાસે જવાનુ મન જ નહીં થાય આ રીતે એક માણુસને લાંબુ, પહોળુ, સુદર અને દેખાવડુ શરીર મળ્યું છે. પરતુ તેનામા વિનય, વિવેક, માનવતા, સયમ, સત્ય અને અહિંસા જેવા સદ્દગુણોની સુવાસ જ નથી આ માણુસ પ્રત્યે જગતના કોઈ પણ ડાહ્યા માણુસનું આકર્ષણુ નહીં જ થાય કવિઓની કલમો, લેખકોની લેખણો અને ચિત્રકારોની પીછીઓ પણ આવા સુવાસ-રહિત જીવનનુ રેખાચિત્ર દોરવા નહીં જ પ્રેરાય. પ્રેરાશે તોપણુ કેવળ તિરસ્કારની લાગણીથી જ. જે જિદગીમાં સત્ય, શિવ અને સુદર નથી હોતુ, તે જિદગી કરમાઈ ગયેલી છે. તેની પાસે કરકવામા પણુ લોકોને સંકોચ થાય છે કોઈ તેનુ અનુકરણુ કરવા લલચાતુ નથી આવી જિદગીમા અને પશુની જિદગીમા ખાસ અતર નથી હોતુ

જગતના ઇતિહાસમાં આવા કેટલાય દાખલા મળી આવશે. કેટલાય માણુસોની જિદગીનુ તત્ત્વ-સત્ત્વ ખૂટી ગયુ હતું, તેમની જિદગી અકાળે ચિમળાઈ ગઈ હતી, તેમની જિદગીમા વિષયની જ્વાળાઓએ કાલિમા

ચોપડી હતી, તેમની જિંદગીને ઈર્ષ્યાની કાળી નાગણે ડસી લીધી હતી, તેમની જિંદગીને સ્વાર્થ અને મોહના રાક્ષસોએ ઘેરી લીધી હતી, તે જીવતા હતા, પરંતુ મરેલા જેવા જ, ભારરૂપ થઈને, જીવનથી નિરાશ થઈને. તેમના જીવનમાં કોઈ આકર્ષણ નહોતું. તેમના જીવનમાં સૌંદર્ય, માધુર્ય, સૌરભ કે શિવત્વ પણ નહોતા. તેમના જીવનને આપણે નિષ્ફળ-અસફળ જીવન કહી શકીએ. તેમની પાસે પૈસાનો ઢગલો હોવા છતાય, અઢળક વૈભવ હોવા છતાંય, સાધનોનો સગ્રહ હોવા છતાંય તેમના જીવનને સફળ ન જ કહી શકાય.

કસ અને રાવણની વાત પણ આ જ પ્રકારની છે તેમના જીવનમા આનદ નહોતો. આ બે જણા ખૂબ જ મોટા વૈભવશાળી સમ્રાટો હતા કેટલાય લોકો તેમના તાબેદાર હતા. પૈસાનો તો અભાવ જ નહોતો શરીરે પણ સુંદર અને સશક્ત પરંતુ તેમના જીવનમા જે વસ્તુનો અભાવ હતો, તેનું નામ છે આનંદ, જિદગીનો આનદ, જીવનનો આનદ! તેમણે આખી જિદગી સુધી લોકો પર અત્યાચાર આદર્યો, પારકાની જિદગી સાથે ખેલ ખેલ્યા કોઈના જીવન તરફ તેમને લાગણી જ નહોતી. તેમના જીવન દરમિયાન તે કોઈને સતોષ આપી શકયા નહોતા. આ કારણને લીધે જ કોઈ ઇતિહાસકાર કે લેખક તેમનુ ચરિત્ર આલેખે છે, ત્યારે તેનામા કેવળ તિરસ્કારની જ લાગણી હોય। છે તેમના જીવનનો ઇતિહાસ વાંચીને વિચારકો, તત્ત્વજ્ઞાનીઓ તેમના નામ પર થૂકે છે. ગોશાલક અને ગોડસેનું જીવન પણ આ પ્રકારનુ જ છે તેમણે પણ લોકોનો તિરસ્કાર વહોરી લીધો હતો આ લોકોએ તેમના જીવનમા કેટલાંક સારાં કાર્યો પણ કર્યાં જ હશે; પરતુ તેમના જીવનનો ઘણોખરો ભાગ ત્રાસદાયક જ હતો હેર હિટલરનુ જીવન પણ મારકાપમાં જ પસાર થયુ. એક દિવસ તે જર્મનીનો સર્વેસર્વા (All in all) હતો આ લોકોએ તેમના જીવનમા આનંદનાં દર્શન ન જ કર્યાં.

જે જીવનમાં હિંસા અને વેરની ભાવના કામ કરતી હોય, તે જીવન તિરસ્કારપાત્ર છે જ લોકો આવા જીવનની આશા નથી રાખતા આવા માણસોને પોતાને પણ અજંપો રહે છે આનંદ તેમના જીવનનું મુખ્ય અંગ બનીને રહી શકતો નથી. જાપાનના હિરોશિમા નગરનો સર્વનાશ થઈ રહ્યો હતો એટમ બૉમ્બને લીધે બધી વસ્તુઓ બળીને ભસ્મ થઈ ગઈ હતી આ ગરમાગરમ રાખના ઢગલા પર એક માણસ દોટ મૂકીને કંઈક ખોળતો હતો તે ઘડીકમા આ તરફ દોડતો હતો અને ઘડીકમાં બીજી તરફ. કોઈ કોઈ વખત તે જોરથી બરાડા પાડતો હતો

'He shall go to hell, who has destroyed this beloved town of Japan.'

(જેણે જાપાનના આ સુંદર શહેરનો વિનાશ કર્યો છે, તે નરકમા જ જશે.)

કોઈક વખત તે થાંભલા પર ચડીને ચારે બાજુએ નજર દોડાવતો, પરંતુ તેને ક્યાય તેની ઇચ્છિત વસ્તુનાં દર્શન થતા નહોતા. વૃક્ષો, છોડવાઓ અને પાંદડાં—બધુ જ કરમાઈને રાખ થઈ ગયુ હતું ગરમ રાખ પર ચાલવાને લીધે તે પણ દાઝી ગયો હતો તેનું શરીર કાળુ મેશ પડી ગયુ હતુ.

એટલામા જ સ્વયસેવકો ભરેલી એક ઍમ્બ્યુલસ કાર ત્યાં આવી પહોચી સ્વયંસેવકોએ માની લીધુ કે આ કોઈક ચસકેલ ભેજાનો ભારતીય છે તેઓ તેને સહાયતા કેન્દ્રમા લઇ ગયા ત્યા તેના ખાવા પીવાની વ્યવસ્થા કરવામા આવી

બીજી બાજુ અમેરિકામાં અણુ બૉમ્બના શોધક ડૉ ચાર્લ્સ નિકોલસની શોધાશોધ ચાલી રહી હતી. તેની પત્ની 'મેરી' અને

તેના પ્રિય મિત્ર 'રોબર્ટ સિડની'એ તેને શોધી કાઢવા માટે દોડધામ મચાવી મૂકી હતી તેમના હૃદયમાં આ જ વિચારતરંગો ઉછાળા મારતા હતા. 'અમે નિકોલસને કેટલું બધું સમજાવ્યો હતો કે એટમ (અણુ) બોમ્બની શોધના ઉપયોગથી જગતનો કેટલો વિનાશ થઈ જશે, કેટલા લોકો જીવ ગુમાવશે? આ સ્વર્ગ જેવી દુનિયા નરક બની જશે. પરંતુ તેણે અમારુ કહેવુ ન જ માન્યું. આ કારણને લીધે તો અમે તેનાથી અળગાં થયા તેણે ચાળીસ વર્ષની આ શોધને સરકારના હાથમાં સોપીને જગતમાં રૌરવનું દૃશ્ય ખડુ કરી દીધું છે. આમ હોવા છતાંય સ્નેહી તરીકે અમારે તેની ભાળ કાઢવી જ જોઈએ.' આ રીતે વિચાર કરીને તે લોકો તેની પ્રયોગશાળામાં ગયાં પરંતુ ત્યા એક દીવાલ પર નિકોલસના હાથે જ લખાયેલું વાક્ય હતુ: 'He shall go to hell' (તે નરકમાં જ જશે.) આ જ વખતે નિકોલસના વૃદ્ધ નોકર ટોમીએ તેમને જણાવ્યું કે જે સમયે હિરોશિમાના વિનાશના સમાચાર રેડિયો પર સંભળાયા, તે જ વખતે તે ઊભા થઈ ગયા અને ગાડાની જેમ બૂમો પાડીને આંખો બંધ કરી દીધી તે ત્યાંથી દોટ મૂકીને ભાગ્યા હતા. ત્યારબાદ તેમના કોઈ સમાચાર નહોતા

વર્તમાનપત્રોમા ડૉ. ચાર્લ્સ નિકોલસના ગુમ થવાના સમાચાર આપીને 'સિડની' અને 'મેરી' અમેરિકાથી જાપાન ગયાં ત્યાં શાંતિ સંઘના સભ્યોએ તેમનુ ભવ્ય સ્વાગત કર્યું. તેમને સહાયતા કેન્દ્રનું નિરીક્ષણ કરવા માટે લઈ ગયા. ત્યાના પ્રસિદ્ધ ડૉકટર વિલિયમે હૉસ્પિટાલનું નિરીક્ષણ કરાવતાં પૂછ્યુ: 'તમે કહી શકો તેમ છો ખરા કે આવા ભયંકર અણુબૉમ્બનું શોધક કોણ હતું?' સિડનીએ ડૉ. ચાર્લ્સ નિકોલસના નામનો ઉલ્લેખ કર્યો આ જ વખતે તેમના કાને એક પાગલના શબ્દો અથડાયા:

'Alas, he shall go to hell!'
(અફસોસ, તે નરકમા જ જશે!)

આ શબ્દો સાંભળીને તે એકદમ ચોંકી ઊઠ્યાં. તેમને ખાતરી થઈ ગઈ કે આ પાગલ જ ચાર્લ્સ નિકોલસ હતો પ્રયોગશાળાની દીવાલ પર પણ આ જ શબ્દો લખેલા હતા ટોમીએ પણ આ જ હકીકત કહી હતી.

તે સીધાં જ તેની પાસે ગયા અને આંખોમાંથી આંસુ વરસાવતા કહ્યું: 'ઓ નિકોલસ! તારી આ દયાજનક સ્થિતિ!' નિકોલસ પણ પોતાની પ્રિય પત્ની અને મિત્રને ઓળખી ગયો તેણે લથડતી જીભે પોતાનાં દુષ્કૃત્યો પર પશ્ચાત્તાપ કરતા કહ્યું 'મેરી! તારા શબ્દો સાચા પડ્યા છે. હું નરકમાં જ જવાનો છુ. જે પારકાના આનંદને ખતમ કરીને પોતે આનદ ભોગવવાની ઇચ્છા રાખે છે, તે કેવળ કલ્પનાની પાંખે જ ઊડતો હોય છે. મે બીજાંનો વિનાશ કરવા માટે મારી શોધનો ઉપયોગ કર્યો આ કારણને લીધે મારો આનદ આજે અદૃશ્ય થઈ ગયો છે.'

આ છે જિંદગીનું દેવાળુ! જે જીવનમાં આનંદ નથી હોતો, ત્યા અકાર્ય કરતી વખતે કેટલુ દુ ખ પડે છે? નિકોલસના જીવન પરથી આપણે સમજી શકીએ છીએ કે જેણે પોતાના જીવનનાં ચાળીસ વર્ષ આ મહાભયંકર વિનાશક વસ્તુની શોધખોળ પાછળ ગાળ્યા, તે વસ્તુસ્થિતિનુ જ્ઞાન હોવા છતાંય, અનિષ્ટ તરફ અનિચ્છાએ પણ ધકેલાયો અને તેની જીવનલીલા પણ આ જ રીતે આનદરહિત થઈને સંકેલાઈ ગઈ. જો તેણે ઇચ્છા રાખી હોત અને તેના જીવનમાં કિંમતીમા કિંમતી સાધનો–બુદ્ધિ, હૃદય, ઇંદ્રિયો ઇત્યાદિ–નો સદુપયોગ કર્યો હોત, તો આજે તેના જીવનમાં સાચો આનદ ઊભરાતો હોત, તેનું જીવન સોળે કલાએ ખીલી ઊઠ્યું હોત

તમે ચંદ્રમાને તો જોયો જ હશે જુઓ છો પણ ખરા! ચંદ્રમામાં જ્યારે બધી જ કલાઓ ખીલી ઊઠે છે, ત્યારે તે કેટલો

આનંદપ્રેરક દેખાય છે। લોકોના જીવનને તે આહ્લાદભર્યું બનાવી મૂકે છે। લોકોના હૃદયમાં શાંતિનો સંચાર કરે છે। પૂર્ણિમાના ચન્દ્રને બધાં જ પ્રાણીઓ પ્રસન્ન ચિત્તે આનંદથી જોઈ રહે છે આનું રહસ્ય કેવળ એટલુ જ છે કે તેનામાં બધી જ કલાઓનો વિકાસ થયેલો છે, તે પૂર્ણ છે।

આ પ્રમાણે જે પુરુષોનું જીવન સોળે કલાએ ખીલી ઊઠે છે, તેમના જીવનમાં આનંદની છોળો ઊડે છે. લોકો તેમના જીવનનુ અનુકરણ કરે છે. બધાં જ પ્રાણીઓ તેમનું ભલું થાય તેમ ઇચ્છે છે સૌના માટે આ જિંદગી આહ્લાદભરી બને છે. લોકોનાં હૃદય ઠંડાં થાય છે. લોકો આવા જીવનની ઝંખના રાખે છે. મર્યાદાપુરુષોત્તમ રામ, કર્મયોગી કૃષ્ણ, ભગવાન મહાવીર, મહાત્મા બુદ્ધ, ઇસુ ખ્રિસ્ત અને મહાત્મા ગાંધી જેવા જગતના મહાપુરુષોનું જીવન પૂર્ણિમાના ચન્દ્ર જેવુ આનંદપૂર્ણ હતું. તેમના જીવનમાં શાંતિ, પ્રેમ, ક્ષમા, ન્યાય અને સત્ય જેવી કલાઓ ખીલેલી હતી આ કારણને લીધે જ આજે હજારો વર્ષ કે થોડાંક વર્ષ પસાર થઈ ગયા પછી પણ જગતના લોકો તેમના જીવનના ગુણગાન ગાય છે, તેમના જેવું જીવન જીવવાની આશા રાખે છે અને તેમના જીવનને અનુકરણીય માને છે તેમની જીવનકલા આનંદ સાથે ખીલી ઊઠી હતી. તેમના જીવનમાં સ્વાભાવિક–સાહજિક આનંદનો ધોધ વહેતો હતો નિકોલસે શોધેલા અણુ બોમને બદલે તેમણે 'પ્રેમાણુ બૉમ્બ'ની શોધ કરી હતી. પ્રેમની પરિપૂર્ણતા અને વ્યાપકતાએ જ તેમની જિંદગીના પ્યાલાને આનંદથી છલોછલ ભરી મૂક્યો હતો તેમણે જીવનની કલા સારી રીતે હસ્તગત કરી લીધી હતી ગમે તેવી મુસીબતોનો, આધીનો અને દુખોનો તેમણે સહાસ્ય સામનો કર્યો હતો. તેમના હૃદયને નિરાશાએ ન ઘેરી લીધું. સારા કાર્યો કરતી વખતે તેમણે કોઈ દિવસ નિરાશાનો સૂર કાઢ્યો નથી, થાક લાગવાનુ બહાનું કાઢ્યું નથી.

આ કારણને લીધે જ તેમના જીવનનો આનંદ છેવટ સુધી ટકી રહી શક્યો. યોગીશ્વર આનંદઘનજીનુ જીવન પણ આનંદમય ગયુ. તેમના જીવનમા જે મસ્તી હતી, જે બેફિકરાઈ હતી, તે તેમના જીવનના આનંદના પ્રતીક સમી હતી

યોગીશ્વર આનંદઘનજી એક નિસ્પૃહી સંત હતા. એક વખત તેઓ કોઈક ગામમા ઊતર્યા હતા. ત્યા એવો નિયમ હતો કે 'નગરશેઠ' વ્યાખ્યાન સાભળવા આવે, ત્યારે જ કોઈ પણ સાધુ પોતાનુ વ્યાખ્યાન સભળાવવાની શરૂઆત કરી શકે અન્ય શ્રોતાઓ તરફ બેપરવા રહીને એક શ્રીમતની ખુશામત કરે તેવા યોગીશ્વરજી નહોતા તેઓ કોઈને વધારે પડતુ ખોટુ મહત્ત્વ ન આપતા. સજોગવશાત્ એક દિવસ નગરશેઠ વ્યાખ્યાનમા સહેજ મોડા પડ્યા. આનંદઘનજીનું વ્યાખ્યાન શરૂ થઈ ગયુ હતું આ વસ્તુ નગરશેઠને ખૂબ જ ખટકી તે વખતે તો તે મન મારીને વગર બોલ્યે બેસી રહ્યા વ્યાખ્યાન પૂરુ થતા જ તેમણે આનંદઘનજી પાસે જઈને કહ્યુ. 'મહારાજ, આપને અહીના રિવાજ અને નિયમની ખબર નથી? નગરશેઠની પધરામણી થયા પછી જ અહી વ્યાખ્યાનની શરૂઆત થાય છે આપે આ ગામની મર્યાદાનો ભગ કર્યો છે આપે જોઈ વિચારીને આ પગલું ભરવુ જોઈતુ હતુ' આનંદઘનજી ફક્કડરામ સાધુ હતા નગરશેઠ આવે ત્યા સુધી વ્યાખ્યાન આપ્યા સિવાય બેસી રહેવાની તેમને શી પડી હોય? તેમણે મસ્તીમા જ જવાબ આપ્યો 'હુ આવી ગેરવાજબી મર્યાદાઓમા માનતો જ નથી તે કેવળ ભૌતિક સપત્તિવાળાના જ અભિમાનને પોષે છે' શેઠે ગુસ્સે થઈને કહ્યુ 'મહારાજ, આપને આ ગામ અને સપ્રદાયમા જ રહેવાનુ છે પછી આટલી અક્કડાઈ કરવાથી જિદગી કેવી રીતે પૂરી કરશો?' આનંદઘનજીએ જોયુ કે શેઠનો પારો ગરમ થઈ ગયો હતો તેમણે શાતિથી જવાબ આપ્યો. 'શેઠજી, એવુ હોય તો હું અત્યારે જ આ ગામ છોડીને ચાલ્યો જાઉ છુ અને સંપ્રદાય

સાથે મેં મારા આત્માને બાંધી દીધો નથી. જો તમે એવો ગર્વ કરતા હો કે આનંદઘનનું તમે જ પોષણ કરો છો, તો તે ખોટી માન્યતા છે. મારે તમારા આ ભવ્ય ઉપાશ્રયોની આવશ્યકતા નથી. મને શેઠિયાઓની ગુલામી પણ પસંદ નથી.' આટલું કહીને તેઓ તે જ વખતે જ ગલમાં સાધના કરવા ચાલ્યા ગયા તેઓ જુદે જુદે સ્થળે ફરીને સાધના કરવા લાગ્યા આ છે જીવનના આનંદનો એક નમૂનો! જ્યા આવો આનંદ હોય છે, ત્યાં કોઈ પણ ઉત્તમ કાર્ય, ઉત્તમ સાધના અટકી પડતા નથી દુઃખ અને આફત પણ અગિચારા ગણી જાય છે. યોગીશ્વર આનંદઘનજીએ પોતાની રચેલી 'તીર્થંકર ચોવીસી'માં ત્રીજા તીર્થંકર સભવનાથજીની પ્રાર્થના કરતાં જીવનના સાચા આનંદનું રહસ્ય પ્રગટ કરતાં કહ્યું છે:

> **સેવન કારણ પહેલી ભૂમિકા રે,**
> **અભય, અદ્વેષ, અખેદ;**
> **ભય ચંચલતા જે પરિણામની રે,**
> **દ્વેષ અરોચક ભાવ.**
> **ખેદ પ્રવૃત્તિ કરતાં થાકિયે રે,**
> **દોષ અબોધ લખાવ;**
> **સંભવ દેવ તે ધુર સેવો સર્વે રે,**
> **લહી પ્રભુ સેવન ભેદ.**

કવિ આનંદઘનજી જીવનનો આનંદ પ્રગટ કરવા માટે કેટલા ઊંડા ઊતર્યા છે? તેઓ કહે છે કે પ્રભુની સેવા કરવા માટે અર્થાત્ પ્રભુપદ મેળવવા માટે, જીવનને પ્રભુત્વસંપન્ન બનાવવા માટે પ્રભુત્વસેવનનું રહસ્ય જાણી-સમજીને સેવન કરો. પ્રભુ સેવનનો અર્થ જ 'જીવનનો વાસ્તવિક આનંદ પ્રાપ્ત કરવો' એમ થાય છે, 'જીવનને પ્રભુત્વની મસ્તીથી ઓતપ્રોત કરી દેવું' એવો થાય

છે. તેના માટે પહેલા ભૂમિકા પ્રાપ્ત કરી લો તેની ભૂમિકા તૈયાર કરવા માટે સૌથી પહેલાં ત્રણે તત્ત્વોની આવશ્યકતા રહે છે: અભય, અદ્વેષ અને અખેદ અભયનો અર્થ આમ તો નિર્ભયતા થાય છે. પરંતુ અહી ગમે તેવી રીતે અસ્તવ્યસ્ત જીવન જીવવું તેને નિર્ભયતા કહેવામાં આવી નથી. વિનાશક શસ્ત્રો કે અણુ બોંબની શોધને પણ નિર્ભયતા કહેવામાં આવી નથી. એવરેસ્ટ જેવાં ઉત્તુંગ ગિરિશિખરો પર આરોહણ કરવાની હિંમતને પણ અભય ન જ કહેવાય. કોઈ માણસ લાખો લડવૈયાઓની વચ્ચે ઊભો રહીને છાતી પહોળી કરીને ધનાધન ગોળીઓ ચલાવતો હોય કે કોઈ ભૌતિક સાધનની કે વિનાશક શસ્ત્રોની શોધ કરતો હોય, તો તેના અંતરની લાગણીઓને પંપાળવા-ઢંઢોળવાથી જણાઈ આવશે કે તેના હૃદયમાં જીવનની કેટલી ચંચળતા છે, તેના હૃદયના ધબકારાને જીવવાનો મોહ કેટલાગણો વધારી મૂકે છે. બાહ્ય રીતે ત્યાં નિર્ભયતાનો સ્વાંગ દેખાશે, પરંતુ અંદરની નાડીની પરીક્ષા કરતાં તેમાં મૃત્યુનો ભય ધબકતો હશે એટલા માટે નિર્ભયતાનો અર્થ અહીં 'આંતરિક વૃત્તિઓની ચંચળતાનો અભાવ' એવો થાય છે જ્યાં આંતરિક પરિણામોની ચંચળતા હોય, ત્યાં બાહ્ય નિર્ભયતા કે બાહ્ય આનંદ જીવનને પ્રભુત્વસંપન્ન બનાવી શકતાં નથી

તેમણે જિંદગીના આનંદનું બીજુ તત્ત્વ બતાવ્યુ છે-અદ્વેષ. અદ્વેષનો અર્થ કોઈની સાથે દ્વેષ ન કરવો, એટલો જ નથી તમે જાણો છો કે સામાન્ય પથ્થર કે એકેન્દ્રિય જીવ કોઈનો દ્વેષ કરતા નથી આ જ કારણથી તેમને કોઈ અદ્વેષી નહી કહી શકે જ્યાં ઉપેક્ષા, તિરસ્કાર કે સદંતર ઉપેક્ષાવૃત્તિ હોય ત્યાં પણ અંદરો-અંદર દ્વેષ દોડધામ કરી મૂકતો નજરે પડે છે. જીવનથી થાકી જઈને બેસી રહેવુ, કોઈ માણસે આપણુ કહેવુ ન માન્યુ તેટલા માટે તેનાથી રિસાઈને દૂર બેસવુ તે પણ અદ્વેષ નથી. તેના મનમા બળાપો ન હોવો જોઈએ જ્યાં મનના પડદામા દ્વેષનો દાવાનળ

સળગી રહ્યો હોય, ત્યાં ઉદાસીનતા કે ભાગેડુ વૃત્તિની રાખનો અભિષેક કરવાથી જ આ દ્વેષાગ્નિ બુઝાઈ જતો નથી, પરંતુ કંઈક કારણ કે પ્રસંગની હવા અડતાં જ ભભૂકી ઊઠે છે. આ કારણને લીધે આનંદઘનજી દ્વેષનો અર્થ 'અરોચક ભાવ' એવો કરે છે. કોઈ પણ વિચાર, વસ્તુ કે વ્યક્તિથી કેવળ દૂર ખસી જવું, તેમાં રસ ન બતાવવો, તેના તરફ તિરસ્કારની લાગણી બતાવવી, તેના તરફ નિષ્ક્રિય ઉદાસીનતા ધારણ કરવી—આ બધું પણ દ્વેષની કક્ષામાં જ આવી જાય છે જ્યાં દ્વેષ હોય છે, ત્યાં મોહ, આસક્તિ, મૂર્ચ્છા ઇત્યાદિ પણ અંદરના પડમાં છુપાયેલા હોય છે જ. એટલા માટે પોતાનો સ્વાર્થ ન સધાતા, મોહની ભૂખ ન સંતોષાતા કે મૂર્ચ્છાને ખોરાક ન મળતા કોઈ માણસ સાથે ન બોલવું, તેની સાથે સંપર્ક ન રાખવો, તેના તરફ તિરસ્કારની લાગણીથી જોવું કે તેની અવહેલના કરવી તે પણ દ્વેષ જ છે જ્યાં વિરોધીમાં વિરોધી વ્યક્તિ પ્રત્યે પણ મનમાં સદ્ભાવ હોય, મળવાનું થાય ત્યારે પ્રેમભાવ હોય, વાણીમાંથી સ્નેહ નીતરતો હોય, હૃદયમાં તેના પ્રત્યે પ્રેમપૂર્ણ સ્થાન હોય, અંતરમાં દયા હોય, ત્યાં જ અદ્વેષનું સાચું સ્વરૂપ હોય છે તેમના વિરોધને લીધે આપણી શુભ કે શુદ્ધ પ્રવૃત્તિને અવરોધવી, સાચા કાર્યો પ્રત્યે ઉદાસીન થવું, તોફાન થશે એવી આશંકાથી સત્કાર્યોથી અળગા થવું અને અરુચિનું પ્રદર્શન કરવું-આ બધાનો પણ એક રીતે દ્વેષવૃત્તિમાં જ સમાવેશ થઈ જાય છે. જ્યાં દ્વેષવૃત્તિ કે અરોચકવૃત્તિ હોય છે, ત્યાં જીવનના સાચા આનંદનો અભાવ હોય છે, જીવનની મસ્તીનો આનંદ નથી હોતો

અને જિંદગીના આનંદનું ત્રીજું તત્ત્વ છે-અખેદ અખેદનો અર્થ ખિન્ન ન થવું એટલો જ નથી એક મજૂર ગમે તેવા કામથી થાકતો નથી કે કંટાળતો નથી એક વૈજ્ઞાનિક અણુ બોમ્બ કે હાયડ્રોજન બોમ્બ બનાવતા કંટાળતો નથી આ પ્રમાણે કરવાથી

જ અખેદ ભાવ આવી જતો નથી અહીં ખોટા કામનો પસ્તાવો હોય છે હૃદયમા અઘટિત કર્યાનો ડંખ હોય છે આ ડંખ હરઘડીએ દુ:ખ ઉત્પન્ન કરે છે, શોક જન્માવે છે માણસે પહેલેથી જ વિવેકના પ્રકાશમા એવી પ્રવૃત્તિ આદરવી જોઈએ, એવા કાર્ય કરવા જોઈએ કે જેથી પાછળથી પસ્તાવાનુ રહે જ નહી હાથમાથી એક વખત તીર છૂટી ગયા પછી તેને પાછું વાળી શકાતુ નથી એટલા માટે કોઈ પણ કાર્યનુ તીર છોડતા પહેલાં માણસે હજાર વખત વિચાર કરવો જોઈએ, જેથી જિંદગીના આનંદમા ભગ ન પડે

શ્રી આનંદઘનજીએ અખેદનો અર્થ પણ સમજાવ્યો છે સમજી–વિચારીને કામ કરતાં કંટાળવુ નહી તે. જો અજ્ઞાનપૂર્વક કામ કરવામા આવે, તો તેમા દોષ આવી જાય છે તેમ થતાં દ્વેષ–ખિન્નતા પણ થાય છે અને તે કામ જીવીએ ત્યા સુધી કાળજામા ઘાની જેમ વાગે છે એટલા માટે પૂરતો વિચાર કર્યા પછી જ કોઈ પણ સારા કાર્યની શરૂઆત કરવી અને શરૂઆત કર્યા પછી તેનાથી કંટાળવુ નહી, તેને અટકાવવુ નહી, તેનાથી ખિન્ન ન થવુ આ કાર્ય કરતી વખતે બોજારૂપ ન જ થઈ પડવુ જોઈએ અખેદનુ રહસ્ય આ જ છે

જો માણસ તેના જીવનમાં જિંદગીના આનંદના આ ત્રણ તત્ત્વોને અપનાવે, તો તેનુ જીવન સોળે કલાએ ખીલેલા કલાનિધિ(ચંદ્રમા)ની જેમ ખીલી ઊઠે, જીવનનો સઘળો આનંદ તે માણી શકે એક વસ્તુ ભુલાવી ન જોઈએ કે ઉપરના ત્રણેય તત્ત્વો એકબીજા સાથે સંકળાયેલા છે જો આ ત્રણ તત્ત્વોમાથી કોઈ એક કે બે જ તત્ત્વોનો સ્વીકાર કરીને સર્વાંગી આનંદ માણવા ઇચ્છા રાખશે, તો તેની આ ઇચ્છા બર નહી આવે આ ત્રણેય તત્ત્વો જીવન સાથે ઓતપ્રોત થઈ જાય, ત્યારે જ સંપૂર્ણ આનંદ પ્રાપ્ત થઈ શકે છે આ ત્રણેય તત્ત્વોનો જીવનમા મેળ બેસવો જ જોઈએ જિંદગીના આનંદનો આ એક કીમિયો છે.

જિંદગીના સંપૂર્ણ આનંદનો અર્થ એવો થાય છે કે જેનો એક વખત પ્રારંભ થયા પછી અટકાવ થાય જ નહી, જે આગળ ને આગળ પૂર્ણત્વ તરફ વધ્યે જ જાય, જે છેવટ સુધી ટકી રહે બીજનો ચંદ્ર બીજથી પૂનમ સુધી વધ્યે જ જાય છે, તેની કલામાં ઉત્તરોત્તર વધારો થયે જ જાય છે તેવી જ રીતે માનવજીવનમાં પણ આનંદની કલા ઉત્તરોત્તર વધવી જ જોઈએ આ કલાએ પૂર્ણત્વ પ્રાપ્ત કરવું જોઈએ. જો તમે અધવચ્ચેથી જ કામ છોડી દેશો, દૂર ખસી જશો કે આગળ વધતા અટકી જશો, તો લખી રાખજો કે તમે સંપૂર્ણ આનંદ માણી શકવાના નથી

લોકોમા એક જૂની વાત ખૂબ જ જાણીતી છે. એક રાજા હતો. તેની રાણીએ એક પુત્રને જન્મ આપ્યો. કોઈક જ્યોતિષીએ તેને કહ્યું કે આ કુમાર ભરયુવાનીમાં જ મરી જશે. રાજકુમારના ગ્રહો પણ આ પ્રમાણે જ બોલતા હતા. હવે શું કહેવાનું હોય? રાજાને પુત્રજન્મનો જે આનંદ થવો જોઈએ, તે કયાય ભુલાઈ ગયો છોકરાનાં માબાપની–રાજા અને રાણીની–ચિંતાનો પાર ન રહ્યો. રાજકુટુંબનાં બધા જ માણસો ચિંતામગ્ન રહેવા લાગ્યા. આ રીતે તેમના જીવનનો આનંદ વિસરાઈ ગયો સૌના મગજમાં પેલા જ્યોતિષીના શબ્દો જ ખટકવા લાગ્યા રાજા અને રાણી પોતાનું કર્તવ્ય પણ ભૂલી ગયા લોકવ્યવહારને લીધે તે પેલા છોકરાનું પાલન–પોષણ પણ કરતાં હતાં, તેને કેળવણી પણ આપતા હતાં, તેને ધર્મશાસ્ત્રોનો અભ્યાસ પણ કરાવતાં હતા, પરંતુ તેમના હૃદયમા આ બધાં કાર્યો તરફ ધૃણાભાવ હતો છોકરો ઉંમરલાયક થાય ત્યાસુધી તેને મોટો કરવાનો કે સાચવવાનો જે નૈસર્ગિક આનંદ હતો, તે હવે નહોતો રહ્યો કર્તવ્યપાલનનો માધુર્યપૂર્ણ આનંદ ઊડી ગયો હતો વાતવાતમા જિંદગીનો બધો આનંદ ખતમ થઈ ગયો, રસ સુકાઈ ગયો. આ બધી મહેનત કેવળ ઔપચારિક (formal) જ હતી. આ રીતે બાળકની મા પણ તેને

ખોળામાં લેતી, ખવરાવતી, પિવરાવતી અને બધી જ ફરજો અદા કરતી. પરંતુ રહી રહીને તેના મગજમાં એક જ પ્રકારના વિચારો આવતા: 'મારો લાલ યુવાન થતા જ મરી જશે' તેના સ્નેહ-સ્રોતનો જે આનંદ મળવો જોઈએ, તે વસૂકી ગયો હતો તેના જીવનમાંથી આનંદની મસ્તી ઊડી ગઈ હતી

હુ તમને એમ કહેતો હતો કે આ જ રીતે જીવનમાં પણ કેટલાક પ્રસંગો એવા આવી જાય છે કે જ્યારે માણસ કર્તવ્યપથ ભૂલી જઈને ભય અને લાલચના રસ્તે દોરવાઈ જાય છે. ભય અને પ્રલોભનથી પ્રેરાઈને જ જે કાર્ય થાય છે, તેમાં જીવનનો સાચો આનંદ નથી હોતો.

આજકાલ આપણા ધર્મના ધુરંધરોના જીવનમા સાચો આનંદ કેમ નથી? ધાર્મિક ક્રિયાઓમા જ દિવસ-રાત તલ્લીન રહેનારાઓના જીવનમા આનંદ કેમ નથી? તેનુ કારણ શોધવાનો પ્રયત્ન કરવામા આવે, તો જણાઈ આવશે કે તેમની બધી જ ક્રિયાઓ ભય અને પ્રલોભનને લીધે જ થતી હોય છે તેમને સ્વર્ગની લાલચ હોય છે કે નરકની બીક હોય છે આ દુનિયાની વાત કરીએ તો સ્વાર્થ સાધવાની, પ્રસિદ્ધ થવાની કે માલેતુજાર બની જવાની લાલચ હોય છે અને બદનામી થવાની, નુકસાન થવાની કે કાયદેસર સજા-શિક્ષા થવાની બીક હોય છે તેમની જીવનયાત્રા કર્તવ્યની કેડીથી દૂર ફંટાય છે. આ કારણુને લીધે તેને ધાર્મિક ક્રિયાઓમા જોઈએ તેટલો રસ નથી પડતો ધાર્મિક કાર્યોમા પણ ભય અને પ્રલોભનનું વિસ્મરણ થઈ શકતુ નથી

તમે ઈશ્વરભક્ત થેરિસાનુ નામ તો સાભળ્યું હશે તે મહાન તત્ત્વવેત્તા હતી, વિચારક હતી તે પોતાના જમણા હાથમા મશાલ અને ડાબા હાથમા પાણીની ડોલ લઈને શહેરના બજારોમા અને ગલીઓમા થઈને પસાર થતી, ત્યારે લોકોની જિજ્ઞાસાનો વિષય

થઈ પડતી જો કોઈ પ્રશ્ન પૂછનારું નીકળી આવતું, તો તેના જવાબમાં તે આટલુ જ કહેતી: 'મશાલની આગથી હું સ્વર્ગના સુખોને બાળી મૂકવા ઇચ્છુ છુ અને ડોલના પાણીથી હું નરકની આગ ઓલવવા ઇચ્છુ છુ હું ઇચ્છુ છુ કે માણુસ સ્વર્ગની રંગીન કલ્પનાઓનો શિકાર ન બને અને નરકના ભયકર દૃશ્યોથી ચળાયમાન ન થાય મારી એક જ ઇચ્છા છે કે માણુસ ધર્મનુ પાલન કરે, ઇશ્વિરભજન કરે અને કર્તવ્યનિષ્ઠ બને' લોકોએ પૂછ્યુ: 'તમને આ કલ્પના કયાથી સૂઝી?' વૃદ્ધા થેરિસાએ જવાબ આપ્યો. 'આ વિરાટ વિશ્વમા જે જે સાધકો છે, તેમનામાંથી ઘણાંના મગજ પર નરકનુ ભયકર ભૂત સવાર થઈ બેઠુ છે અને ઘણાંના મગજમા સ્વર્ગની સોનેરી કલ્પનાઓના ઘોડા દોડી રહ્યા છે કોઈ પણ કર્તવ્યનિષ્ઠ બનીને જિંદગીનો સાચો આનંદ માણવા તૈયાર નથી જેને ભય ન હોય, તેવુ તો કોઈ દેખાતુ જ નથી કોઈને પોતાના સ્વાર્થની પડી હોય છે, તો કોઈને પોતાની આબરૂની કોઈ પોતાની પ્રતિષ્ઠા વધારવા માટે સારા કાર્યો કરે છે, તો કોઈ સ્વાર્થ સાધવા માટે કોઈ માલેતુજાર થઈ જવાય તેટલા ખાતર સારા કાર્યો કરે છે, તો કોઈ બીજી લાલચને લીધે. હજારો લાખો સાધકો પર બાહ્ય રંગનું જ પડ હોય છે આ કારણુને લીધે હુ સ્વર્ગની લાલચ કે આ દુનિયાના રંગીન પ્રલોભનોને સળગાવી મૂકવા માટે હાથમા મશાલ રાખીને ફરું છુ. ભયની આગને ઓલવવા માટે મે પાણીની ડોલ પણ રાખી છે. હુ ભય અને લોભને આ દુનિયામાંથી દેશવટો અપાવીને જ જપીશ. હું મારા મનમા અને સમાજના મનમાં એવી ભાવના જન્માવવા માગું છુ કે જીવનનો આનદ કર્તવ્યની કેડીએ ચાલવાથી પ્રાપ્ત કરી શકાય છે મારી એક જ ભાવના છે-ધર્મ ધર્મની ખાતર જ હોવો જોઈએ, સત્યાચરણુ સત્યની ખાતર જ હોવુ જોઈએ.'

વૃદ્ધાના શબ્દો પરથી એક સિદ્ધાત તારવી શકાય છે કે, માણુસે જીવનમાં કાટા-કાકરા કે આંધી-તોફાનથી ન ડરવુ જોઈએ તેણે

પ્રલોભનની જાળમા પણ ન ફસાવુ જોઈએ આ પ્રમાણે થાય, ત્યારે જ જીવનનો આનદ માણી શકાય.

જિદગીનો આનંદ આત્મા સહિત શરીરના બધા જ અવયવોનો આનંદ છે જ્યા કેવળ શરીર કે શરીરના અવયવોનો જ આનંદ હોય છે અને આત્મામાં આનદ નથી હોતો, ત્યાં સપૂર્ણ આનંદ છે એમ ન કહી શકાય આત્મા તો સમગ્ર શરીરના, ઇંદ્રિયો, મન અને બુદ્ધિના આનદના 'પાવર હાઉસ' જેવો છે જો આત્મામાં આનદ નહી હોય, તો બૌદ્ધિક, માનસિક, હાર્દિક, શારીરિક કે ઐન્દ્રિયક આનદ જીવનને એટલુ બધુ જોમવતુ નહી બનાવી શકે. આમ હોવા છતાય આ બધા આનદો જીવનના આનદને સપૂર્ણ બનાવવામા મદદરૂપ તો થઈ જ પડે છે. વસતઋતુના આગમનની સાથે કેવળ વૃક્ષોને જ નવા પાદડાં નથી આવતા, ફૂલો, મજરીઓ, ફળ, કૂપળો ઇત્યાદિ પણ નવુ જ સ્વરૂપ ધારણ કરે છે, બનીઠનીને તૈયાર થઈ જાય છે આ પ્રમાણે થતા વસતનો સર્વાંગસપૂર્ણ આનદ ખીલી ઊઠે છે. જાણે કુદરતે જ નવા વસ્ત્રો ધારણ કર્યાં હોય એમ લાગે છે એક બાજુ કોયલના ટહુકાર શરૂ થઈ જાય છે, બીજી બાજુ રગબેરગી ફૂલો પર ભમરા અને પતગિયાનુ ઉડ્ડયન શરૂ થઈ જાય છે. એક બાજુ જૂના પાદડા વારાફરતી ખરી પડે છે, બીજી બાજુ બધે લીલા લીલા કોમળ નવા પાદડા ફૂટે છે પક્ષીઓનો કલરવ સભળાય છે પોપટ અને બીજા પક્ષીઓના માળા બધાય છે આ રીતે વસતઋતુના બધા જ અગોપાંગો એકઠા થઈને કુદરતના આનદને પૂર્ણ બનાવે છે આ જ રીતે જિદગીના આનદમા અભિવૃદ્ધિ કરવા માટે આત્મા તો મુખ્ય નાયક છે જ મન, બુદ્ધિ, હૃદય, ઇંદ્રિયો અને શરીર પણ તેના મદદગાર છે.

સૌથી પહેલા માનસિક દષ્ટિએ આનદને અવલોકીએ જ્યાં જીવન અનેક મુસીબતો, તોફાનો, આપત્તિઓ અને વિઘ્નોથી ઘેરાયેલું

હોય, જીવનમાં પ્રગતિ કરવાનો કોઈ પણ રસ્તો જોખમ વિનાનો ન હોય, તેવા સમયે માણસનુ અપરિપકવ મન પછડાટ ખાય છે, તે કર્તવ્યમાર્ગેથી આડુ ફટાય છે, સીધા અને સરળ રાજમાર્ગ પર અટવાય છે માનસિક દૃષ્ટિએ આનદ આ બધી વસ્તુઓમાં જ છે જ્યાં મોટામા મોટી મુસીબતો સામે પહાડની જેમ અડગ રહેવાનું હોય, પોતાના નિશ્ચિત ધ્યેયમાંથી સહેજ પણ ચળાયમાન ન થવાનું હોય, ત્યા જ માનસિક દૃષ્ટિએ સાચો આનદ છે જે મનમાં સાચો આંનદ નથી હોતો, તે ઝાડ જેવું હોય છે, બાહ્ય ઇષ્ટ-અનિષ્ટ, સારા-નરસા સયોગોરૂપી હિલોળાથી હાલી ઊઠે છે. કોઈ વખત આમ ડોલે છે, તો કોઈ વખત તેમ તે પોતાના ધ્યેયને વળગી રહેતું નથી. તે કલ્પનાની દુનિયામાં જ ઉડ્ડયન કરે છે, ચિતામા ગળાબૂડ ડૂબી જાય છે, વિચારોના ગગનચૂબી મહેલ ચણે છે. તે વાસ્તવવાદની ભાષામા વિચાર નથી કરતું, તથ્યની ભાષામા નજર સમક્ષની સમસ્યાઓનું પૃથક્કરણ નથી કરતુ તેનાથી પણ વધારે નાજુક મનવાળો સહેજ સહેજ વાતમાં નાસી છૂટે છે બાહ્ય સયોગોનો એકાદ હળવો ધક્કો પણ તેને ક્યાયનો ક્યાય ફેકી દે છે તેની પાસે ભલે લાખો રૂપિયાનો ઢગલો હોય, પુત્ર-પુત્રીઓથી ઘર ભર્યું ભર્યું લાગતુ હોય અને આલિશાન બગલાઓ હોય, પરતુ તેનુ નાજુક મન તેના માનસિક આનદને એકાદ ક્ષણ જેટલોય ટકવા દેતુ નથી નાનીશી મુસીબત પડતા જ તે હાય હાય કરી મૂકે છે. નાનીશી આપત્તિ આવતા જ તે કર્તવ્યચ્યૂત થાય છે. તે આખો દિવસ ચિતામા જ ડૂબી જાય છે. ગગનચૂબી કલ્પનાઓ સાભળીને તેનુ મન ચળાયમાન થઈ જાય છે. પરતુ જેના મનમા માનસિક આનદનુ ખિલખિલાટ હાસ્ય રમતુ હશે, તેના મનનો એક પણ ખૂણો એવો નહી હોય, જ્યા ભય અને લોભને લીધે વિચલિતતાનો પ્રાદુર્ભાવ થતો હોય કર્તવ્યના તીક્ષ્ણ પ્રવાહ પર તેનું મન ચાલવા લાગશે, ખડકનો પથ્થર આવશે તો તેને પણ ઓળગી જશે,

અનિષ્ટનુ ગંદુ પાણી આવશે તો તેને પણ વટાવી જશે.

ઘણા વખત પહેલાનો આ પ્રસગ છે સિયાલકોટમાં એક વખત બૌદ્ધ સઘનુ સમેલન હતુ. તેમા એક વિચાર ચર્ચાની એરણ પર ચડયો હતો સિયાલકોટમા એક વિદ્વાન રહેતો હતો તે બૌદ્ધ શ્રમણો તરફ તિરસ્કારની નજરે જોતો હતો આ બ્રાહ્મણના હૃદયની સકુચિતતા દૂર કરી શકે, તેની ઘૃણાને સ્નેહ અને પ્રેમના પવિત્ર પંથે વાળી શકે, એવો કયો ભિક્ષુ છે ?

એક શ્રમણે આ મહાન કાર્ય પૂરુ પાડવાની પ્રતિજ્ઞા લીધી. તેણે કહ્યુ 'હુ સ્નેહ અને સદ્ભાવનાથી તેના કોમળ હૃદયને જીતી લેવાનો પ્રયત્ન કરીશ' શ્રમણ હાથમા ચીવર (ભિક્ષાપાત્ર) લઈને પેલા વિદ્વાન બ્રાહ્મણના ઘેર જઈ પહોચ્યો પરતુ ત્યા તો પહેલેથી જ વાતચીત કરવાની મના હતી ઘરના બધા જ માણસો તેને નફરત ભરી નજરે જોઈ રહ્યા શ્રમણને ભિક્ષા ન મળી. તે પોતાના સ્થળે પાછો ફર્યો બીજા દિવસે ફરીથી ભિક્ષા માટે જઈ પહોચ્યો આજે પણ નિરાશાદેવીનો જ અવાજ સાભળવાનો હતો આ રીતે તે હમેશા પેલા બ્રાહ્મણના ઘેર જતો અને કઈ પણ લીધા વિના કેવળ સ્મિત ફરકાવીને પાછો ફરતો દસ મહિના જેટલો સમય પસાર થઈ ગયો, પરતુ શ્રમણના મો પર કટાળાના ચિહ્નો નહોતા તેમના મો પર આનદનુ હાસ્ય જ ફરકતુ હતુ તેમની આ શાન્તિ અને સહનશીલતા જોઈને બધા અવાક્ થઈ ગયા, ચકિત થઈ ગયા

એક દિવસ ગોરાણીએ ઘરમા કોઈ નહોતુ તે તકનો લાભ લઈને કહ્યુ : 'તમે મારા ઘેર હમેશા ભિક્ષા લેવા આવો છો, પરતુ હુ પરાધીન છુ ઘરના માલિકે કઈ પણ આપવાની ના પાડી છે તેમની આજ્ઞા વિના મારાથી કઈ જ આપી શકાય તેમ નથી '

શ્રમણે સહાસ્ય કહ્યુ 'બહેન ! સાધુ-સતોને ભિક્ષાનો કઈ તોટો નથી આપનારા માઈના લાલ કેટલાય મળી રહે છે મને

આપવાથી જો તારા ઘરમાં દ્વેષનો દાવાનળ સળગતો હોય, તો તે ભિક્ષા મને ન ખપે.' શ્રમણે વિહાર તરફ પાછા ડગલા મૂકયા. રસ્તામાં જ તેને પેલો વિદ્વાન મળી ગયો શ્રમણ તેને ઉપદેશ આપવા ઇચ્છતો હતો

ભિક્ષુકને ખાલી હાથે પાછો ફરતો જોઈને પેલા વિદ્વાનને મશ્કરી કરવાનુ મન થઈ આવ્યુ. તેણે ભિક્ષુકને પૂછ્યુ . 'તમે કયાં ગયા હતા? ત્યાંથી કઈ મળ્યુ ખરુ ?'

શ્રમણે શબ્દોમા ગળપણ મેળવીને કહ્યુ : 'વિપ્રવર! હું આપને ત્યાં ભિક્ષા લેવા ગયો હતો આજે મને ખુબ જ આનદ થાય છે કે દસ મહિના પછી પડિતાણીએ મને કઈક આપ્યુ છે.'

'કઈક આપ્યુ છે' એવા શબ્દો સાભળતા જ વિપ્રવર તો ક્રોધથી બેભાન થઈ ગયા શ્રમણને ત્યા જ ઊભો રાખીને તે સીધા ઘર તરફ દોડયા. તેમણે ગોરાણીને ગુસ્સે થઈને પૂછ્યુ 'બોલ, આજે તે પેલા સાધુને શુ આપ્યુ છે ?'

'પતિદેવ! મે તો કઈ જ આપ્યુ નથી આપની આજ્ઞાનુ ઉલ્લઘન હુ કેવી રીતે કરી શકુ ?'

પડિતજી ઘરમાથી બહાર આવ્યા. તેમણે એક વક્તાની અદાથી ઉપદેશ આપવા માડયો 'ભાઈઓ! કળિયુગ આવ્યો છે, કળિયુગ! આ લોકો સાધુ થઈને દુનિયાને કેવી છેતરે છે, તે તો જુઓ! તેમને ખોટુ બોલતા વાર લાગતી નથી હજી હમણા જ પેલો સાધુ કહેતો હતો કે પડિતાણીએ મને કઈક આપ્યુ છે હુ આ સાધુને પૂછુ છુ કે બોલ, તને શુ આપ્યુ છે ?'

શ્રમણે મધુર હાસ્ય કરતા કહ્યુ 'પડિત મહોદય! આપને જાણીને આશ્ચર્ય થશે કે પડિતાણીએ મને 'ના' આપી છે. તમે જાણો તો છો જ કે હુ કેટલાય વખતથી હમેશા તમારા ઘેર આવુ

છું. પરંતુ આજ પહેલાં મને કદી 'ના' પણ મળી નહોતી. આજે 'ના' મળી છે. હવે તે દિવસ દૂર નથી કે જ્યારે 'હા' પણ મળશે.'

શ્રમણનો આ જવાબ સાંભળીને પંડિતજીનો ગુસ્સો શાંત થઈ ગયો. તેમણે પૂછ્યું : 'તારો આ પ્રયત્ન ક્યાં સુધી ચાલુ રહેશે ?' ભિક્ષુકે પહેલાંના જેવી જ શાંતિથી કહ્યું : 'આ જીવન હશે ત્યાં સુધી.' તેના આ જવાબની પેલા વિદ્વાન પર ખૂબ જ સારી અસર થઈ. તેમણે કહ્યું : 'ધન્ય છે આ જીવનને! આપ માણસ નથી, દેવતા છો! દસ દસ મહિના સુધી તમને સહેજ પણ સન્માન આપવામાં આવ્યું નથી, અનાજનો દાણો પણ આપવામાં આવ્યો નથી. આમ હોવા છતાં તમે સ્મિત સાથે પાછા ફરતા હતા. તમારી માનસિક સહનશીલતાને ધન્ય છે. તમારા આનંદને પણ ધન્ય છે! તમારા હાસ્યમાં કેટલી શાંતિ હોય છે, કેટલો પ્રેમ હોય છે!' બ્રાહ્મણ તે જ વખતે પેલા ભિક્ષુના ચરણોમાં ઢળી પડ્યો અને માફી માગવા લાગ્યો. તેણે કહ્યું : 'હું તમને સમજી શક્યો નહોતો. તમે તો મારા જીવનને સ્પર્શદીક્ષા આપવા આવ્યા છો! મારા સદ્ભાગ્યે જ તમને આવી પ્રેરણા થઈ હશે.' બ્રાહ્મણ પેલા ભિક્ષુકને ઘેર લઈ ગયો, ભિક્ષા આપી અને તેનું જીવન સાત્ત્વિક રીતે વિતાવવા લાગ્યો.

આ છે માનસિક આનંદનું સાચું નિદર્શન! જ્યાં માણસ હરકોઈ પ્રસંગે સાત્ત્વિક બુદ્ધિથી, વ્યવસાયાત્મિકા બુદ્ધિથી, કર્તવ્યા-કર્તવ્યનો, સારાસારનો યોગ્ય નિર્ણય કરી શકે, ત્યાં બૌદ્ધિક દૃષ્ટિએ આનંદ હોય છે. જ્યાં બુદ્ધિ રાજસી હોય છે, ત્યાં તે પોતાની ચંચળતાને લીધે ખોટો નિર્ણય લેડાવે છે, અવળા રસ્તે દોરે છે. કોઈ કોઈ વખત સંહારક પણ બને છે. આવી બુદ્ધિ વિનાશકારી બને છે. તે તારક, રક્ષક કે હિતકારક નથી. નિકોલસની બુદ્ધિ તીક્ષ્ણ હોવા છતાંય રજોગુણી હોવાને લીધે વિનાશક હતી. આ રીતે તમોગુણી બુદ્ધિવાળો જડતાનું પ્રતિનિધિત્વ ધરાવે છે. તે સારીનરસી વસ્તુનો

વિચાર કરતો નથી પારકાએ નિર્દેશેલા ખોટા માર્ગે વગર સમજ્યે-વિચાર્યે ચાલવા માંડે છે. આવી જડ બુદ્ધિ કરતાં ચંચળ બુદ્ધિવાળો કંઈક વધારે સારો તામસી બુદ્ધિવાળો માણસ વધારે પડતો અંધ-વિશ્વાસુ, અંધશ્રદ્ધાળુ, આંધળું અનુકરણ કરનારો, ખોટા રિવાજોમાં માનનારો અને વિવેકભ્રષ્ટ હોય છે. આ ઉભય પ્રકારની બુદ્ધિવાળાં-રાજસી અને તામસી બુદ્ધિવાળાના જીવનમાં સાચો બૌદ્ધિક આનંદ નથી હોતો. જ્યારે બુદ્ધિ લોકકલ્યાણના કાર્યોમાં પ્રવૃત્ત થાય છે, ત્યારે જ બૌદ્ધિક આનંદનું પ્રાગટ્ય થાય છે વેદકાલીન ઋષિઓએ ધનના અભાવ કરતાં બુદ્ધિના અભાવને ખૂબ જ ભયંકર ગણેલો છે. સાથે સાથે જ તેમણે પોતાના અનુયાયીઓને જીવનના મેદાનમાં પ્રવેશ કરતી વેળાનો સંદેશો પણ આપ્યો છે

**धर्मे ते धीयतां बुद्धिर्मनस्ते महदस्तु च।**

'હે સ્નાતક! તારી બુદ્ધિ ધનમાં નહીં, પરંતુ ધર્મમાં રમો, તારું મન સંકુચિત નહીં, પરંતુ વિરાટ બનો.'

જ્યાં માણસનું હૃદય વિરાટ હોય, તેના વિશાળ હૃદયમાં સમગ્ર વિશ્વ પ્રત્યે સ્નેહ, વાત્સલ્ય અને પ્રેમનો નિર્ઝર વહેતો હોય, પ્રાણી-માત્ર પ્રત્યે વાત્સલ્યના અમી છંટાતા હોય, ત્યાં હાર્દિક દૃષ્ટિએ આનંદ હોય છે. જ્યાં હાર્દિક સંકુચિતતા હોય છે, જ્યાં મારા-તારાની ભાવના હોય છે, સ્વાર્થમય દૃષ્ટિ હોય છે, નાત-જાતના ભેદ, રંગભેદ, રાષ્ટ્રભેદ, પ્રાંતભેદ અને સાંપ્રદાયિકતાની ઘેરી ભાવના હોય છે, ત્યાં આનંદનો અભાવ વરતાય છે. પારકાનું દુઃખ જોઈને તેનું હૃદય પીગળતું નથી, ગુણીજનો પ્રત્યે તે સન્માનની નજરે જોતો નથી (અલબત્ત, આ ગુણીજન તેના સંપ્રદાય, જ્ઞાતિ, ધર્મ, દેશ, રંગ કે રાષ્ટ્રનો ન હોય તો!) આવું હૃદય માનવતાના ટુકડે ટુકડા કરી નાખે છે, માનવતાને છિન્નભિન્ન કરીને જ તે જીવે છે આવું ક્ષુદ્ર હૃદય દાન કે પરોપકાર પણ કરી શકતું નથી આવો માણસ

સેવાના મંચ પર આવતો જ નથી. આવે છે, તો ય ભય કે લાલચને લીધે જ આ કારણને લીધે ત્યાં હાર્દિક આનંદનો અભાવ હોય છે. જ્યા હાર્દિક આનંદ હોય છે, ત્યા માનવતા અખંડ હોય છે. તે પોતાના હૃદયમા સમગ્ર વિશ્વની માનવજાતને સમાવી લે છે કોઈ પાપી, દુર્ગુણી કે ખરાબ માણસ હોય, તોપણ તેના પ્રત્યે તેના હૃદયમા પ્રેમની સરવાણી વહેતી હોય છે. તે આવા પાપી, દુર્ગુણી કે ખોટી ટેવોવાળા માણુસની સેવા કરીને તેમને સ્નેહપૂર્વક સાચા રસ્તે દોરી જાય છે આપણા આજકાલના નેતાઓની જેમ કોઈની નાની સરખી ભૂલ થઈ જતા બહિષ્કારનું શસ્ત્ર નથી ઉગામતો, તેને સુધરવાની તક આપે છે, તેને પ્રેમથી સમજાવે છે, તેના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે.

જ્યા વાણી સાથે ફૂલ ઝરતાં હોય, અમૃતમય મધુર, શિષ્ટ, સંયમિત અને સત્ય ભાષા બોલાતી હોય, ત્યા વાચિક દૃષ્ટિએ આનંદ હોય છે માણુસના જીવનમા બૌદ્ધિક, હાર્દિક કે માનસિક આનંદનું દર્પણ મીઠી વાણી છે. આ કારણને લીધે જોખી જોખીને સંભાળપૂર્વક બોલનાર માણુસ વાચિક આનંદનો અધિષ્ઠાતા બને છે. જેના શબ્દોમાં કર્કશતા હોય, કઠોરતા હોય, જેના મોમાથી હિંસોત્તેજક અને પાપોત્તેજક શબ્દો નીકળતા હોય, અંદરોઅંદર ઝઘડા કરાવે તેવી વાણી હોય, ત્યા જીવનનો સાચો આનંદ નથી હોતો. દ્વેષ, ઘૃણા અને વેરમા અભિવૃદ્ધિ કરાવે તેવા શબ્દો બોલાતા હોય, ત્યા જીવનનો આનંદ ક્યાથી હોઈ શકે? સંસ્કૃતના પંડિતોએ કહ્યું છે:

'वचने का दरिद्रता।'

'મીઠી ભાષા બોલવામાં શા માટે કંજૂસાઈ કરવી?' એટલે વાચિક દૃષ્ટિએ આનંદ પણ આવશ્યક છે.

જ્યા શરીરથી થતી હરકોઈ પ્રવૃત્તિમાં વિવેકનો પ્રકાશ હોય, જ્યા હરકોઈ વ્યવહાર, હરકોઈ પ્રવૃત્તિ અને ક્રિયા નિરીક્ષણ, અનુભવ અને અધ્યયનના આધારે વિશાળતાની દૃષ્ટિએ થતી હોય, ત્યા કાયિક દૃષ્ટિએ આનંદ હોય છે વ્યવહાર, પ્રવૃત્તિ કે કાર્ય મનુષ્યના જીવનના દર્પણ છે. તેમા જોઈને માણસની આંતરિક વૃત્તિનો પરિચય મેળવી શકાય છે. આ કારણને લીધે જ્યાં જીવનના વ્યવહારમા સંકુચિતતા હોય, ઘૃણાભાવ હોય, દ્વેષ હોય, પ્રવૃત્તિમાં અવિવેક હોય, ક્રિયામા સ્વાર્થ કે લોભ હોય, ભય કે સંક્ષોભ હોય, હાથ કે પગ જેવા અવયવો વડે થતા કાર્યથી લોકોનુ અકલ્યાણ થાય તેમ હોય, માનવસંહારનો સંભવ હોય, ત્યાં તે શારીરિક કાર્ય જીવનના આનંદમાં પ્રત્યવાયરૂપ નીવડે છે શારીરિક આનંદ હૃદયમાં દોડતા લોહી જેવો હોવો જોઈએ. લોહી એકજ સ્થળે ટકી રહેતું નથી. તે આખા શરીરમા ફરે છે લોહી ફરતુ રહે તો જ શરીર સ્ફૂર્તિવાળુ રહે છે. તે ફરતુ બંધ થઈ જાય, તો શરીર કાળુ પડે છે, બગડે છે અને કોઈક વખત તો જીવને પણ જોખમમા મૂકે છે. જે લોહી વહે છે તે લાલ હોય છે. જે લોઢું વપરાશમા નથી હોતું, તેના પર કાટ ચઢે છે જેનો રાત-દિવસ ઉપયોગ થતો હોય છે, તે ચમકદાર હોય છે. એટલા માટે જે શરીર મહેનત કરે છે, પરોપકાર કરે છે કે પારકાનુ દુઃખ ઓછું કરે છે, તે શરીર આનંદમય અને લાલિમા યુક્ત બને છે આવો માણસ કોઈ પણ માણસને મદદ કરવા તત્પર બને છે, પોતાની સેવાઓનો સમાજને લાભ આપે છે. તેની તબિયત સારી રહે છે સ્વસ્થ શરીર પણ શારીરિક આનંદની એક નિશાની છે

જ્યાં મનુષ્યને પોતાની પ્રત્યેક ઇંદ્રિયોનો સદુપયોગ કરવાનું શિક્ષણ મળ્યુ હોય અને તે પ્રમાણે સદુપયોગ કરતો હોય, સમાજના ભલા માટે તેનો ઉપયોગ કરતો હોય, ઇંદ્રિયો પાસેથી કોઈ અયોગ્ય કામ ન લેતો હોય, ઇંદ્રિયોને વિષયભોગ પ્રત્યે વારંવાર ન દોરતો

હોય, વિલાસિતા પ્રત્યે તેમને ન ઘસડતો હોય, અનાવશ્યક આવશ્યકતાઓ વધારવા માટે તૈયાર ન કરતો હોય, ત્યાં ઐન્દ્રિયક દૃષ્ટિએ આનંદ હોય છે જ્યાં માણુસ ઇંદ્રિયોનો ગુલામ બની જતો હોય, જ્યાં માણુસની બાદશાહી ખતમ થઈ જતી હોય, ત્યાં આનંદ ક્યાંથી હોય? ગુલામને તો આખો દિવસ માલિકની તહેનાતમાં હાજર રહેવુ પડે છે તેના સુખ-દુ ખની કોને પડી છે? એટલે ઐન્દ્રિયક આનંદ પણ જીવનમા મહત્ત્વનો છે જેની ઇદ્રિયો સ્વસ્થ હોય, સંતુલિત હોય અને સંયમશીલ હોય, તે માણુસ જ પાંચેય ઇદ્રિયોનો સદુપયોગ કરી શકે છે ઇંદ્રિયો અને શરીર તંદુરસ્ત હોય, તો જ ધર્મનુ પાલન સારી રીતે થઈ શકે છે ધર્મનુ પાલન કરવાથી આત્મિક આનંદ આપોઆપ જ જન્મે છે

જ્યા જીવનના રોજિંદા વ્યવહારમા સન્નિષ્ઠા, સચ્ચાઈ, શિષ્ટતા, સભ્યતા, નિયમ અને મર્યાદાનુ યોગ્ય રીતે પાલન થાય છે, ત્યા નૈતિક દૃષ્ટિએ આનંદ હોય છે જો જીવનમાથી નીતિને જ તિલાજલિ આપવામા આવે, તો ધર્મ ટકી જ કેવી રીતે શકે? નીતિ તો ધર્મનો પાયો છે આ કારણુને લીધે નૈતિક આનંદ પ્રાપ્ત કરવા માટે અનીતિમય હોય એવી કોઈ પણ પ્રવૃત્તિ ન કરવી જોઈએ સમાજ, રાજ્ય, રાષ્ટ્ર અને ધર્મની દૃષ્ટિએ માણુસ પતનના પંથે દોરવાય તેવુ કોઈ પણ કાર્ય ન કરવુ જોઈએ. જુગાર, માંસાહાર, ચોરી, મદ્યપાન, વેશ્યાગમન, પરસ્ત્રીગમન, શિકાર, કેફી અને માદક પદાર્થોનુ સેવન અને બીજાં વ્યસનો માણુસના જીવનને અનીતિમય બનાવી મૂકે છે, તેના નૈતિક આનંદને ફિક્કો પાડે છે આ બધી વસ્તુઓથી બચવાનો પ્રયત્ન કરવો જોઈએ

જ્યા આત્માના મૂળભૂત ગુણો-સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, અસ્તેય, અનાસક્તિ, ક્ષમા, દયા, સંયમ ઇત્યાદિ-નો સ્વીકાર થતો હોય અને જીવનના પ્રત્યેક પ્રસંગે તેનુ દૃઢતાપૂર્વક

પાલન થતું હોય, ત્યા આત્મિક દૃષ્ટિએ આનંદ હોય છે. જ્યાં આ ગુણો નથી હોતા અને કેવળ શિષ્ટતા, સભ્યતા જેવા બાહ્ય નૈતિક ગુણો હોય છે, ત્યાં આત્માની તેજસ્વિતામાં અભિવૃદ્ધિ થતી નથી, આત્માનો સાચો આનદ મદ પડી જાય છે ખરુ જોતાં તો આ બધા આનદોનુ ઉદ્દ્ભવસ્થાન આત્મા જ છે. જીવનમાં જો આત્માના સદ્દગુણો ન હોય, તો જીવનનો આનદ સર્વાંગસપૂર્ણ બની શકતો નથી

આ બધા દૃષ્ટિબિદુઓથી જોતાં જીવનમાં આનદ હોય તો જ માણસનું જીવન સર્વાંગસપૂર્ણ બને છે માણસ કુદરત પાસેથી આ વિષયમા ઘણુ ઘણું શીખી શકે તેમ છે, કુદરત તેને પ્રેરણા આપી શકે તેમ છે. પ્રાત કાળની ઉષાનુ નયનરમ્ય દૃશ્ય, ત્યારબાદ અરુણોદય, આકાશમાં યથેચ્છ આવ-જા કરતો પવન અને બાલ-સૂર્યનાં કિરણોનો પ્રકાશ-આ બધા પ્રાકૃતિક દૃશ્યો જીવનના સાચા આનંદને અમૂલ્ય પ્રેરણા આપે છે કવિના શબ્દોમાં.

**'ઊઠો ન કિઈરિણુ લિયે જગા રહી ઉષા,**<br>
**ઊઠો, ઊઠો નયે સદેશ દે રહી દિશા-દિશા.**<br>
**ખીલે કમલ અરુણુ તરુણુ પ્રભાત મુસ્કરા રહા,**<br>
**ગગન વિકાસકા નવીન સાજ હૈ સજા રહા.**<br>
**ઊઠો, ચલો, બઢો, સમીર શંખ હૈ બજા રહા,**<br>
**ભવિષ્ય સામને ખડા પ્રશસ્ત પથ બના રહા.'**

(સત્યનારાયણુ લાલ)

તમારા જીવનમાં આનદ આનદ થવા દો તમારું જીવન ઉલ્લાસમય બની જશે, હાસ્યમય બની જશે તમે કરતા રહેશો, તો

તમારું ભાગ્ય ખીલી ઊઠશે અને તમે એમી રહેશો, તો તમારું ભાગ્ય પણ ચિમળાઈ જશે. તમારે તમારા જીવનમા સર્વાંગસંપૂર્ણ સાચો આનંદ પ્રાપ્ત કરવાનો છે. આ આનંદ તમારા જીવનને અમરતાના પથે દોરી જઈ શકશે, નરકના ગંદકીપૂર્ણ રસ્તેથી ઉગારી શકશે અને સ્વર્ગની પગદંડી તરફ અંગુલિનિર્દેશ કરશે.

---

[ ૨ ]

# જીવન જીવવાની કલા

ભારતવર્ષ શાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનનો દેશ છે. અહીં પ્રત્યેક વસ્તુને શાસ્ત્ર, ધર્મ અને દર્શનની કસોટી પર કસવામાં આવે છે. ફિલસૂફી અને વિચારણાની એરણ પર ચડાવવામા આવે છે. જે વસ્તુ કસોટી અને એરણ પર ચડાવ્યા પછી સાચી પુરવાર થાય, તેનો જ અહી સ્વીકાર થાય છે, તેને જ ગ્રાહ્ય માનવામા આવે છે ભારતીય વિચારકોએ જીવનના કોઈ પણ ક્ષેત્રને અસ્પર્શ્ય રહેવા દીધુ નથી તેમણે તેના ખૂણેખૂણાનો વિચાર કર્યો છે. આ કારણને લીધે જ આદિકાળથી આજ સુધીમા જીવન વિશે જુદા જુદા મહાપુરુષો અને વિચારકોએ જુદી જુદી રીતે વિચાર કર્યો છે

પ્રાગૈતિહાસિક કાળથી જ, જીવનમા સંસ્કાર અને સંસ્કૃતિએ પ્રવેશ કર્યો તે વખતથી જ કલા વિશે વિચાર કરવામા આવ્યો છે. તે સમયથી જ કલા માનવજીવનના અલગ ન પાડી શકાય તેવા અંગ જેવી બની ગઈ છે કલાના અભાવવાળા માનવજીવનના કોઈ પણ કાર્ય, પ્રવૃત્તિ કે કર્મને અધૂરુ ગણવામાં આવે છે માનવ-જીવનને સરસ, મધુર અને સુંદર બનાવવાનો પ્રયત્ન થવા માંડ્યો, તે વખતથી જ કલાએ પણ જાણ્યે–અજાણ્યે માનવજીવનના ભવ્ય મંદિરમાં પ્રવેશ કર્યો છે.

આદિ કાળમા જ્યારે માનવને વિશિષ્ટ રીતે જીવન પસાર કરવાની પદ્ધતિનું જ્ઞાન નહોતુ, સંસ્કૃતિ અને સભ્યતાનાં તેને દર્શન થયા નહોતા, તે સમયે જીવનના એક મહાન કલાકાર યુગાદિ તીર્થ-

કર ભગવાન ઋષભદેવે માનવને જુદી જુદી કલાએનુ જ્ઞાન આપ્યુ. તેમણે પુરુષો માટે બોતેર અને સ્ત્રીઓ માટે ચોસઠ કલાઓનો પ્રચાર કર્યો.

પ્રશ્ન થાય છે : માણુસની જિંદગી તો આમ પણ પૂરી થાય છે. જે જીવનું જેટલું આયુષ્ય હોય છે, ત્યાં સુધી તે જીવે છે, ત્યાં સુધી તે જીવતો રહેવાનો જ છે. તો પછી કલાની એવી શી આવશ્યકતા હતી કે જેના વિના માનવજીવન ચાલી જ ન શકે ? આ પ્રશ્નનો જવાબ આપતા પહેલાં આપણે માનવજીવન અને કલા બન્ને પર ગભીરતાથી વિચાર કરવો પડશે.

કોઈ માણુસ શ્વાસ લે છે, હરેફરે છે, જીવવાની ઈચ્છા રાખે છે, પોતાનુ કે પોતાના કુટુબીજનોનું પેટ ભરે છે, બાળકો પેદા કરે છે અને રહેવા માટે એકાદ ઝૂંપડી પણ બાંધે છે શું એટલા પરથી જ આપણે તેને માનવજીવન કહી શકીશુ ? શુ આપણે માનવ-જીવનનું મૂલ્યાકન આ બધી વસ્તુઓ પરથી જ કરીશુ ? શું માણુસ-ની જિંદગીના માપતોલનો આધાર આ બધી વસ્તુઓ જ છે ? ખરેખર, માણુસની જિંદગીના માપતોલનો આધાર આ બધી વસ્તુઓ પર નથી જ કે તે બીજાં પ્રાણીઓની જેમ ગમે તે રીતે કેવળ જીવતો જ રહે કે જીવવાની આશા રાખે. અડધા બળેલા છાણાની જેમ વિકારોનો, વાસનાઓનો ધુમાડો ફેલાવીને તે સો વર્ષ સુધી જીવતો રહે, તોપણ તે માનવજીવનની કઈ જ કિમત નથી એક નીતિકારે કહ્યું છે.

'काकोऽपि जीवति चिरं च वलिं च भुंक्ते ।'

કાગડો પણ લાબો સમય જીવે છે અને બલિ આપવાની વસ્તુઓ ખાઈને પેટ ભરે છે.

જિંદગી તો કાગડા, કૂતરા, સમળી, ગીધ અને બિલાડીને પણ મળી છે તેમને પણ તેમની જિંદગી એટલી જ વહાલી હોય છે.

માણસને એકલાને જ જિંદગી વહાલી હોય છે એમ નથી પૂર્વોક્ત કાર્યોમા પણ તેમની વચ્ચે સમાનતા હોય છે. કાગડા, કૂતરાં ઇત્યાદિ પશુપક્ષીઓ પણ તેમની જિંદગી ચલાવવા માટે ખોરાકની શોધમાં આમતેમ ભટકે છે અને એઠવાડ કયાં પડયો છે તેનું ધ્યાન રાખે છે. મડદું કયા પડયુ છે તે જોવા માટે સમળી પણ આકાશમાં આંટાફેરા કરે છે. ગીધડાં પણ લાશની શોધમા આકુળવ્યાકુળ ફરતા હોય છે. અસૂરો, દૈત્યો અને રાક્ષસોને જિંદગી તો મળી જ છે; પરંતુ તે પારકાની જિંદગી સાથે રમત કરવા જ જીવે છે પારકાંના લોહીથી તેમની જિંદગી ટાઢી થાય છે આવી અધમ જિંદગીનુ મૂલ્ય એક કોડી જેટલુ પણ નથી પશુપક્ષીની જેમ જિંદગી પસાર કરવી તેને વાસ્તવિક માનવજીવન ન જ કહી શકાય. તે વાસ્તવિક માનવ-જીવન હેતુ જ નથી.

માનવજીવન શુ છે? ભારતના મહાપુરુષોએ આ પ્રશ્નને એરણ પર ચડાવ્યો છે. માનવજીવનની વ્યાખ્યા બાધતા એક આચાર્યે કહ્યું.

**'किं जीवनम् दोषविवर्जितं यत् ।'**

સાચુ માનવજીવન શુ છે? તેના જવાબમા તેણે ખાવુ પીવું, હરવુંફરવું, જિંદગી ટકાવવી, શ્વાસ લેવો ઇત્યાદિ ન કહેતાં એટલું જ કહ્યુ કે જે જીવન દોષો–વિકારોથી રહિત થઈને જિવાય છે, તે જ વાસ્તવિક માનવજીવન છે. જે વિકારો સાથે ઝઘડીને જીવે છે, તે જ વ્યક્તિનું જીવન સાચુ જીવન છે. જે સિંહની જેમ નિડરતાથી ગર્જના કરતો અન્યાય, અત્યાચાર, અનાચાર અને ભ્રષ્ટાચાર સાથે લડતો–ઝઘડતો આગળ વધે છે, જે હાથીની જેમ મસ્તીમા ચાલે છે અને દુ ખ, ગરીમાઈ, અસંતોષ, કલહ ઇત્યાદિ પાપોને હટાવીને નિશ્ચિંતપણે આગળ વધે છે, તે જ સાચુ જીવન છે

વિકારો સાથે અને વાસનાઓ સાથે ઝઝૂમવુ તેનુ નામ જ સાચી જિંદગી. ભલે એકાદ ક્ષણ માટે જ જીવવાનુ હોય, પરંતુ

દીવાની જેમ પ્રકાશ પાથરીને જ જીવવુ જોઈએ, સત્કાર્યો કરીને જ જીવવું જોઈએ. ભારતીય તત્ત્વચિંતકોએ કહ્યું છે કે,

'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः।'

હે અમૃતપુત્રો! હે માનવો! આ જગતમાં તમારું જીવન એમ ને એમ જ વિતાવી દેવા માટે નથી, કેવળ જુદીજુદી યોનિઓમાં ભટકવા માટે કે પેટ ભરવા માટે જ નથી. તમારે સત્કાર્યો કરીને જ સો વર્ષ સુધી જીવવાની ઇચ્છા રાખવાની છે. દુષ્કૃત્યો કરવા માટે એક ક્ષણ પણ જીવવાનું નથી.

જીવન એટલે શુ? જિજ્ઞાસુએ પૂછેલા એક પ્રશ્નનો જવાબ આપતા મહાત્મા ટૉલ્સ્ટૉયે એક વાર્તા કહી સભળાવી

'એક વખત એક મુસાફર રણમા થઈને પસાર થતો હતો. એકાએક એક જગલી હાથીએ તેના પર તરાપ મારી. બચાવનો બીજો કોઈ રસ્તો ન જડતા તે રસ્તા પરના એક કૂવામા કૂદી પડયો. કૂવાની વચ્ચે જ વડનું એક ઝાડ હતુ પેલો મુસાફર તેની પાતળી ડાળી પકડીને લટકી ગયો. થોડાક સમય પછી તેની નજર કૂવાના તળિયા તરફ ગઈ, ત્યાંથી કદાચ કોઈક રસ્તો જડી આવે, પરંતુ ત્યાં તો સાક્ષાત્ મોત જ ઊભું હતુ એક ભયકર મગર તેના પડવાની રાહ જોઈને મો ફાડીને ઊભો હતો મુસાફરે ભયથી ધ્રૂજતી આંખે ઉપર નજર કરી. આ જ ઝાડ પરના એક મધપૂડામાથી ટીપેટીપે મધ ટપકતુ હતું મધના ગળપણની લાલચમા તેનો ભય ભુલાઈ ગયો. મધ ટપકતુ હતુ તે દિશા તરફ તેણે મો લબાવ્યુ. તે એક-ધ્યાન થઈને મધના ટીપેટીપાનો રસ માણવા લાગ્યો. પરતુ આ શું? તેણે સાશ્ચર્ય જોયુ કે જે ડાળીને પકડીને તે ભૂલથી લટકતો હતો, તેને એક સફેદ અને એક કાળો ઉદર કોતરતા હતા. મુસાફરનો ભય એકદમ વધી ગયો '

જિજ્ઞાસુના પ્રશ્નસૂચક મુખભાવો જોઈને મહાત્મા ટોલ્સ્ટોયે કહ્યું : 'તને ખબર ન પડી ? પેલો હાથી જ કાળ હતો, મોત હતો. પેલો મગરમચ્છ પણ યમરાજનો સગો ભાઈ હતો મધ એટલે જીવન-રસ કાળો અને ધોળો ઉંદર એટલે દિવસ અને રાત આ બધાંની વચ્ચે રહીને, આ બધાની સાથે ટક્કર ઝીલીને જિંદગી વિતાવવી, તે જ માનવજીવન છે '

જૈન સાહિત્યમા પણ આ જ પ્રકારની એક રૂપક કથા છે. તે 'મધુબિંદુ' નામે જાણીતી છે બૌદ્ધ સાહિત્યમાં 'અવદાન' નામે. ગમે તેમ, પરંતુ માનવજીવનને સાચી રીતે જીવવા માટે સતત સાવધાની રાખીને ચાલવું જોઈએ.

મે પહેલા કહ્યું છે કે માનવજીવનને સાચી રીતે જીવવા માટે જ માણસે કલાને અપનાવી. કલા વિના જીવન જીવન જ રહેતું નથી કલા માનવજીવનને ઉન્નત કરે છે, માનવજીવનના વિકાસનો એક પ્રયોગ છે, જીવન જીવવાની એક વિશિષ્ટ પદ્ધતિ છે, શૈલી છે. બીજા શબ્દોમા કહુ તો માનવજીવનની શુદ્ધિ વૃદ્ધિની એક સુંદર પ્રક્રિયા છે.

કલાની ચોક્કસ વ્યાખ્યા તો આજ સુધી નક્કી થઈ નથી. આમ હોવા છતાય કલાની જીવનમા અનિવાર્યતા વિશે બે મત છે જ નહીં કલાનું ક્ષેત્ર અમર્યાદ છે તેને એકાદ વ્યકિતની વ્યાખ્યામાં જકડી શકાય તેમ નથી કલા શબ્દનો આજે તો એટલો બધો પ્રચાર થયો છે કે દરેક વસ્તુ કલા બની ગઈ છે. રાંધવું એ પણ કલા, મકાનનો નકશો દોરવો એ પણ કલા, મખમલના પગરખાં પર આકૃતિ દોરવી તે પણ કલા, બુટ પર પોલિશ કરવી તે પણ કલા, પિત્તળના વાસણો પર નકશીકામ કરવુ તે પણ કલા, વર્તમાનપત્રની નવલિકા માટે ચિત્ર દોરવુ તે પણ કલા, દૈનિકોમાં કટાક્ષ ચિત્રો દોરવાં તે પણ કલા, લેખોના મથાળા બાંધવા તે પણ

કલા અને લેખ લખવા તે પણ કલા, ચિત્ર દોરવુ તે પણ કલા. કોઈ કામ બીજા માણસને પસંદ પડે, જેનાથી કંઈક પણ સ્વાર્થ સાધી શકાય, અર્થોપાર્જન કરી શકાય કે મનોરંજન થઈ શકે-આ બધી જ વસ્તુઓને આજે 'કલા' શબ્દથી નવાજવામા આવે છે. એટલે સુધી કે ચોરી કરવી કે ખિસ્સુ કાપવુ તે પણ કલા છે. કાળા બજાર કરવાં તે પણ કલા. શોષણના નવા નવા રસ્તા શોધી કાઢવા, જાહેરાત કરીને પોતાના માલની ખપત વધારવી અને તેનાં ચઢાઈ ધરાઈને વખાણ કરવા, તે પણ કલા કહેવાય છે. સંગીતની ગણના તો કલામા થતી જ હતી. પરંતુ હસવામા, રડવામા અને સૂઈ જવામા પણ કલા છે. તાત્પર્ય એ છે કે ભાષામા જેટલાં ક્રિયાપદો છે, તે બધાંની પાછળ કલાનુ પૂછડુ લગાડી શકાય છે. આના લીધે સામાન્ય માણસ મૂંઝવણમા પડી જાય છે કે કલા સાચેસાચી કઈ વસ્તુ છે? પાશ્ચાત્ય કલાવિદોએ યુનાનની સંસ્કૃતિના આરંભકાળથી માડીને આજ સુધી 'કલાની પરીક્ષા' પર ઘણુ ઘણું લખ્યુ છે. યુનાની આચાર્ય અફલાતુન અને તેના શિષ્ય અરસ્તુથી માડીને આજના જમાનાના કેન્ટ, શેલિંગ, હેગલ, શોપનહાર, વોલ્ટેર, હર્બર્ટ સ્પેન્સર અને જૉન રસ્કિન ઇત્યાદિ કલાપારખુઓએ કલાની જુદી જુદી વ્યાખ્યાઓ બાધી છે. પોતાની સર્વશ્રેષ્ઠ નવલકથા 'જ્યાં ક્રિસ્ટોફીન'ની પ્રસ્તાવનામા રોમા રોલાએ જીવનવિષયક દષ્ટિકોણની રજૂઆત કરતા લખ્યુ છે. 'નિયંત્રિત, સંયમિત અને મર્યાદિત જીવન કલા છે.' પાણિનીના વ્યાકરણ અનુસાર 'કલૃપ્ત' ધાતુ પરથી કલા શબ્દ ઉત્પન્ન થયો છે તેનો અર્થ થાય છે-કલ્પના કરવી, રચના કરવી ક્ષેમરાજ કૃત 'શિવસૂત્રવિમર્શિની'મા કલાના અર્થનું સ્પષ્ટીકરણ કરતા લખ્યુ છે '**कलयति, स्वरूपं आवेशयति, वस्तूनि वा तत्र तत्र प्रमातरि सा कला।**'* અર્થાત્ પોતાના નવા નવા સ્વરૂપને વસ્તુમાં કે પ્રમાતામા પ્રગટ કરે તે કલા.

---

* અલ્પવિરામના ચિહ્નો સગવડ ખાતર મૂક્યા છે

દુનિયામાં કોઈપણ વસ્તુ નથી સુંદર કે નથી અસુંદર બન્નેનો આધાર જોનારની રસવૃત્તિ પર છે પ્રત્યેક વસ્તુને નોખાનોખા દૃષ્ટિકોણથી જોવાથી તે જુદા જુદા સ્વરૂપે દેખાય છે. એક કામિની (સ્ત્રી)નો મૃતદેહ છે. કામાસક્ત વ્યકિત તેના તરફ કામની નજરે જોશે તેનો ભાઈ કે પુત્ર બહેન કે માતાની નજરે જોશે. સાધુ પુરુષ તેના તરફ માતૃભાવથી નજર કરશે. ગીધડાં અને કૂતરાં તેનું માંસ કોચવાની અને હાડકા ચાટવાની નજરે જોશે આ રીતે દૃષ્ટિકોણની ભિન્નતાને લીધે એક જ વસ્તુ એક જણની દૃષ્ટિએ સુંદર દેખાય છે અને બીજાની દૃષ્ટિએ નિંદવા યોગ્ય. જીવનના કલાકારની દૃષ્ટિ પ્રત્યેક વસ્તુમાં સત્ય અને સૌંદર્ય શોધવાની હોય છે વાસ્તવિક રીતે જોતાં કલા આત્મસ્થ કે હૃદયસ્થ વસ્તુ હોય છે. જ્યારે હૃદયસ્થ કે આત્મસ્થ રસપૂર્ણ અમૂર્ત ભાવોને બાહ્ય ઉપકરણો કે ઉપાદાનો દ્વારા મૂર્ત સ્વરૂપ આપવામા આવે છે, ત્યારે જ દુનિયા તેને કલા શબ્દથી ઓળખે છે. એક ચિત્રકાર પોતાની પીંછી, રંગ અને કસબ વડે કાગળ પર કે ભીંત પર એક એવુ ચિત્ર દોરે છે કે તે ચિત્ર બોલવા માડે છે તેમા કલાકારના અંતરાત્માનો ભાવ સાકાર થાય છે મૂર્તિકાર પોતાની તીક્ષ્ણ નજરથી છીણી અને હથોડા વડે વાકાચૂકા અને બેડોળ પથ્થરને કોતરીને, કાપીને અને ખોદીને સુદર મૂર્તિ બનાવે છે તેમા કલાકારના ભાવોનુ જીવંત ચિત્રણ હોય છે એક સગીતકાર પોતાના તાલ, લય અને કંઠ વડે વીણા પર એવુ સગીત રેલાવે છે કે તેની આંતરિક રસાનુભૂતિ હૃદયગ્રાહ્ય અને અવર્ણનીય રૂપે ઉપસ્થિત થાય છે એક પ્રજાપતિ (કુભકાર) માટીનો કદરૂપો લોચો લઈને પોતાના હૃદયની કલ્પના પ્રમાણે તેનો ઘડો, કુજો કે પ્યાલો બનાવે છે કલા એક તરફ સુદરને સુદરતમ (સૌથી વધારે સુદર) તરીકે રજૂ કરે છે અને બીજી તરફ અસુદરને પણ એવુ સ્વરૂપ આપે છે કે તે પણ ઉપેક્ષણીય રહેતું નથી

આ બધી વ્યાખ્યાઓ પર વિચાર કરવાથી એક જ નિર્ણય પર આવી શકાય છે કે, કલા માનવજીવનના અંતસ્થ સૌદર્ય, આત્મિક સૌંદર્ય, સામાજિક સત્ય અને શિવની સુભગ અભિવ્યક્તિનુ નામ છે પછી ભલે તે જુદી જુદી વસ્તુઓ કે ક્રિયાઓ દ્વારા પ્રગટ થતી હોય.

કલાનો ઉદ્દેશ માનવજીવનને વિકૃત બનાવવાનો નથી કે પ્રકૃત જ રાખવાનો નથી; પરંતુ તેને સસ્કૃત બનાવવાનો છે ભોગ અને વિલાસના સાધનો (ઉપકરણો) અને પ્રસાધનોના અર્થમાં કલા શબ્દનો પ્રયોગ કરવો તે કલાની મશ્કરી કરવા જેવુ છે. આ કલાની વિકૃતિ છે, કલાનો આભાસ છે, સાચી કલા નથી આજકાલ સિનેમાની જાહેરખબરોના ચિત્રકારો, વિલાસભવનોમા નગ્ન મૂર્તિઓ ઘડનાર મૂર્તિકારો, શ્રીમતોને રીઝવવા માટે નૃત્ય કરનારી વેશ્યાઓ, રેડિયો અને સિનેમાના સ્ટુડિયોમા પૈસા-પૈસા માટે ગાવાનો અભિનય કરતા સગીતજ્ઞો અને કેટલાક ગદી રાજરમતની રાણીના દલાલો કરતા કવિઓ કલાના વ્યભિચારીઓ છે. આવા અનધિકારીના હાથમા જવાને લીધે જ કલાની આટલી બધી બદનામી થઈ છે ચાદીના થોડાક સિક્કાના બદલામા કલાનું વેચાણ ન થઈ શકે. સાચો કલાપારખુ કલાકાર પોતાની કલાથી સમાજને સત્યની, સિદ્ધાતની અને કલ્યાણની અનુભૂતિ કરાવે છે પોતાની ફરજ તરફ બેદરકાર રહીને તે આત્મપ્રવચના નથી કરતો.

ભારતીય સસ્કૃતિના ઘડવૈયાઓએ કલાનુ લક્ષ્ય શુદ્ધ અને સૂક્ષ્મ સત્યનુ પ્રકટીકરણ ગણેલુ છે વાસ્તવમા કલા દ્વારા જીવનમાં આનદની અનુભૂતિ થતી હોય છે, આનદાનુભવ થતો હોય છે. કોઈ વસ્તુ દ્વારા કઈ ને કઇ જ્ઞાન થાય છે, કોઈ ને કોઇ સત્યની અભિવ્યક્તિ થાય છે, તે વસ્તુમા સમ્યક્‌નિષ્ઠાનો જન્મ થાય છે, ત્યારે જ કોઈ વસ્તુ આનદ આપી શકે છે આ બધું કલા દ્વારા જ

થઈ શકે એટલા માટે ભારતીય સંસ્કૃતિના જ્યોતિર્ધરોએ કલાનું લક્ષ્ય બતાવતા લખ્યુ છે.

'विश्रान्तिर्यस्य संयोगे सा कला न न कला मता।
लीयते परमानन्दे यदात्मा सा परा कला ॥'

જેના સયેગથી માનવજીવનમાં વિશ્રાતિ, થાક કે નિષ્ક્રિયતા (અકર્મણ્યતા) જન્મતા હોય, જીવનમા સ્થિરતા આવતી હોય, વિચારોના પ્રવાહ અટકી પડતા હોય, તે કલા કલા નથી, કલાભાસ છે જેનાથી આત્મા પરમ આનદમા લીન થઈ જતો હોય તે જ સાચી કલા છે

પાશ્ચાત્ય કલાવિવેચકોએ આજે કલાના પ્રયોજન વિશે એક નવા જ સૂત્રનો પ્રચાર કરવા માડ્યો છે: 'કલા ખાતર કલા' (Art for Art's Sake)નો સભવ છે કે તેમણે કલાનો દુરુપયોગ થતો જોઈને જ આ પ્રમાણે બોલવાની શરૂઆત કરી હશે પરતુ ભારતીય વિધાનોએ તો પ્રારભથી જ કલાનો સત્યની અભિવ્યક્તિ તરીકે સ્વીકાર કર્યો છે. જ્યા કલાનો ઉપયોગ સ્વાર્થ સાધવા ખાતર, વિલાસિતા ખાતર કે અર્થોપાર્જન ખાતર કરવામા આવે છે, ત્યા સત્ય મરી જાય છે, ત્યા સત્યનો સહેજ પણ આવિર્ભાવ નથી થતો એટલા માટે તો હું એવા નિર્ણય પર આવ્યો છું કે કલાનો આવિર્ભાવ જ્યારે આત્મા સાથે કે હૃદય સાથે થાય છે, ત્યારે તેનો ઉપયોગ સત્યને માટે, સિદ્ધાતને માટે, ધ્યેયને માટે કે કલ્યાણને માટે થવો જોઈએ કલામા બાહ્ય સૌદર્ય એ મુખ્ય વસ્તુ નથી. જ્યાં સત્ય અને શિવ (કલ્યાણ) હોય છે, ત્યા સૌદર્ય—આતરિક સૌદર્ય તો આપમેળે જ આવી જાય છે

એક સ્ત્રી સૌદર્યપ્રસાધન માટે કલાનો ઉપયોગ કરે છે તે બાહ્ય રીતે ઘણી જ સુંદર દેખાય છે પરતુ જો તેનામા આતરિક

સૌંદર્ય નહીં હોય, તો તે તેની સાથે સંપર્કમા આવનાર લોકો સાથે માનવતાપૂર્ણ, સહાનુભૂતિપૂર્ણ વ્યવહાર નહીં રાખે, પોતાનાં બાળકો અને કુટુંબીજનો પર ક્રોધ વરસાવશે, અભિમાનમા છકી જઈને બીજાને તુચ્છ લેખશે આ કલાનો દુરુપયોગ છે. તેની આ કલા સત્ય માટે નથી, તેની કલામા શિવત્વ નથી. આ કલા સાચી કલા નથી. કલાનો કેવળ આભાસ જ છે

ભારતીય સંસ્કૃતિના જ્યોતિર્ધર ભર્તૃહરિએ આ કથનને ટેકો આપતા કહ્યુ છે :

'साहित्यसंगीतकला विहीनः साक्षात्पशुः पुच्छविषाणहीनः।'

જે જીવનમાં સાહિત્યની સાધના-હિતકર સત્યપ્રધાન સાધના-નથી, સંગીતની ઉપાસના નથી અર્થાત્ શિવત્વની નિષ્ઠા નથી અને કલાની આરાધના નથી, તે જીવન પશુનું જીવન છે આવા જીવનને માનવજીવન કહી શકાય જ નહીં ભલે તેણે માનવદેહ ધારણ કર્યો હોય, પરંતુ તે છે તો પૂંછડા અને શિંગડા વિનાનુ પશુ જ

માનવજીવનમા જ્યારે સત્ય, શિવ અને સુંદરમ્ સાથે કલાનો પ્રવેશ થાય છે, ત્યારે તે માણસને પશુત્વમાથી ઊંચે લઈને માન-વત્વની કક્ષામા મૂકે છે કલાનું કાર્ય માનવત્વ, દેવત્વ અને છેવટે ભગવત્વની પ્રાપ્તિ કરાવવાનું છે આનુ એક દૃષ્ટાંત જોઈએ માટીમા આકર્ષણ જેવું કઈ જ હોતું નથી, પરંતુ આ જ માટી-માથી માનવજાતની સેવા માટે ઓછામા ઓછા ખર્ચે અને ઓછામા ઓછા સમયમા પ્રજાપતિ પોતાની કલાથી ઘડા બનાવે છે પેલી માટી હવે ઘડો બને છે. આ રીતે લોટ અને પાણી એના એ જ હોય છે, પરંતુ જે બહેનના હાથમા રોટલો કે રોટલી બનાવવાની સુંદર કલા હોય છે અને તે રોટલી બનાવવાની કલાનો પ્રયોગ એક સત્યને માટે, કુટુંબીજનોના કલ્યાણને માટે કરે છે, ત્યારે તેની કલા પ્રશંસાપાત્ર બને છે પરંતુ એક ફૂવડ સ્ત્રી લોટ અને પાણી યોગ્ય

પ્રમાણમા ન લેતાં વધારે-ઓછું લેતી હોય, કેવળ વેઠ ઉતારવા ખાતર જ ગમે તેવી કાચીપાકી રોટલીઓ શેકી નાખતી હોય, તો તે કલા નથી, તેમા સત્ય નથી, શિવ પણ નથી, પછી સૌંદર્ય તો હોય જ ક્યાંથી ? જે વસ્તુમા કેવળ સુન્દરતા જોઈને કલાની કલ્પના કરવામાં આવે છે, ત્યા કલાના નામનો પ્રપચ છે, ધંતૂરાના ફળ કુદરતે કેટલા સરસ બનાવ્યા છે ! તેમા સૌદર્ય પણ છે અને સુગંધ પણ છે. પરંતુ આ સુદર ફળ સત્ય માટે નથી, સંહાર માટે છે આ જ વસ્તુ જીવનની પ્રત્યેક ક્રિયાને લાગુ પડે છે સત્ય અને શિવની કસોટીએ ચડાવ્યા પછી જ કલાનો ખ્યાલ કરવો જોઇએ. એક વાર્તાકાર પોતાની વાર્તાને ખૂબ જ સારી રીતે આલેખે છે, વાર્તાનું વસ્તુ (Plot) પણ તેણે બહુ જ સરસ પસદ કર્યું છે, તે વાર્તા લોકોનું મનોરજન પણ કરે છે, પરતુ જો આ વાર્તાથી માનવજીવન વિલાસિતા તરફ દોરાતુ હોય, તે વાર્તા વાચીને માનવજીવન અધમતાને પથે જતુ હોય, તો કહેવું પડશે કે તેમાં 'સત્ય' નથી, 'શિવ' પણ નથી, છે કેવળ 'સુન્દર'. આ જ રીતે કોઇ પણ કાવ્ય, નટક, નવલકથા, ચિત્ર, ચલચિત્ર, સંગીત, વાદ્ય, શિલ્પનિર્માણ કે બીજી કોઇ પણ વસ્તુના ઘડતરમા 'સત્ય' અને 'શિવ'ની દષ્ટિ હોય અને તેમા 'સૌદર્ય' ઓછુ હોય, તોપણ આપણે તેને કલા કહી શકીએ, પરતુ જ્યાં કેવળ 'સુદર'ને જ નજર સમક્ષ રાખીને કોઈ રચના કરવામા આવતી હોય, તેનાથી લોકોનું કલ્યાણ ન થતુ હોય, માનવજીવનને પતન અને વિકૃતિના પથે જવાની પ્રેરણા મળતી હોય, માનવજીવનને પશુત્વ કે દાનવત્વ તરફ વધવામા મદદરૂપ થતુ હોય, તે સાચી કલા નથી પેટના ચક્કરમા ફસાયેલો માણસ માનવસમાજના અકલ્યાણને માટે ગમે તે વસ્તુ કરવા માટે તત્પર થાય છે તે ગમે તેવી વિકૃત કલાનું પણ પ્રદર્શન કરી શકે છે પરતુ તેને સાચા કલાકારનુ બિરુદ મળી શકતું નથી.

આ કારણને લીધે જ યુગાદિ તીર્થંકર ભગવાન ઋષભદેવે તે

જમાનાની માનવજાતને પણ કલાનુ શિક્ષણ આપ્યુ. તે લોકોને પશુત્વમાથી માનવત્વ તરફ દોરી જવા ઇચ્છતા હતા તેમણે આ કલાઓનો પ્રયોગ સત્યને માટે અને શિવત્વને માટે જગતને બતાવ્યો હતો. 'જમ્બુદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્ર' આ વાતની સાક્ષી પૂરે છે તેમાં લખ્યુ છે

## 'પયાહિયાએ ઉવદિસઇ.'

ભગવાન ઋષભદેવે પ્રજાના કલ્યાણને માટે, સત્ય અને શિવને માટે આ કલાઓનો ઉપદેશ આપ્યો હતો. તેમણે જે કલાઓ કે વિદ્યાઓનુ શિક્ષણ આપ્યુ, તેની પાછળ માનવતાનો સદેશો હતો તેની પાછળ સહકાર અને સેવાભાવનાની પ્રેરણા હતી. આ કલાઓમાં જીવનનુ મહાન સત્ય છુપાયેલુ હતું આ કારણને લીધે તેમણે તે જમાનાની માનવજાતને કલાઓના શિક્ષણ સાથે તેનો ઉદ્દેશ પણ સમજાવ્યો પરિણામ એ આવ્યુ કે કલાનુ જે સ્વરૂપ સત્યને ખાતર, સેવાને ખાતર, કોઈ સિદ્ધાત કે ધ્યેયને ખાતર આપણી સમક્ષ શુભદાયી થઇને આવે છે, તે જ કલા જીવનમાં આનંદદાયક છે, વાસ્તવિક સૌદર્ય સાથે તાણાવાણાની જેમ વણાયેલી છે કલાનુ જે સ્વરૂપ માનવની રાક્ષસી વૃત્તિઓનુ દમન નથી કરી શકતુ, માનવના ક્ષુદ્ર દ્વૈતભાવ અને અહનો નાશ નથી કરી શકતુ, વિશ્વની સમરસતાને ઓળખવાની દિવ્ય દૃષ્ટિ નથી આપી શકતુ, પરતુ જીવનમા વિકૃતિ–કદરૂપાપણું જ પેદા કરે છે, તે કલા નથી, કલાની પ્રેત–છાયા હોવા સંભવ છે. એટલા માટે કલાની પરીક્ષાનુ સૌથી સુદર માપયત્ર એક જ હોઇ શકે છે–તેનાથી ઉત્પન્ન થતી સારી અસર છે, જીવનના કલ્યાણનુ પ્રાગટ્ય છે

હવે તમે સારી રીતે સમજી ગયા હશો કે 'જીવન' અને 'કલા' શુ છે બન્ને વચ્ચે કેવો સબંધ છે કલા સાચી કલા ક્યારે કહેવાય

છે અને કલાની વિકૃતિ ક્યારે થાય છે. કલાનો ઉદ્દેશ, લક્ષ્ય કે પ્રયોજન શું હોઈ શકે ? મને લાગે છે કે આટલું સમજ્યા પછી માનવજીવન જીવવાની કલાને પણ તમે સરળતાથી સમજી શકશો

પ્રત્યેક વ્યક્તિ જીવતા રહેવાની ઇચ્છા રાખે છે; પરંતુ જીવતા રહેવું તે પણ એક કલા છે. જીવતા રહેવાનો અર્થ ગમે તે રીતે, યેનકેન પ્રકારેણ, આડીઅવળી રીતે પોતાનુ અસ્તિત્વ ટકાવી રાખવું એવો નથી. અસ્તિત્વ તો પશુ-પક્ષી, કીડા-મંકોડા અને કૂતરાં-બિલાડાં પણ ટકાવી રાખવા ઇચ્છે છે, સિંહ અને વાઘ જેવાં ભયંકર જાનવરો પણ પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવા ઇચ્છે છે જો તમારે માણસ તરીકે તમારુ અસ્તિત્વ ટકાવી રાખવાની ઇચ્છા હોય, તો જીવન જીવવાની કલા જાણી લેવી પડશે જીવવા ખાતર તો આખી દુનિયા જીવે છે, પરંતુ જીવન જીવવાની કલાને કોઈક જ જાણી લે છે. જેને સારી રીતે જીવતા આવડી ગયુ, તે પોતાની જિંદગી આરામથી વિતાવી શકે છે અને બીજા માટે પણ પોતાના તેજસ્વી જીવનનો આદર્શ મૂકી જાય છે જો કોઈના પગમાં કાંટો વાગે છે કે આંખમાં કણુ પડે છે, તો તે અસહ્ય થઈ પડે છે પહેરેલા કપડામા કે દાતમાં ફાંસ વાગે છે, તો તે પણ સહન થતી નથી આ જ રીતે પ્રત્યેક માણુસને પણ કલાવિહીન જીવન અસહ્ય થઈ પડવુ જોઈએ. જે જીવન જીવનાની કલા જાણી લે છે, તે માણુસ પોતાના જીવનની હરકોઈ નાની-મોટી પ્રવૃત્તિ આદરતી વેળાએ સાવધાની રાખે છે તે પોતાની હરકોઇ પ્રવૃત્તિ, ક્રિયા કે હિલચાલ સત્યને ખાતર, જગતના કલ્યાણુને ખાતર, સેવાને ખાતર અને શિવ(ભલા)ને ખાતર કરે છે, તે બીજાના જીવનનુ ધ્યાન રાખીને, બીજાને જિવાડીને જીવે છે. તે એવુ કોઈ પણ કાર્ય નથી કરતો જેનાથી બીજાનુ અહિત થાય કે બીજાને દુ.ખ પડે

આમ તો ચાલતા સૌ કોઈને આવડે છે બાળપણુથી ચાલતા શિખાય છે, તેના માટે ક્યાય 'ટ્રેઈનિંગ' નથી લેવી પડતી એ જ

રીતે ખાવું-પીવું, બેસવુ-ઊઠવુ, સૂવું જાગવું, બોલવુ-લખવું ઇત્યાદિ ક્રિયાઓ પ્રત્યેક માણસ કરી શકે છે, કરે છે પણ ખરો ખાવા-પીવા જેવી ક્રિયાઓ તો પશુ-પક્ષીઓ પણ કરી શકે છે પરંતુ જીવન જીવવાની કલા જાણનાર અને ન જાણનાર વ્યક્તિઓની પૂર્વોક્ત ક્રિયાઓમા ઘણુ જ અતર હોય છે

એક માણુસ જીવવા માટે ખાય છે, જ્યારે બીજો માણુસ ખાવા માટે જ જીવતો હોય છે એક ઠડી-ગરમીથી બચવા માટે અને શરમ ઢાંકવા માટે કપડાં પહેરે છે, બીજો મોજશોખ અને ફેશનને માટે કપડાં પહેરે છે; એક વ્યક્તિ પૈસા કમાવા માટે, પ્રતિષ્ઠા વધારવા અને સ્વાર્થ સાધવા માટે મીઠા શબ્દો બોલે છે કે લખે છે, બીજી વ્યક્તિ જગતના, સમાજના અને પોતાના ભલા માટે નિઃસ્વાર્થ-ભાવે, નિષ્કામભાવે બોલે છે કે લખે છે, એક ચાલે છે બીજાંને હેરાન કરવા માટે, બીજાને મારવા માટે, બીજા પર શિરજોરી કરવા માટે, લૂટફાટ કરવા માટે, અન્યાય, અનીતિ અને અત્યાચાર કરવા માટે; બીજો ચાલે છે ન્યાયપૂર્વક, જગતના કલ્યાણુને ખાતર, સેવાને ખાતર, આત્મસાધનાને ખાતર, એક જાગે છે બીજાંને હેરાન કરવા ખાતર, પાપાચાર કરવા ખાતર, જગતમાં મારપીટ કરવા ખાતર, જગતનુ અહિત કરવા ખાતર; બીજો જાગે છે કર્તવ્ય બજાવવા ખાતર, જગતના ભલાનો વિચાર કરવા ખાતર, પારકાનુ હિત કરવા ખાતર—આ રીતે સૂવા, ઊઠવા ઇત્યાદિ બધી ક્રિયાઓ એક વ્યક્તિ ખરાબ ઉદ્દેશથી કરે છે અને બીજી વ્યક્તિ સારા ઉદ્દેશથી કરે છે. આ બે પ્રકારની વ્યક્તિઓની ક્રિયાઓમા કે પ્રવૃત્તિઓમા શુ તફાવત નથી હોતો ? જો તફાવત હોય તો મારે કહેવું જોઈએ કે જીવન જીવવાની કલા જાણુકાર વ્યક્તિ પ્રત્યેક ક્રિયાને વિવેકપૂર્વક, સારા આશયપૂર્વક, સાચી રીતે, અતઃકરણુ નિચોવીને ઓછામા ઓછા ખર્ચે અને ઓછામા ઓછા સમયમાં કરશે અને જીવન જીવવાની

કલા ન જાણનાર વ્યક્તિ આ જ ક્રિયાઓ ખોટા ઉદ્દેશથી, ખોટી રીતે, બેધ્યાનપણે, વધારે ખર્ચ કરીને અને વધારેમા વધારે સમય બગાડીને કરશે. જીવનના મહાન કલાકાર ભગવાન મહાવીરને કોઈ સાધકે જીવન જીવવાની કલા વિશે પ્રશ્ન કર્યો :

**'કહં ચરે, કહં ચિટ્ઠે, કહમાસે, કહં સએ?**
**કહં ભુજંતો ભાસંતો, પાવકમ્મં ન બંધઇ?'**

'હે ભગવન્! કલામય જીવન વિતાવનારે કેવી ચર્યા રાખવી જોઈએ અર્થાત્ કેવી રીતે ચાલવુ જોઈએ, કેવી રીતે બેસવું જોઈએ, કેવી રીતે ઊભા થવુ જોઈએ, કેવી રીતે સૂઈ જવું જોઈએ, કેવી રીતે ખાવુ જોઈએ અને કેવી રીતે બોલવું જોઈએ કે જેનાથી તેના જીવતરની કલામાં પ્રત્યવાયી પાપકર્મથી ન બંધાવાનું હોય?'

ભગવાન મહાવીરે તોળેલા મર્મસ્પર્શી શબ્દોમા તેનો જવાબ આ પ્રમાણે આપ્યો

**'જયં ચરે, જયં ચિટ્ઠે, જયમાસે, જંય સએ,**
**જયં ભુજંતો ભાસંતો, પાવકમ્મં ન બંધઇ.'**

'હે જીવનકલાના સાધક! તારે સાવચેતી કે વિવેકપૂર્વક ચાલવું જોઈએ. પ્રયત્નપૂર્વક બેઠા થવું, બેસવું, સૂઈ જવુ, ખાવું કે બોલવું જોઈએ કે જેનાથી જીવતરની કલામા પ્રત્યવાયી પાપકર્મ ન થઈશકે'

આ છે જીવન જીવવાની કલાનુ દર્શન! જો માણસ આ રીતે જીવનની કોઈ પણ પ્રવૃત્તિ આદરતા પહેલા વિવેકપૂર્વક વિચાર કરે, સત્ય, શિવ અને સુંદરની કલ્યાણમય ભાવના રાખે, તો તેના જીવનને કલામય થતાં વાર ન લાગે

કર્મયોગી શ્રીકૃષ્ણને અર્જુન જેવા જિજ્ઞાસુએ પણ આ જ રીતે જીવનકલાના મર્મજ્ઞ સ્થિતપ્રજ્ઞના લક્ષણો વિશે પૂછ્યું છે

'स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥'

'હે જીવનકલાકોવિદ શ્રીકૃષ્ણ! જીવનકલામર્મજ્ઞ સ્થિતપ્રજ્ઞની પરિભાષા શી છે? આ સમાધિસ્થનાં લક્ષણો ક્યા છે? તે સ્થિરબુદ્ધિ પુરુષ કેવી રીતે બોલે છે, કેવી રીતે બેસે છે અને કેવી રીતે ચાલે છે?'

અને શ્રીકૃષ્ણે આ પ્રશ્નનો મર્મસ્પર્શી જવાબ પોતાની હૃદયગમ ભાષામાં લગભગ અઢાર શ્લોકોમા વિસ્તારપૂર્વક આપ્યો છે ખરેખર, જીવન જીવવાની કલાના જાણકાર થવા માટે આ બધા શ્લોકો પર વિવેકપૂર્વક મનન-ચિંતન કરવું જોઈએ તે પ્રમાણે જીવનચર્યા રાખવાથી જીવન જીવવાની કલા હસ્તગત થાય છે

જીવન જીવવાની કલાનો જાણકાર કોઈ પણ કાર્ય કરશે, ત્યારે પોતાની આસપાસની દુનિયાનુ પણ ધ્યાન રાખશે તે એટલો તો વિચાર કરશે જ કે મારી આ પ્રવૃત્તિથી કે ક્રિયાથી કોઇ પણ પ્રાણીને દુ ખ તો નથી થતુ ને? કોઇનુ અકલ્યાણ તો નથી થતું ને? કોઈની જિંદગી તો ધૂળધાણી નથી થતી ને?

એક મોટર ડ્રાઇવર છે. તે સભાનપણે મોટર ચલાવે છે તે ડાબા-જમણી, આગળ-પાછળ ચાલનાર માણસોનુ ધ્યાન રાખે છે આડી-અવળી વસ્તુઓનું પણ ધ્યાન રાખે છે. કોઈ પણ માણસ કચડાઈ ન જાય, કોઇ પણ વસ્તુ સાથે અથડાઈ ન પડાય, તે ઉદ્દેશથી તે જોખમ જેવું જણાય છે ત્યારે મોટરને બ્રેક મારીને રોકે છે કોઇ વ્યક્તિ મોટર આગળ થઈને પસાર થતી હોય, તો તેને હોર્ન વગાડીને ચેતવણી આપે છે, જેથી તે મોટરની ઝપટમાં ન આવે. આ રીતે મોટર ચલાવનાર ડ્રાઇવર નક્કી કરેલા સ્થળે સહીસલામત પહોચી જાય છે. તેને પણ આનંદ થાય છે અને માલિકને પણ

આ એક રૂપક જ છે. આ રીતે આપણી જિંદગી પણ એક મોટર જેવી જ છે તેને કેવળ ગેરેજમાં રાખી મૂકવાની નથી. જિંદગીમા આવશ્યક પ્રવૃત્તિઓ તો કરવી જ પડે છે. અનિવાર્ય ક્રિયાઓ કર્યા વિના છૂટકો જ નથી હોતો જીવનરૂપી ગાડીના આપણે ડ્રાઇવર છીએ. જો આપણે જીવનરૂપી ગાડી ચલાવતી વેળાએ ધ્યાન રાખીએ, ડાબા-જમણી નજર રાખીએ, આગળ-પાછળ ચાલતાં લોકોને પણ નજર બહાર ન છટકવા દઈએ, તેમના જીવનને કચડી ન નાખીએ, તેમની જિંદગી આપણા માર્ગમા આવતી હોય, તો તેને બચાવવાનો પ્રયત્ન કરીએ, શબ્દો કે લેખરૂપી હોર્ન વગાડીને તેમને ચેતવણી આપીએ, તેમને આપણી ગાડીની ઝપટમાંથી બચાવવા માટે બ્રેક મારીએ છીએ, જેથી અકસ્માત ન થાય. આ રીતે સાવચેતીપૂર્વક જીવનગાડી ચલાવનાર કુશળ સચાલક પોતાના નિયત સ્થળે સહી સલામત પહોચી જાય છે અને પોતાની સાથે પોતાના કુટુંબ, સમાજ કે જાતિવાળાઓને પણ લઈ જાય છે.

પરતુ એક ડ્રાઇવર એવો છે કે જેણે નશો કર્યો છે. તે નશામા બેભાન થઈને મોટર ચલાવે છે, ડાબા-જમણી ચાલતા માણસોનુ ધ્યાન નથી રાખતો, આડીઅવળી મોટર ચલાવે છે, કોઈ માણસ મોટરની અડફટમાં આવીને કચડાઈ જશે તેની ચિંતા નથી કરતો, અકસ્માત થવાની પરવા નથી કરતો, તેને પારકાંની જિદગીની પડી નથી ક્યાંક ને ક્યાંક અધવચ્ચે જ તે 'એક્સિડેન્ટ' કરી મૂકે છે આ કારણને લીધે તેને વચગાળેથી જ પકડી લેવામા આવે છે, તેનુ 'લાઇસેસ' પડાવી લેવામાં આવે છે અને તેનો દડ કરવામા આવે છે પછી તેને આખી જિદગી સુધી મોટર ચલાવવાનો અધિકાર મળી શકતો નથી.

આ જ રીતે જીવન જીવવાની કલાથી અજાણ એવા માણસને જ્યારે માનવજીવનની ગાડી મળી જાય છે, ત્યારે તે પારકાની

જિંદગીને ખેદાનમેદાન કરતો, કચડતો, અકસ્માતોનો શિકાર બનતો, પોતાના જીવનની ગાડીને બગાડી મૂકતો આગળ વધવાનો પ્રયત્ન કરે છે મોહમાયાના શરાબના નશામા ચકચૂર થઈને તે પારકાની જિંદગીને તુચ્છ સમજે છે. આવા માણસને પાપકર્મરૂપી સિપાઈઓ પકડી લે છે, તેનુ માનવજીવનરૂપી ગાડી ચલાવવાનુ 'લાઈસેંસ' (અધિકાર) છીનવી લેવામા આવે છે અર્થાત્ તેને બીજા કેટલાય જન્મો સુધી મનુષ્યાવતાર મળતો નથી અને પાપકર્મની શિક્ષા પણ થાય છે આ રીતે તે પોતાના નિયત સ્થળે જઈ શકતો નથી

જીવન જીવવાની કલાના જાણકાર અને જીવન જીવવાની કલાથી અજાણ એવા માણસોની જીવનચર્યામા કેટલુ અતર હોય છે, તે પૂર્વોક્ત રૂપકદ્વારા સારી રીતે સમજાવ્યું છે જીવન જીવવાની કલામા બાહ્ય સૌંદર્યનું સ્થાન ગૌણ હોય છે અહી તો આતરિક સૌંદર્યની જ વાત થાય છે સત્ય અને શિવ—આ બે તેના ફેફસા છે આ ફેફસાથી તે શ્વાસ લે છે જે જીવનમા સત્ય અને શિવ નથી, ત્યા કલા જીવ વિનાના ખોળિયા જેવી છે.

એક રાજાના વૈભવની વાતો દેશ-વિદેશના લોકોની જીભે રમતી હતી એક દિવસ એક પ્રસિદ્ધ મહાત્મા પર્યટન કરતા કરતા રાજમહેલમાં આવી પહોચ્યા રાજાએ તેમને ભક્તિભાવથી જમાડયા. રાજકુટુંબના માણસોને ધર્મોપદેશ આપીને મહાત્મા વિદાય થવા લાગ્યા, ત્યારે રાજાએ વિનતી કરી કે તેઓ રાજભડારમા પધારીને તેના રત્નસગ્રહના એકાન્તવાર દર્શન કરે, કારણ કે સાધુઓના આશીર્વાદથી જ તે આટલો મોટો સગ્રહ એકઠો કરી શક્યો હતો આ રત્નભડાર જોઈને મહાત્મા ચકિત પણ થયા અને ચિતાતુર પણ. મહાત્માએ રાજાને પૂછ્યુ 'રાજન્! સૌથી મોટો અને સૌથી વધારે કિંમતી પથ્થર આમાથી કયો છે તે બતાવો' રાજાએ એક મૂઠી જેવડો મોટો તેજસ્વી હીરો બતાવ્યો મહાત્માએ સહેજ હસીને કહ્યુ 'મહારાજ, મે આનાથી પણ મોટા અને આનાથી પણ વધારે કિંમતી પથ્થર (પાષાણ)

આપના રાજ્યમાં જોયા છે. આપને તેની ખબર જ નથી' રાજા મહાત્મા સાથે આ બધું જોવા માટે ગયો. રાજા ક્રોધથી ગાંડા જેવો થઈ ગયો હતો અને પ્રેક્ષકો સ્તબ્ધ થઈ ગયા હતા. મહાત્માએ એક જીર્ણકાય મેલા લૂગડાવાળી વૃદ્ધાની ઝૂંપડીમા જઈને તેની ઘટીનાં બે પડ દેખાડતા કહ્યું : 'આપના રાજ્યમાં ખૂબ જ કિમતી પાષાણ (પથરા) આ છે પ્રજાને કહો કે તે આ રત્નોનાં હમેશા દર્શન કરે' રાજા મૌન ઊભો રહ્યો તે શુ સમજે કે બોલે? રાજા આ ગડમથલમા હતો તે જ વખતે મહાત્માએ સ્નેહપૂર્ણ સ્વરે કહ્યુ 'રાજન્! આ નિરાધાર વૃદ્ધાની આજીવિકાનુ એકમાત્ર સાધન આ ઘંટીનુ પડ છે. તેના આધારે તે બીજાનો લોટ દળે છે અને પોતાના જીવનનું પોષણ કરે છે આપના ભંડારનાં રત્નો તેનો જીવ બચાવી શકશે ખરા? તેનાથી કઈ આવક થાય છે ખરી? કે પછી તેનુ રક્ષણ કરવા માટે ખર્ચ જ કરવો પડે છે? જે પથ્થર ઉપયોગી હોય તે જ સાચો મૂલ્યવાન. કેવળ સૌંદર્ય, કેવળ ભભકો જ શા કામના?' રાજાની વિવેકદૃષ્ટિ જાગૃત થઈ ગઈ

જ્યાં કેવળ સૌંદર્યની જ અભિવ્યક્તિ હોય, સત્ય અને શિવત્વ ન હોય, સેવાભાવના અને સિદ્ધાંતની જાળવણીનો પ્રશ્ન ગૌણ હોય, ત્યા જીવન બાહ્ય સૌંદર્યવાળુ હોવા છતાય કલામય ન કહી શકાય; જ્યા સત્ય અને શિવ મુખ્ય સ્થાને હોય, લોકોનુ કલ્યાણ અને આદર્શપાલનનો પ્રશ્ન અગ્રસ્થાને હોય, ત્યાં જ કલામય જીવન છે —પછી ભલે શરીર કદરૂપું કે બેડોળ કેમ ન હોય.

રાજા જનકની રાજસભામા અષ્ટાવક્ર માતામહને મુક્ત કરાવવા માટે અને રાજાના ગૂઢ પ્રશ્નનો જવાબ આપવા માટે જઈ પહોંચ્યા તે સભામા દાખલ થયા, ત્યાં જ તેમને જોઈને બધા વિદ્વાનો હસવા લાગ્યા, કારણ કે અષ્ટાવક્ર કદરૂપા હતા, બેડોળ હતા, આઠ અગે વાકા હતા તપસ્વી અષ્ટાવક્ર પણ હસવા લાગ્યા.

વિદ્વાનોએ પૂછ્યુ : 'આપ શા માટે હસ્યા?' તેમણે સસ્મિત જવાબ આપ્યો : 'મને મારી ભુલ પર હસવું આવે છે. હું માનતો હતો કે રાજા જનકની સભામા મોટા મોટા અધ્યાત્મવાદી વિદ્વાનો હશે, પરંતુ અહી આવ્યા પછી મને મારી માન્યતા ભૂલભરેલી હતી એમ લાગે છે. અહી આવીને મે જોયુ કે અહીં તો ચામડાના રૂપરંગની જ પરીક્ષા થાય છે, જાણે ચમારોની સભા ન હોય! આત્માના સૌંદર્ય તરફ કોઈ નજર પણ કરતું નથી જીવન જીવવાની કલાને અહીં કેવળ બાહ્ય સૌંદર્યથી જ માપવામા આવે છે.'

ખરેખર, અષ્ટાવક્ર મુનિના શબ્દોમાં ભારતીય સંસ્કૃતિનો આત્મા બોલતો હતો તે જીવન જીવવાની કલાના સાચા 'પારેખ' હતા જીવનના આતરિક સૌદર્યનો ઉપયોગ તે યોગમાં કરતા, ભોગમાં નહી.

જીવન જીવવાની કલાથી અભણ માણસના જીવનમા ભોગ હોય છે, યોગ નહી; સ્વાર્થ હોય છે, સમય નહીં. તેનું જીવન નીરસ હોય છે, સરસ નહી, તેના જીવનમા મોજશોખની વૃત્તિ હોય છે, સાચો આનંદ નહી. એકાદ દાખલો આપવાથી આ વસ્તુ સ્પષ્ટ થઈ જશે

મિસ્ટર પિટરસન નામે એક વિદ્વાન લખે છે કે, 'મને થોડાક સમય પહેલા એક માણુસ મળ્યો તેની ઉમર ચાળીસ વર્ષની હતી. તેના મો પરથી તે સાઠ વર્ષનો હોય એમ લાગતુ હતુ તેણે જીવનમાં મોજશોખ ભોગવવા સિવાય કંઈ જ કર્યું નહોતુ તે કેવળ ભોગ ભોગવવામા જ રચ્યોપચ્યો રહેતો હતો તેણે દુનિયાની હરેક વસ્તુનો સ્વાદ ચાખ્યો હતો તેના જીવનમા તેણે બધી જ વસ્તુઓનો રસ ચૂસી લીધો હતો, પરંતુ બદલામા કંઈ જ આપ્યું નહોતુ તેનામાં સંયમ તો નામનો પણ નહોતો. તે વિદ્વાન હતો, વ્યાપારી પણ

હતો તેણે કેટલાય દેશોનું પરિભ્રમણ કર્યું હતું. કેટલાય ઘાટનું પાણી પીધુ હતું. કેટલીય ઘંટીઓનો લોટ ખાધો હતો. પરંતુ ચાળીસ વર્ષની ઉંમરે જ તે એવી સ્થિતિએ પહોચી ગયો હતો કે હવે તેને જીવનમાં સહેજ પણ રસ રહ્યો નહોતો. તેની જિંદગી કડવી, નીરસ અને વિષમ બની ગઈ હતી કુદરતે તેને સારું શરીર આપ્યું હતું. પરંતુ તેણે તેની સારસંભાળ ન રાખી. તેના તરફ બેદરકારી જ રાખ્યા કરી. ચાળીસ વર્ષની ઉંમરે તો તેના વાળ સફેદ ચાંદી જેવા થઈ ગયા. તેના શરીર પર વૃદ્ધાવસ્થાનાં બધા જ લક્ષણો વરતાવા લાગ્યા. તેણે અભ્યાસ અને પ્રવાસ દ્વારા જે જ્ઞાન મેળવ્યુ હતુ, તે તેના જીવનમાં ઉપયોગી ન નીવડી શક્યું. તેનું મન કેવળ સ્વાર્થની દુનિયામાં ડૂબી ગયુ હતું. તેના મનમા આખો દિવસ આ પ્રકારના વિચારો ઘોળાતા હતા તેણે શુ ખાધું ? તેણે કયુ માદક પીણુ પીધુ ? તે કેટલા કલાક સૂઈ ગયો ? તે કલબમાં કઈ રમત રમ્યો ? આ વિચારો સિવાય તેને બીજું કંઈ સૂઝતું જ નહોતું. તેની દુનિયાનુ કેન્દ્રબિંદુ તે પોતે જ બની ગયો હતો. આ રીતે તેણે પોતાની અમૂલ્ય જિંદગીને કલાત્મક રીતે ન વિતાવતાં બરબાદ કરી.

જેનામા જીવન જીવવાની કલા હશે, તે ચમકદાર કપડાં, ઘરેણા અને ખાવાપીવાની વસ્તુઓને વધારે મહત્ત્વ નહીં આપે. તે આ બધી વસ્તુઓમાંથી સાદાઈ, સાત્ત્વિકતા, કરકસર અને પોષક તત્ત્વોની દૃષ્ટિએ આ બધી વસ્તુઓનો એવી રીતે ઉપયોગ કરશે કે જેથી જગતની કોઈ પણ વસ્તુ નકામી ન થાય, કુદરતે આપેલી ઇન્દ્રિયો, શરીર અને અન્ય અવયવોમા વિકૃતિ ન પ્રવેશે.

બંગાળના મહાન તત્ત્વજ્ઞાની સતીશચંદ્ર વિદ્યાભૂષણની પ્રશંસા સાંભળીને તેમની માના દર્શન કરવા માટે દૂરદેશાવરથી એક માણસ આવ્યો તેને એમ હતું કે જે માતાના વાત્સલ્યપૂર્ણ ખોળામા

ઊછરીને વિદ્યાભૂષણનું જીવન આટલું કલાત્મક બન્યું છે, તે રતન-કૂખધારી જનનીનાં દર્શન કરીને મારી આંખો પાવન કરું. પરંતુ જ્યા તેણે સીધાસાદાં વસ્ત્રો અને હાથમા પિત્તળના કડાં પહેરેલી વિદ્યાભૂષણની માને જોઈ, ત્યાં જ તે સ્તબ્ધ થઈ ગયો. તેના મગજમાં કેટલીય કલ્પનાઓ સાકાર થવા લાગી· આવો મહાન તત્ત્વજ્ઞાની પોતાની માતાની આટલી ઉપેક્ષા કરી શકે ખરો ? આ સીધાસાદાં વસ્ત્રો અને પિત્તળનાં કડાં માતાના અનાદરની જીવત કથા નથી ? પરતુ મા સાથે વાતચીત કર્યાં પછી તેને ખાતરી થઈ કે તેની માન્યતા ખોટી હતી અને મા દીકરા વચ્ચે અગાધ સ્નેહ હતો આમ હોવા છતાય આગંતુકે પોતાના મનની શકા દૂર કરવા માટે સવિનય પૂછ્યુ 'માતાજી! આપના શરીર પર સામાન્ય વસ્ત્રો અને પિત્તળના કડા જોઈને મને નવાઈ લાગે છે કે આ બધુ શુ તમારા માટે, બગાળ માટે અને સતીશબાબુ માટે શરમાવનારુ નથી ?' સતીશબાબુની માએ જવાબ આપ્યો: 'ભાઈ, તમારી આ માન્યતા ભૂલભરેલી છે. હીરા, પન્ના, માણેક અને મોતીનાં ઘરેણા પહેરીને લોકોના મનને બહેકાવવામા મારુ, બગાળનુ કે સતીશનુ ગૌરવ નથી. માણુસની સુદરતા કપડા અને ઘરેણામા નથી, પરતુ ત્યાગમા છે, ઉદારતામાં છે, સાત્ત્વિકતામા છે, કલામય જીવન જીવવામાં છે. તમને એક વસ્તુ જાણીને આનદ થશે કે થોડાક સમય પહેલાં બગાળના દુષ્કાળે લોકોના મન ઊચા કરી મૂકયા હતા, તે વખતે સતીશે જે ઉદારતા દર્શાવી છે અને મે આ હાથે ગરીબ લોકોને જે મદદ આપી છે તેમા જ અમારું સાચુ ગૌરવ છે લોકો અના-જના દાણા-દાણા માટે વલખાં મારતા હતા. અમે તેમની ભૂખ સતોષવાનો યથાશક્તિ પ્રયત્ન કર્યો હતો મને લાગે છે કે સતીશ અને બગાળનુ ગૌરવ પણ આમાં જ છુપાયેલુ છે વસ્ત્રાલકારોથી સુસજ્જ થઈને વૈભવનુ પ્રદર્શન કરવામાં કે કલાવિહીન જીવન જીવવામાં જીવનનુ વાસ્તવિક ગૌરવ નથી જ સાદાઈ અને સયમમાં

જીવન પસાર કરવું એ જ સાચા તત્ત્વવેત્તા અને કલાકારનું લક્ષણ છે.'

આ છે જીવન જીવવાની કલાનું રહસ્ય! જ્યાં જીવન જીવવાની કલા હોય છે, ત્યાં ભોગ પર નિયંત્રણ મુકાય છે, સંયમ અને વિવેકના બે પાવનકારી કિનારા વચ્ચે થઈને જીવનસરિતા વહેવા માંડે છે, ત્યા નિયમિતતા, વ્યવસ્થિતતા અને ઉપયોગિતાની ત્રિવેણીમા સ્નાન કરવાથી જીવન પવિત્ર થાય છે, આનંદમય અને સ્ફૂર્તિમય બની જાય છે.

જીવનના મહાન કલાકાર ભગવાન મહાવીરે ગૃહસ્થોને માટે તો આ પ્રકારનું એક વ્રત જ બતાવ્યું છે આ વ્રતના આચરણથી ગૃહસ્થજીવન સુનિયંત્રિત, સંયમિત અને મર્યાદિત થઈને કલામય બને છે. આ વ્રતનું નામ છે–'ઉપભોગ પરિભોગ પરિમાણ વ્રત' આ વ્રતમાં જીવનની કેટલીક આવશ્યક વસ્તુઓના ઉપયોગનો ઇન્કાર કરવામાં આવ્યો નથી, તેના પર પ્રતિબંધ મૂકવામા આવ્યો નથી, પરંતુ મર્યાદામા રહીને વિવેકદૃષ્ટિપૂર્વક ઉપયોગ કરવાની છૂટ આપવામા આવી છે તાત્પર્ય કે ઉપભોગ કરવાની નહી, ઉપયોગ કરવાની છૂટ આપવામાં આવી છે. ઉપભોગ જ્યારે નિયંત્રિત, સંયમિત અને મર્યાદિત બને છે, વિવેકબુદ્ધિથી તેનો નિર્ણય થાય છે, ત્યારે તે ઉપયોગ બને છે. આ ઉપયોગ જ— ઋષિ–મુનીઓ માટે યોગ જ— જીવન જીવવાની કલાનું પ્રધાન અંગ છે, મુખ્ય લક્ષણ છે જૈન શાસ્ત્રકારોએ જીવન જીવનારનું મુખ્ય લક્ષણ 'ઉપયોગ' ગણાવેલુ છે· '**ઉવઓગો જીવસ્સ લક્ખણં.**' ઉપયોગ જીવનુ લક્ષણ છે, ઉપભોગ નહી. જ્યા ઉપયોગ થતો હોય છે, ત્યા વિવેકબુદ્ધિથી જીવન જીવવામાં સાધક-બાધક તત્ત્વોનો નિર્ણય કરવો પડે છે, વિવેકના ગજનો આશ્રય લઈને આપણી શક્તિ અને ક્ષમતા પ્રમાણે વસ્તુઓનો ઉપયોગ કરવાની મર્યાદા બાંધવી પડે છે, આપણી

જીવિકા પણ આ સંયમ, સાદાઈ અને વિવેકદૃષ્ટિ વડે નક્કી કરવી પડે છે. આને આપણે સાંપ્રત યુગની ભાષામાં 'જીવન જીવવાની કલા' કે 'જીવનની કલા' કહીએ છીએ જે જીવન જીવવાની કલા શીખી લે છે, તેનું જીવન સફળ થાય છે, આનંદમય બને છે પરંતુ જે જીવનને સારી રીતે સમજી શકે છે, તે જ આ કલાને સાધ્ય કરી શકે છે. ભારતના એક પ્રસિદ્ધ કલાકારે એક રૂપક દોર્યું છે:

એક ડોસાએ જુવાનને કહ્યું 'તુ હજી બાળક છે કામ કેવી રીતે થાય છે તે તું શુ જાણે? હુ દસ વર્ષથી સભાનો પ્રમુખ છુ. મારો આ ક્ષેત્રનો અનુભવ ઘણો જ બહોળો છે તારા જેવા શિખાઉના હાથમા આ સભા સોંપી દઉં, તો ત્રણ દિવસમા તુ ધૂળધાણી કરી દે. મારા જીવતા તો તે પ્રમાણે નહી જ થવા દઉ' પાકેલાં પીળાં પાંદડાએ કૂંપળને કહ્યુ 'મે દુનિયાના રંગઢંગ જોઈ લીધા. હવે તમે અહી નિરાતે રહો, મોટા થાઓ અને આનંદ કરો. અમે હવે નીચે ઘાસ પર આરામ કરીશુ.' એક તરફ પેલો યુવક બાયો ચઢાવીને કતરાતી નજરે પેલા ડોસા તરફ જોઈ રહ્યો હતો, બીજી તરફ પેલી કૂંપળ આંખના પ્યાલામાં રસ ભરીને પાકટ પીળા પાંદડાંને જમીન પર ઊડતા જોઈ રહી હતી ડોસાના સફેદ વાળમાં તેના શ્વાસની સંખ્યા લખેલી છે આ બેમા પાંદડા જીવનને સારી રીતે સમજ્યા અને તેમની જીવનકલામા સફળતા પ્રાપ્ત કરી.

આ જ દશા આપણા આધુનિક જમાનાના યુવકો અને વૃદ્ધોની છે. જીવનને સારી રીતે ન સમજી શકવાથી તે સંસારની મોહમાયાની અંધારી ગલીઓમા આંટાફેરા માર્યા કરે છે બન્નેને પોતાના અધિકારો પ્રાપ્ત કરવાની તાલાવેલી લાગી છે. બન્નેમાથી કોઈ પોતાની ફરજો બજાવવા તૈયાર નથી. આ કારણને લીધે તે જીવન જીવવાની કલાથી સેંકડો ગાઉ દૂર રહી જાય છે તે દરેક વાતમા શિરજોરી કરશે, અધિકારની ભાષામા વાત કરશે, પરંતુ સંયમ અને મર્યાદાનાં

પવિત્ર સૂત્રોને ભૂલી જશે. આ કારણને લીધે જીવન જીવવાના રંગમાં ભંગ પડે છે. તે જીવે છે, પરંતુ લાચારીને તાબે થઈને, સમય પસાર કરવો છે એટલા માટે તેમના જીવનમા કશો રસ નથી, કશું સૌંદર્ય નથી, કશુ સત્ય નથી.

જૈન ધર્મના મહાપ્રેરકોએ જીવનની દરેકોઈ ક્રિયા અને પ્રવૃત્તિને સાધનાનુ સ્વરૂપ આપ્યુ છે તેમણે કોઈ પણ ક્રિયા કે પ્રવૃત્તિની સખ્યાને મહત્ત્વ ન આપતા ગુણવત્તાને જ મહત્ત્વ આપ્યુ છે તેમની દૃષ્ટિએ Quantity (સખ્યા)ની કિમત Quality (ગુણવત્તા) જેટલી રહી નથી. તેમણે સાધકોને આ જ વાત કહી છે કે, જે નાનામાં નાની પ્રવૃત્તિ, ક્રિયા કે સાધના કરો, તેમાં પૂરેપૂરો રસ લો, તલ્લીન બનો અને સારી રીતે કરો આ પ્રવૃત્તિ ભને થોડાક સમયની જ હોય, પરતુ તેને કરો સમ્યક્ પ્રકારે, સારી રીતે જૈન ધર્મની પૌષધ અને સામાયિકની સાધનામા આ સાધના દરમિયાન સમ્યક્ પ્રકારે પાલન ન કરવાને અતિચાર (દોષ) ગણવામા આવ્યો છે આ રહ્યો તે પાઠ:

**'પોસહસ્સ સમ્મં અણણૂપાલણયાએ**
**'સામાઇયસ્સ સમ્મં અણુપૂાલણયાએ,**
**'સામાઇયસ્સ અણવટ્ઠિયસ્સ કરણાએ.'**

આ રીતે આ સાધનામા પ્રમાર્જન-પ્રતિલેખનનો પણ નિયમ છે તેના માટે સ્પષ્ટ આદેશ છે કે પ્રમાર્જન કે પ્રતિલેખન કર્યું હોય, પરતુ સમ્યક્ પ્રકારે ન કર્યું હોય, તો તે અતિચાર (દોષ) છે

ઇગ્લેન્ડના 'હાઉસ ઓફ કોમન્સ'મા કેટલીક વખત ગરમાગરમ ચર્ચા ચાલે છે. સભાસદોમા ચકમક ઝરે છે એક વખત એક શ્રીમત વ્યક્તિએ સાભિમાન ગર્જના કરતા પોતાના હરીફને કહ્યું · 'એક દિવસ એવો હતો કે જ્યારે તુ મારા પિતાજીના જોડા સાફ

કરતો હતો આ બધુ તુ એટલી વારમાં ભૂલી ગયો ? આજે મારી સામે અકડાઈ કરે છે ?' હરીફ સભાસદ ગરીબ કુટુબનો હોવા છતાય પ્રારભથી જ કર્તવ્યનિષ્ઠ, સ્વાવલંબી અને જીવન જીવવાની કલાનો જાણકાર હતો તેણે હાજર રહેલા સભાસદોને ઉદ્દેશીને સહાસ્ય કહ્યુ 'તમારા શબ્દો સાચા છે, પરતુ તમે એ તો કહો કે હુ જોડા સારી રીતે સાફ કરતો હતો કે નહી ? કોઈ પણ કાર્ય, જેની પાછળ એક સત્ય હોય, સેવાભાવના હોય, તે સારુ કે ખોટું નથી હોતું, નાનું કે મોટુ નથી હોતુ. કોઈ પણ કાર્ય કરતી વખતે શરમ ન જ આવવી જોઈએ. શરમાવાનુ તો ત્યારે હોય, જ્યારે તે સારી રીતે, સન્નિષ્ઠા અને વફાદારીપૂર્વક ન કરવાનુ હોય માણસે પોતાના કાર્ય પ્રત્યે, જો તે લોકકલ્યાણનુ હોય તો, નિષ્ઠાવાન રહેવું જોઈએ, તેને રસપૂર્વક પૂરુ કરવુ જોઈએ આ રીતે કરવામા જ તેનુ ગૌરવ છે '

જે માણસમા કર્તવ્યનિષ્ઠા હોય છે, તે જીવન જીવવાની કલામા અવિલબ પારગત થઈ જાય છે, પરતુ જ્યા જીવન જીવવાની કલામા બાધક તત્ત્વોનો વિવેક નથી હોતો, હેય–ઉપાદેયનુ જ્ઞાન નથી હોતુ, જીવનના વિકટ પ્રસંગોમા માણસ સાત્ત્વનાપથનો ત્યાગ કરે છે, ત્યા જીવનની કલા નથી હોતી જેને જીવનની કલામા બાધક તત્ત્વોનું જ્ઞાન નથી હોતુ, તે સારા કાર્યો કરવા છતાય એકાદ દોષને લીધે જીવનને દુ ખપૂર્ણ, દયાજનક અને કલાહીન બનાવી મૂકે છે

એક બહેન હતી. ખૂબ જ કર્તવ્યનિષ્ઠ પરતુ તેનામાં બે દોષ હતા એક તો એ કે તે કોઈનુ પણ નાનુ શુ કામ કર્યા પછી તેને વારવાર સૌની હાજરીમા કહી સભળાવતી હતી બીજુ એ કે તે કોઈને પોતાનાથી વધારે સુખી જોઈ શકતી નહોતી એટલે સુધી કે કોઈ પતિ તેની પત્નીને ચાહતો હોય કે બીમારીમા તેની સેવા કરતો હોય, તોપણ તેને ગમતુ નહી તે તેની નિંદા જ કર્યા કરે

આ કારણને લીધે સખત વૈતરું કરતી હોવા છતાય અંતે તો તેના નસીબમાં ગાળો અને કડવા શબ્દો જ હોય. સંયોગો એટલી હદ સુધી બગડી ગયા હતા કે તેની આ કુટેવને લીધે તેનાં માબાપ પણ કંટાળી ગયાં હતાં. પારકાનું આટલું બધું કામ કરવા છતાંય પોતાની ખરાબ ટેવને લીધે, હલકટ મનોવૃત્તિને લીધે તે કોઈનું પ્રિયપાત્ર ન બની શકી. તેની ભલમનસાઈનાં કોઈ જ વખાણ ન કરતુ. જો તેને જીવન જીવવાની કલાનું જ્ઞાન હોત, તો તે પોતાના જીવનને આનંદમય બનાવી શકત, તેને ઉચ્ચ સ્થાને લઈ જઈ શકત

જેવી રીતે ચંદ્રમામાં સૌમ્યતા, શીતળતા, પ્રકાશ, આહ્લાદકતા ઇત્યાદિ અનેક ગુણ હોવા છતાંય તેનો કાળો ડાઘ તેની બધી શોભા બગાડી મૂકે છે, તેવી રીતે માનવજીવનમા પણ બીજી બધી વસ્તુઓ હોવા છતાંય કેટલીક અર્થહીન વાતો, અર્થ વિનાનાં કાર્યો અને પ્રયોજન વિનાની પ્રવૃત્તિઓ જીવન જીવવાની કલામાં એટલી બધી બાધક નીવડે છે કે તેના લીધે આખુ જીવન બગડી જાય છે, નિષ્ફળ થઈ જાય છે. ભગવાન મહાવીરે આ નકામી અને અનર્થ કરનારી વસ્તુઓથી બચવા માટે સંસારીઓને એક વ્રતનો આદેશ આપ્યો છે. આ વ્રતનું નામ છે–'અનર્થદંડ વિરમણ વ્રત.' તેમાં અપધ્યાન, પ્રમાદ, અતિહિંસ્ર પ્રવૃત્તિઓ, પાપકાર્યોની પ્રેરણા ઇત્યાદિ દોષોને જીવનકલા માટે બાધક અને અર્થહીન બતાવવામા આવ્યા છે આજના જમાનામા આ વ્રતના ક્ષેત્રને વધારે વ્યાપક બનાવી શકાય તેમ છે. તેના અર્થનો પણ વ્યાપક નજરે વિચાર કરી શકાય તેમ છે કોઈ સારા કાર્યને ઉત્સાહમા આવીને ન કરવું, વફાદારીથી ન કરવુ, નકામા કાર્યોમાં, પ્રવૃત્તિઓમાં કે નવરા બેસી રહીને સમય બરબાદ કરવો, સારા કાર્યની શરૂઆત સારા ઉદ્દેશથી કરવા છતાંય લોકોના વખાણની અપેક્ષા રાખવી, ટેકો અને પ્રતિષ્ઠા મેળવવા ખાતર વલખા મારવા, કાર્યને રસપૂર્વક સમ્યક્ રીતે, કલ્યાણમય ભાવનાથી ન કરવુ, લોકોનો સારો–ખોટો અભિપ્રાય સાંભળીને

પોતાના કાર્યમા ફેરફાર કરવો, પોતાની શારીરિક અને માનસિક શક્તિને જીવનની અનેક શુભ પ્રવૃત્તિઓ અને કાર્યોમાં ન જોડતાં તેનો ઉપયોગ બરબાદી કરવામા, વિશ્વાસઘાત કરવામાં, અસત્ય બોલવામા, અસત્ય આચરવામા, મારકાપ કરવામા, જરૂર કરતા વધારે સગ્રહ કરવામા, લાલસાવૃત્તિ વધારવામા, જગતની વસ્તુઓને અકારણ બગાડવામા આ અનર્થદંડ વિરમણ વ્રતના જ દોષોને જીવન જીવવાની કલામાં બાધક ગણુવા જોઈએ જેને જીવન જીવવાની કલાનું મહત્ત્વ સમજાયુ છે, તે પોતાનાં સમય, શક્તિ અને સાધનોનો દુરુપયોગ સહેજ પણ સહન નહી કરે તેને જે ક્ષણે આ સત્ય સમજાશે, તે જ ક્ષણે તેનું જીવન નવો વળાંક ધારણુ કરશે

એક વેશ્યા હતી. તેની પાસે સૌંદર્ય હતું, યૌવન હતુ, વૈભવ હતો. તેણે કેટલાય યુવકોને આખના ઇશારાથી નચાવ્યા હતા. પરંતુ તેના હૃદયમા શાતિ નહોતી, તેના હૃદયમા આનદ નહોતો તે દુનિયાનો શિકાર કરતી હતી, પરતુ દુનિયા તેનો શિકાર કરતી હતી તેને જીવન જીવવાની કલાનુ જ્ઞાન થયું. પોતાની શક્તિઓ, સાધનો અને સમયનો સદુપયોગ કરવાની પ્રતિજ્ઞા લીધી તેણે પોતાના નિદ્ય ધંધાનો ત્યાગ કર્યો પોતાની સપત્તિ અને સાધનોનો લોકકલ્યાણુ માટે ઉપયોગ કરવા માડયો–થાકયા પાક્યા યાત્રાળુઓ માટે ધર્મ-શાળાઓ બધાવવી, કૂવા ખોદાવવા અને સાદાઈ થી જીવન વિતાવતી બહેનોના ખાવાપીવાની વ્યવસ્થા કરવી તે પોતે પણ સાદાઈથી અને સયમથી રહેવા લાગી ગરીબોને તો તેના તરફથી મદદ મળ્યા જ કરતી હતી પરતુ મધ્યમ વર્ગના કુળવાન કહેવાતા કુટુબોને પણ તે ખાનગી રીતે મદદ કરતી હતી આવા કુટુબો જાહેર રીતે માગી શકે તેમ નહોતું છેવટે વેશ્યાનુ નામ ઘેરઘેર જાણીતુ થઈ ગયું તેના જીવનફલક પર કાલિમાનુ જે કલંક હતુ તે ભૂંસાઈ ગયુ. તેના પર પાકા સદ્દાથી એવું સરસ ચિત્ર દોરાઈ ગયુ કે પેલી કાલિમા પણ આ ચિત્રનું એક અગ બનીને તેની શોભામા ઉમેરહ્યુ

કરતી હતી આ અંબપાલી (આમ્રપાલી) વેશ્યાનું નામ ઇતિહાસમાં જાણીતું છે તેણે મહાત્મા બુદ્ધના ચરણોમાં પોતાનું સર્વસ્વ સમર્પીને પોતાનુ જીવન સફળ અને કલામય બનાવ્યું હતુ.

તમે એવી ચિંતા કરવાનુ છોડી દો કે તમારું ભૂતકાળનું જીવન કેવુ ભૂલભરેલુ હતું ! તમે ભાવીના ઘડતરનો વિચાર કરો, વર્તમાનને સફળ અને કલામય બનાવવાનો પ્રયત્ન કરો. જો તમે ગૃહસ્થ હો, તો ગૃહસ્થ તરીકેની ફરજોનું સારી રીતે પાલન કરો, કુટુંબ, સમાજ, રાષ્ટ્ર અને માનવજાત પ્રત્યેની જવાબદારી અદા કરો, તમારા જીવનની હરકોઈ પ્રવૃત્તિ, ક્રિયા કે વૃત્તિને જીવનની કલાના ગજથી માપો, તેની કસોટી કરો અને તે સાચી ઠરે, કલ્યાણ કરનારી નીવડે, તો તેને સહેજ પણ અચકાયા વિના કે કોઈના ટેકાની રાહ જોયા-વિના અપનાવી લો તમારા જીવનની સફળતા નિશ્ચિત જ છે, તમારું ભવિષ્ય ઉજ્જવળ છે. તમારુ જીવન જીવતરની કલાની પગ-ડંડીને વિના વિલંબે ખોળી કાઢશે, જ્યાંથી પડી જવાની કોઈ શકયતા નથી, જ્યાંથી લપસી પડવાનો સહેજ પણ અવકાશ નથી.

---

[ ૩ ]

# માનવતાનો અંતર્નાદ

**આ**જના વીસમી સદીના જમાનામા જો કોઈ વિષય પર સૌથી વધારે વિચારણા કરવામાં આવતી હોય તો તે છે માનવતા. બધાં જ રાષ્ટ્રોમાં, પ્રાંતોમાં, પંથોમા, સંપ્રદાયોમા અને ભિન્નભિન્ન સમાજોમા આજે માનવતા પર સૌથી વધારે ચિંતન થાય છે મનુષ્ય-જાતિએ આજે આ વિષય પરત્વે જ ધ્યાન કેન્દ્રિત કરવુ જોઈએ. માનવતાના ગૂઢ રહસ્યોને ઉકેલવામાં જ માણસના શ્રવણ, મનન અને નિદિધ્યાસને આજે વળગી જવુ જોઈએ. બધા રાષ્ટ્રોનુ ઘડતર માન-વતાની પૃષ્ઠભૂમિ પર જ થવુ જોઈએ–આજના મહાનુભાવો આ સૂત્રો એકી અવાજે પોકારે છે

પ્રશ્ન થાય છે–બીજા વિષયો પર, માનવજીવનની ભૌતિક અને આર્થિક સિદ્ધિઓ પર–આજે લોકો વિચાર કરતા કેમ અટકી ગયા છે? તેમના બીજા વિષયોના ચિંતનમાં આજે માનવતા જ શા માટે ચીનની દીવાલ થઈને ઊભી છે? તે આજે પોતાની પંચવર્ષીય, ત્રિવર્ષીય અને દ્વિવર્ષીય યોજનાઓને સફળ કરવા માટે 'માનવતા'ને જ મધ્યબિંદુએ રાખીને શા માટે આગળ વધવા માગે છે? માનવતાનો ત્યાગ કરીને માનવના વિકાસ તરફ શા માટે ધ્યાન આપવામા આવતુ નથી? માનવતા એવી કઈ વસ્તુ છે, જેના અસ્તિત્વથી જ આપણા વિચારો અને આચારોની રથયાત્રા જીવનના મેદાનમા પ્રવેશ કરી શકે છે? માનવતા એવો કેવો પ્રકાશ છે કે જેના વિના આધ્યા-ત્મિક માર્ગમા અંધકાર પથરાઈ જાય છે? માનવતા એવુ કેવું સંગીત છે કે જેના વિના આપણી જીવનવીણા વાગતી નથી? માનવતામાં

એવી કઈ વિશિષ્ટતા સમાયેલી છે કે જેના વિના આપણું જીવન વેરણછેરણ થઈ જાય છે? 'માનવતા' એવી કઈ મહામૂલી વસ્તુ છે કે જેના અભાવે માણસ પોતાનું આખરી ધ્યેય સિદ્ધ કરી શકતો નથી!

આ અને આ પ્રકારના બીજા પ્રશ્નો આજે આપણા મગજમાં ઘોળાય છે. આ પ્રશ્નોને હલ કર્યા વિના આપણો છૂટકો જ નથી; આપણું અસ્તિત્વ જોખમમાં છે.

વીસમી સદીના આંખ આંજી નાખે તેવા પ્રકાશમાં માણસ જોઈ રહ્યો છે કે, મહાન વૈજ્ઞાનિકોના સતત પ્રયત્નો વડે તેની સામે સ્વર્ગીય વૈભવ ખડો થયો છે. યંત્રયુગે માણસને સુખના સાગરમાં સ્નાન કરાવ્યું છે. ચકલી ખુલ્લી કરતા જ ગંગા-યમુના તેની ચરણરજ ધોવા તૈયાર હોય છે, સ્વીચ દબાવતા જ અંધકારના ભયથી ઊગરી જવાય છે, તેની આંખો એટલી બધી મોટી થઈ છે કે તે અહીં બેઠો બેઠો હજારો ગાઉ દૂરની વસ્તુ જોઈ શકે છે, તેના કાન એટલા બધા લાંબા થયા છે કે તે હજારો માઈલ છેટે બોલાતા શબ્દો એક પળમાં જ સાંભળી શકે છે, તેના પગમાં એટલી બધી ગતિ આવી ગઈ છે કે તે લાખો અને કરોડો માઈલની દરિયાઈ અને હવાઈ મુસાફરી કરી શકે છે, તેની નજર આ પૃથ્વીના ગોળા પર જ નહીં, પરંતુ ચંદ્રલોક અને આકાશના બીજા ગ્રહો સુધી પહોંચી ગઈ છે, તેનું મગજ હજારો ગ્રંથોને સ્મૃતિમાં સંઘરી રાખવા જેટલું શક્તિશાળી બન્યું છે, તે એકલા હાથે હજારો માણસોનું કામ કરી શકે છે. આ દુનિયા તેના માટે નાની થઈ પડી છે, તેનું નાનું સરખું મોં પોતાના શબ્દો ઠેઠ આકાશ અને પાતાળ સુધી પહોંચાડી શકે છે આ રીતે માણસે બહાર તો પ્રગતિનો શંખ ફૂંક્યો જ છે, સ્વર્ગના દેવોને પણ પોતાના વૈભવની 'ચેલેન્જ' ફેંકી છે દિન પર દિન આગળ વધ્યે જતી આ પ્રગતિને ભૌતિકવાદનો ટેકો મળી રહે છે વૈજ્ઞાનિક જગત તેના જમણા હાથની રમત બની ગયું છે. દુનિયાનો વિનાશ તેની મૂઠીઓમાં છે; સર્જન પણ.

બહાર તો માણસે સ્વર્ગનો વૈભવ પાથરી દીધો છે; પરંતુ માણસે પોતાના અંતરને અવલોકવાની તસ્દી લીધી છે? હૃદયના ધબકારા સાંભળવાનો, હૃદયની ચડ–ઊતર માપવાનો અને બુદ્ધિની વેદના સાંભળવાનો તેણે કદી પ્રયત્ન કર્યો છે? ત્યાં શું તેને સુખનો સંગીતનાદ સંભળાય છે? તેણે કોઈ દિવસ એટલું પણ જાણવાનો પ્રયત્ન કર્યો છે કે આ સ્વર્ગીય શરણાઇના સૂર પાછળ રૌરવ નરકની પીડા છુપાયેલી છે? તેના હૃદય, મન અને બુદ્ધિમાં અશાંતિનો જે જ્વાળામુખી પર્વત ભભૂકી રહ્યો છે, તે આ બાહ્ય સોનેરી વૈભવને કેટલા દિવસ ટકવા દેશે? અંદરથી સુકાયે જતું આત્મિક સૌંદર્યનું વૃક્ષ ક્યાંસુધી લીલુંછમ રહેશે? જ્યાંસુધી માણસના અંતરમાં માનવતાનો નાદ ગાજતો ન થાય, ત્યાંસુધી આ ભૌતિક પ્રગતિનો, બાહ્ય વૈભવનો અને બાહ્ય સૌંદર્યનો કંઈ જ અર્થ નથી માનવતાની શરણાઈના સૂર ન રેલાય, ત્યાંસુધી તેની કંઈ જ કિંમત નથી. તેના અંતરમાં માનવતાનું સૌંદર્ય ખીલવું જ જોઈએ માણસે આજે જીવનપથને કાંટાળો બનાવી મૂક્યો છે. સ્વાદિષ્ટ અમૃતપાનનો ત્યાગ કરીને તેણે હોઠે હળાહળ ઝેરનો પ્યાલો અડકાડ્યો છે. જીવનના મુખ્ય પ્રશ્નને છેટો રાખીને તે ગૌણ પ્રશ્નનો ઉકેલ શોધે છે સમસ્યાના સાચા ઉકેલની અવગણના કરીને તે તેને વધારે ગૂંચવણભરી બનાવે છે. નકલી ઉકેલથી જ તેને સંતોષ થાય છે. પોતાના જીવનને ઘડનારો માણસ આજે જીવનથી હારી ગયો છે. તેની પાસે બધો જ આંતરિક વૈભવ હોવા છતાં તે કસ્તૂરીમૃગની જેમ તેને બાહ્ય વૈભવમાં શોધી રહ્યો છે તેના પરાજયનું કારણ તેની સામે ઊભેલું માનવજગત છે તે તેને ઓળખતો નથી. માણસ માણસને જડમૂળમાંથી ઉખેડી પાડવા તૈયાર થયો છે, માણસ માણસના શિરદર્દનું કારણ બન્યો છે, માણસ માણસ વચ્ચેનું અંતર વધ્યે જ જાય છે, માણસને માણસનો ભય સતાવે છે, માણસનો માણસ પરથી વિશ્વાસ ઓછો થતો જાય છે, માણસ માણસ માટે ભયરૂપ બની ગયો છે.

પ્રત્યેક માણસનું મન આજે આશંકાઓના વાદળથી ઘેરાયેલું છે, યુદ્ધના ભયથી ત્રાસી ગયેલુ છે. એવરેસ્ટ શિખર પર આરોહણ કરનાર માણસના પગ માણસની ઝૂંપડી સુધી પણ જઈ શકતા નથી, સોનેરી આકાશમા ઉડ્ડયન કરનાર માણસને પૃથ્વી પર નફરત વધ્છે છે. તેને આ જમીન પર કાંટા વેરાયેલા દેખાય છે 'મહાવીર, બુદ્ધ, રામ, કૃષ્ણ, ઈસુ ખ્રિસ્ત અને ગાંધીના માનવતાના પાઠ તરફ તે ઉપેક્ષાવૃત્તિથી જુએ છે સ્વાર્થના અધાપામાં તેને પરમાર્થ કે પરાર્થના દર્શન થતાં જ નથી સમગ્ર વિશ્વની માનવજાતનું નસીબ રશિયા કે અમેરિકા સાથે તે જોડી દે છે જુદા જુદા વાદોના ભૂમખરાડામાં માણુસ માનવતાનો અતર્નાદ ભૂલતો જાય છે. તેને એમ વિચાર નથી થતો કે આ બધા બાહ્ય વૈભવો વધ્યા પછીય ખરેખરો સુખ, શાતિ અને પ્રેમનો ઝરો કેમ સુકાતો જાય છે? વૈભવનો સાગર હિલોળા લેતો હોવા છતાંય વાત્સલ્યનો ફૂવારો કેમ છટાતો બંધ પડી જાય છે?

ખરેખર, માણુસ બહારથી વિકાસ પામતો હોય એમ જણાય છે, પરતુ અદરથી તે કરમાતો હોય છે. તેની ઇદ્રિયોની શક્તિ વધતી હોય એમ જણાય છે, પરતુ હૃદયની શક્તિ ક્ષીણ થતી જાય છે. માનવ પોતે જીવી રહ્યો છે, પરતુ માનવતા મરી રહી છે.

માણુસનુ શરીર ધારણ કરી આજે હજારો, લાખો અને કરોડો માણુસો હરેફરે છે, પરંતુ તેમનામા સાચા માણુસો કેટલા હશે? માણુસમાંથી માણુસાઈનો પ્રકાશ ઓલવાઈ જાય છે, ત્યારે અંધકાર જ બાકી રહે છે. જ્યા અંધકાર હોય છે ત્યા ઝઘડા હોય છે, ત્યાં સ્વાર્થની ઓલખાલા હોય છે, ત્યા દુખની કાળાશ પડતી આંધી રેલાઈ જાય છે અને ત્યાં હૃદય હૃદય વચ્ચેના ખાડાનુ અતર વધતું જાય છે. ભારતવર્ષમા ધર્મોનો અભાવ નથી, સપ્રદાયોનો અભાવ નથી, સાધુઓનો અભાવ નથી, ગુરુઓનો અભાવ નથી, નેતાઓનો

અભાવ નથી, ઉપદેશકોનો અભાવ નથી આ બધુ હોવા છતાંય સંપ્રદાયવાદ, પંથવાદ, ગ્રંથવાદ, જાતિવાદ, પ્રાંતવાદ અને ભાષાવાદના રાક્ષસો ભારતની છાતી પર ચડી બેઠા છે આ જ રાક્ષસોએ ભાઈના હાથે ભાઈની મોત કરાવ્યા છે, બે પડોશીઓ વચ્ચે મતભેદ ઊભો કરાવીને માથા ફોડાવ્યા છે, એક જ ભારતમાતાના ખોળામા રમેલાં બાળકોમા વૈમનસ્ય ફેલાવ્યુ છે આપણે હજારો ટુકડાઓમા વહેંચાઈ ગયા છીએ આપણા મગજમા હજારો ખાના ગોઠવાઈ ગયા છે. આપણા વિચારોની સંકુચિતતાને લીધે માનવતાનુ અંગેઅંગ છેદાતું જાય છે આપણી વિચારશક્તિ જ અવળા રસ્તે ફંટાઈ ગઈ છે.

આપણે કોઈને પૂછીશુ. 'તમે કોણ છો ?' આ પ્રશ્નનો જવાબ તે એમ આપશે કે 'હુ હિન્દુ છુ, મુસલમાન છું કે જૈન છું, પારસી છુ, શીખ છું કે ઈસાઈ ( ખ્રિસ્તી ) છુ ' જાતિવાદની ભાષામાં જવાબ આપશે, તો આમ જ કહેશે 'હું ઓસવાલ છું', પોરવાલ છું કે અગ્રવાલ છુ હુ શેખ છુ, હરિજન છુ, ચમાર છું, ધોબી છુ કે મોચી છુ.' પ્રાંતવાદની ભાષામા બોલનારો કહેશે: 'હું મહારાષ્ટ્રીયન છુ, હુ બંગાળી છુ, હુ બિહારી છુ, હુ પંજાબી છુ, હું ગુજરાતી છુ કે હુ સિંધી છુ' તે વીસેક જેટલા જુદા જુદાં નામો કહી શકશે, પરંતુ તે એટલુ તો નહીં જ કહે કે હુ માનવ છુ અને ભારતીય છુ શિક્ષણસંસ્થાઓમા, સાંપ્રદાયિક સંસ્થાઓમાં, જ્ઞાતિના ધોરણે ચાલતી સંસ્થાઓમાં, રાજદ્વારી સંસ્થાઓમા અને વ્યાપારી સંસ્થાઓમા આ રોગ સારી રીતે ફાલ્યોફૂલ્યો છે નાનાં બાળકોને ખબર પણ નથી હોતી કે તે કયા સંપ્રદાય, જાતિ કે પ્રાંતનાં હોય છે, પરંતુ માબાપ કે સમાજના લોકો તેમના મગજમા સંકુચિતતાનું ભૂત દાખલ કરે છે, તેમની માનવતાને દેશવટો આપીને દાનવતાની સ્થાપના કરે છે

પરંતુ માનવતા તો આ બધા ભેદોથી પર છે તે અભેદ તરફ દોરી જાય છે આપણે આપણી જાતને જાતીય, પ્રાંતીય, સંપ્રદાયિક, રાષ્ટ્રીય

ઇત્યાદિ દીવાલોને ઓળંગીને આગળ નજર કરીશું અને વિચાર કરીશુ, ત્યારે આપણા બધા જ મતભેદોનો અંત આવશે, આપણી સંકુચિતતા દૂર થઈ જશે, આપણા હૃદય એકમેક સાથે જોડાઈ જશે, મનનો મેલ અગિયારા ગણી જશે અને સ્વાર્થની ચિનગારીઓ ઓલવાઈ જશે મતમતાતરની આ દીવાલો જમીનદોસ્ત થઈ જશે આપણે નાના નાના ટુકડાઓમા, ભેદોમાં અને જુદા જુદા સ્વરૂપોમાં વહેંચાયેલા હોઈએ છીએ, ત્યારે એકબીજાને જોતા જ દ્વેષની જવાલા ભભૂકી ઊઠે છે હિંદુસ્તાની પાકિસ્તાનીને જુએ છે કે રશિયન અમેરિકનને જુએ છે, ત્યારે ક્રોધાગ્નિ પ્રજળે છે, દ્વેષનો દાવાનળ ધખધખે છે માનવતાની પવિત્ર ગગામા સ્નાન કરવાથી જ હૃદયસરોવરમા માનવતાનાં મોજા ઊછળતાં જ આ બધી અલગતાની દીવાલો વારાફરતી ઓડંગાતી જાય છે માણસ સુખ અને સતોષનો શ્વાસ લઈ શકે છે

દૂધ અને દૂધની બાટલીમા જેટલુ અંતર હોય છે, તેટલુ જ અતર માનવ અને માનવતામાં છે. આપણે દૂધ પીવા ઇચ્છતા હોઈએ તો તે બાટલી કે વાસણમા હોય તો જ પી શકીએ માણસનું શરીર દૂધની ખાત્રી બાટલી જેવુ છે. તેનામાં જો માનવતારૂપી દૂધ ન હોય તો તે નકામુ છે આપણે એક મોકાની દુકાન ભાડે રાખીએ છીએ. તેમા છાજલીઓ, શૉકેસ, ટેબલ, ખુરસીઓ ઇત્યાદિ ગોઠવીએ છીએ. 'જવેલરી હાઉસ'નુ 'સાઈન બોર્ડ' ( પાટિયુ ) પણ લગાડીએ છીએ. પરંતુ આ દુકાનમા જો માલ જ ન હોય, આવેલો ગ્રાહક ખાલી હાથે પાછો ફરતો હોય, તો તે દુકાનને દુકાન કહી જ ન શકાય તેનાથી વેપારીને કે ગ્રાહકને કંઈ જ ફાયદો થતો નથી આ જ રીતે આપણને માનવશરીરની પ્રાપ્તિ થઈ છે, આપણે ખૂબ તાજા થયા છીએ અને તેને ઘરેણાથી શણગાર્યું પણ છે પરંતુ કોઈ માણસ આપણા સપર્કમા આવે, ત્યારે જો આપણે તેના તરફ ધિક્કારની લાગણીથી જોઈએ, તેને તિરસ્કારીએ, આપણી મોટાઈના અભિમાનમા તેને ધુત્કારી કાઢીએ, શક્તિ હોવા છતાય તેનું દુ:ખ ટાળ-

વાનો પ્રયત્ન ન કરીએ, તેને જોઈને આપણા હૃદયમાં આનંદની છોળો ન ઊછળે, આપણા હૃદયને બાહ્ય નાતજાત કે સંપ્રદાયનું લેબલ જોઈને સંક્ષોભ થાય, તો એમ જ માની લેવું જોઈએ કે આપણે પણ પેલી કહેવતને સાચી પાડીએ છીએ: 'ભભકા ભારી, દુકાન ખાલી.' આપણે માણુસ તો છીએ, પરંતુ આપણામાં માણુસાઈ નથી. માનવશરીરરૂપી દુકાનને તો આપણે જાતજાતના ફર્નિચરથી શણુગારી છે, પરંતુ આપણી દુકાનમાં માનવતારૂપી માલ જ નથી.

ખરેખર, આજના માનવની આ જ દશા થઈ રહી છે. કલ્પના કરી જુઓઃ એક માણુસ આ વ્યાખ્યાનખંડમાં વ્યાખ્યાન સાંભળવાની ઇચ્છાથી દાખલ થવા માગે છે તે દરવાજામાંથી જ અંદર દાખલ થઈ શકશે, કારણુ કે અંદર આવવાનો આ એક જ રસ્તો છે. જો આવનાર માણુસ એવો વિચાર કરે કે મારે આ દરવાજામાંથી અંદર નથી જવું અને સીધેસીધા જ અંદર જવું છે, તો તે વ્યાખ્યાન-ખંડમાં પ્રવેશ કરી શકશે ખરો? ના તે હઠાગ્રહી માણુસનું માથું દીવાલ સાથે અથડાઈને ભૂકેભૂકા થઈ જશે, પરંતુ તે અંદર દાખલ નહીં જ થઈ શકે આ જ વસ્તુ ધર્મરૂપી ભવ્ય ભવનના હૉલમાં પ્રવેશ કરનારને પણ લાગુ પાડી શકાય છે જ્યાં સુધી તેના પ્રવેશ-દ્વારનો પત્તો નથી લાગતો, ત્યાં સુધી તેમાં દાખલ થઈ શકાતું નથી. હા, ધર્મરૂપી ભવ્ય ભવનનું દ્વાર માનવતા છે જ્યાસુધી જીવનમાં માનવતા નહી આવે, ત્યાસુધી ધર્મના દ્વારમાં પ્રવેશ કરી શકાતો નથી માનવતાના અભાવમાં આપણે પ્રવેશ કરવાનો ગમે તેટલો પ્રયત્ન કરીશું, તોપણ ધર્મરૂપી સુદૃઢસદનમાં આપણે પ્રવેશ નહીં જ કરી શકીએ.

આજથી ૨૫૦૦ વર્ષ પહેલાં આર્યાવર્તના મહામાનવ શ્રમણુ શિરોમણિ ભગવાન મહાવીરે તેમના છેવટના પ્રવચનમાં આ જ વાતનો નિર્દેશ કર્યો હતો. તેમણે કહ્યું હતુઃ માનવતાની આવશ્યકતા ધર્મ

કરતાંય વધારે છે ચાર અલભ્ય વસ્તુઓમાં પણ તેમણે માનવતાને અગ્રસ્થાન આપ્યુ છે. તેમણે જગતના જીવોને ઉદ્દેશીને કહ્યુ છે.

**'ચત્તારિ પરમંગાણિ દુલ્લહાણીહ જંતુણો**
**માણુસત્તં, સુઈ, સદ્ધા, સંજમમ્મિય વિરિયં.'**

આ જગતના વિશાળ પ્રાંગણમા પ્રાણી માટે ચાર વસ્તુઓ દુર્લભ છે. તેમા સૌથી પહેલા માનવતા પ્રાપ્ત કરવી અને ત્યારબાદ યથાક્રમે શ્રવણ, શ્રદ્ધા અને સયમ(ધર્મ)મા શક્તિને જોડી દેવી.

જો સૌથી પ્રથમ પહેલી માનવતા જ ન હોય, તો બીજી ત્રણ વસ્તુઓ તેનાથી સેકડો ગાઉ દૂર રહે છે. ભૌતિકવાદના પ્રવાહમાં વહ્યે જતા આજનો માણસ અર્થ અને કામના તેજમાં અજાઈ ગયો છે, માનવતાનો ત્યાગ કરીને આગળ વધવાનો પ્રયત્ન કરે છે તેણે ભગવાન મહાવીરના આ વચનોમાથી પ્રેરણા લેવી જોઈએ આજનો માણસ કોઈ પણ સપ્રદાયના અનુયાયી તરીકે ગૌરવ લેતો હોય છે, કોઈ પણ સપ્રદાયના ક્રિયાકાડોનો ખડકલો કરીને પોતાની જાતને ધર્માત્મા માની બેસે છે તેને સાધુ અને શ્રાવક કહેવડાવવામા જ પોતાના જીવનનુ કર્તવ્ય પૂરુ થઈ જતુ હોય એમ લાગે છે પરતુ તેના જીવનમા મુખ્ય વસ્તુનો તો અભાવ જ હોય છે. આ મુખ્ય વસ્તુ તે માનવતા. જયાસુધી માનવતા ન હોય, ત્યાસુધી તેની બધી મહેનત નકામી છે. જીવનમાં આ રીતે જ કાતયા કરવાનું હોય, તો તે અસાર છે, અર્થહીન છે

જો કોઈને માનવશરીર મળ્યુ હોય અને માનવતા ન મળી હોય, તો તેનુ જ્ઞાનીઓની નજરે કંઈ જ મહત્ત્વ નથી. માનવશરીર તો એક ચોરને પણ મળ્યુ છે આ અમૂલ્ય શરીર મળ્યા પછી પણ તે ચોરી જેવા પાપકૃત્યો કરીને તેનો નાશ કરે છે માનવશરીર તો

એક વેશ્યાને પણ મળ્યું છે; પરંતુ તે કેવળ સમાજના યૌવનધન સાથે ચેડાં કરીને પોતાનું જીવન બગાડી મૂકે છે. તેનાથી શું ફાયદો થયો? માનવશરીર તો એક લખપતિને પણ મળ્યું છે, પરંતુ તે બીજાંઓ પર અત્યાચાર અને શોષણ કરીને જીવે છે, બીજા તરફ ધિક્કાર અને દ્વેષની લાગણી રાખીને તે જિંદગી પસાર કરે છે. આવા માણસના શરીરની કિંમત શું? માનવશરીર મેળવ્યા પછી પણ જો માનવતા ન મેળવી હોય, તો તેનું કર્યું કારવ્યું ધૂળમાં મળી જાય છે માનવશરીર તો લાખો અને કરોડો માણસોને કેટલીય વખત મળ્યું છે. પરંતુ તેનાથી કંઈ ફાયદો થયો નથી. તે મળ્યું હોય તોપણ ન મળ્યા જેવું જ છે આ કારણને લીધે જ ભારતના જ્યોતિર્ધરોએ માનવશરીર કરતા માનવતાને જ વધારે મહત્ત્વ આપ્યું છે. તેમણે તેમની શાંત વાણીમાં આ પ્રમાણે જ કહ્યું છે:

## नहि मानुषात् श्रेष्ठतरं हि किंचित् ।

માનવતાથી વધારે શ્રેષ્ઠ વસ્તુ આ દુનિયામા બીજી કોઈ જ નથી.

હા, હું તમને એમ પૂછતો હતો કે માણસના શરીરની વિશિષ્ટતા શામાં છે? માનવશરીર પ્રાપ્ત કરીને આપણે બે હાથને બદલે ચાર હાથ તો પ્રાપ્ત નથી કર્યા ને? એક મોંને બદલે બે મો તો નથી મેળવ્યાને? બે પગને બદલે દસ કે વીસ પગ તો નથી મેળવ્યા ને? કોઈના પર રાજ્ય કરીને, કોઈનો પૈસો લૂંટી લઈને કે કોઈનું રાજ્ય પડાવી લઈને 'તીસમારખાં'ની ધૃણાપાત્ર પદવી તો નથી મેળવીને? લાંબુ-પહોળું સુંદર સશક્ત શરીર પ્રાપ્ત કરવાથી જ મનુષ્યશરીર સાર્થક થાય છે? બળવાન અને પહેલવાન બનવામા જ માનવશરીરની વિશિષ્ટતા છે? અન્યાયથી મેળવેલી મિલકતની ગણતરીમા જ મનખાદેહનું મહત્ત્વ છે? બહોળા કુટુંબમા જ માનવમૂર્તિનું સાફલ્ય છે? મનુષ્યના શરીરની સાર્થકતા છે શામા? લાંબા-પહોળા, સશક્ત અને સુંદર શરીર મેળવનાર બ્રહ્મદત્ત ચક્રવર્તી,

સનત્કુમાર ચક્રી અને વારાગના વાસવદત્તાની વાતો તો તમે સાંભળી જ હશે તેમનાં શરીરના શા હાલ થયા હતા ? તેમના સૌંદર્યના અભિમાનને મૃત્યુએ ચેલેન્જ નહોતી આપી ? એક સશક્ત અને મહાકાય માણસના શરીરને એક નાનું સરખું ક્ષુદ્ર જંતુ–મેલેરિયાનો મચ્છર આહ્વાન નથી આપી શકતુ ? મોટા મોટા લખપતિઓ અને કરોડપતિઓને તેમના કાળાં કર્મોએ એક દિવસ ખતમ નથી કરી દીધા ? પોતાના જ ઇષ્ટજનોની હાજરીમા અપમાનિત થઈને આ દુનિયામાંથી વિદાય થયેલા યાદવોનુ દષ્ટાત આપણી નજર સામે નથી ? કસ અને રાવણની શી દશા થઈ હતી ? ખરેખર, માનવ-જીવનમા સૌદર્ય, શક્તિ, બુદ્ધિ અને વૈભવની કઈ જ કિંમત નથી. જો તેમા માનવતા ન હોય તો !

માનવતા બધા જ ધર્મોની જન્મભૂમિ છે. માનવતા બધા જ ધર્મોનો પ્રાણ છે, સત્ત્વ છે. જો કોઈ ધર્મમાં માનવતા ન હોય, તો તે ધર્મ દુનિયા માટે નકામો છે. આવો ધર્મ માનવજીવન માટે અભિશાપ છે જે ધર્મ માનવતાનો ત્યાગ કરીને, માનવતાને ઉવેખીને ફૂલવા–ફાલવા માગતો હોય, દુનિયાના હૃદયમા સ્થાન પ્રાપ્ત કરવા ઇચ્છતો હોય, તો તેનો આ પ્રયત્ન રેતીમાંથી તેલ કાઢવા જેવો છે. માનવતા વિનાનો ધર્મ નિ:સત્ત્વ છે, સત્ત્વહીન છે, નિષ્પ્રાણ છે, પ્રાણહીન છે, ખાલી ખોળિયા જેવો છે. પરતુ આજે બધા જ સપ્રદાયો 'માનવતા'ને તિલાંજલિ આપીને, માનવતાને નજર સામેથી અળગી કરીને આગળ વધવાની હરીફાઈ કરે છે. આને લીધે તે ધર્મની અને તેના અનુયાયીઓની દશા કફોડી થઈ પડે છે તેમની દશા તેલ વિનાના દીવા જેવી થઈ ગઈ છે એક દીવો છે તેમા ફક્ત વાટ જ છે. તેનો આકાર માટીના વાસણ (કોડિયા) જેવો છે. તેના પર સુંદર રગરોગાન લગાડેલાં છે. તેને કાચના સુદર કબાટમા ગોઠવીને મૂકચો છે. પરંતુ તેમા તેલનુ એક ટીપું પણ નથી આ દીવાનુ મહત્ત્વ શુ ? આ દીવો અંધકારને દૂર હડસેલી

શકશે ખરો ? તે પ્રકાશ આપી શકશે ખરો ? બરાબર આ જ પ્રમાણે જો આપણે શરીરને ખૂબ ખૂબ શણગારીએ, તેને દેખાવડું બનાવીએ, પાવડર અને ક્રીમથી તેને ચમકદાર બનાવીએ, ઘરેણાં અને કપડાંથી લાદી દઈએ, ચમકદાર મોટરમાં તેને ગોઠવીએ, ઘડિયાળ, ચશ્મા અને ફાઉન્ટન પેનને યથાસ્થાને રાખીએ અને તેમાં માનવતા-રૂપી તેલ જ ન નાખીએ, તો એવા શરીરથી જિંદગીને પ્રકાશ મળી શકશે ખરો ? લાંબુ-પહોળું, ચમકદાર, સુંદર અને સશક્ત શરીર તો અજગરનું પણ હોય છે. પરંતુ તેનાથી શું ? જો આપણામાં માનવતા ન હોય, તો આ મનુષ્યશરીર દુનિયા પર ભારરૂપ છે, નકામું છે, શિરોવેદના જેવું છે

પરંતુ આજે ચારે તરફ માનવ માનવની ફરિયાદ કરે છે, માણ-સની ટીકા માણસ જ કરે છે, માણસની જડ બુદ્ધિ માણસ માટે ભયરૂપ પુરવાર થઈ છે. માનવતા બિચારી બોર બોર જેવડાં આંસુ સારીને માનવના નામના છાજિયા લે છે. માનવના બુદ્ધિ-કૌશલે રાજનીતિ, સમાજ, ધર્મ અને રાષ્ટ્રમાંથી માનવતાને દેશવટો આપ્યો છે. જ્યાં જુઓ ત્યાં દાનવતાનું ભયંકર નૃત્ય ચાલી રહ્યું છે !

આ કારણને લીધે આજે બધા તત્ત્વજ્ઞાનીઓ, ધર્મધુરંધરો, વિચારકો, સમાજનેતાઓ અને રાષ્ટ્રનેતાઓની ઊંઘ ઊડી ગઈ છે. તે લોકો વિચારમાં પડી ગયા છે માનવતા નામની અમૂલ્ય વસ્તુ આપણી પાસે નથી. માનવજાતિમાંથી માનવતાનો જ લોપ થઈ જશે, તો માનવતાનો વ્યવહાર કેવી રીતે ચાલશે ? માનવજાતિનું અસ્તિત્વ ક્યાંથી હશે ? તે ટકી શકશે કેવી રીતે ? પશુતા ખડખડાટ હાસ્ય કરે છે. દાનવતા તાંડવ નૃત્ય કરે છે તે સમગ્ર વિશ્વની વિનાશ-લીલા જોવા માટે તલપી રહી છે આવા આપત્તિકાળમાં આપણે માનવતાને વહેલામાં વહેલી તકે અપનાવવી પડશે, ઓળખવી પડશે. તેનું યોગ્ય મૂલ્યાંકન કરવું પડશે અને તેને અગ્રસ્થાન આપવું પડશે.

નહીતર માનવતાવિહીન માણુસ જ જગતને સ્મશાન જેવુ બનાવી મૂકશે આ પ્રકારની દુ ખદાયી કલ્પના જ આપણા રોમરોમમાં ધ્રુજારી ઉત્પન્ન કરે છે

પ્રશ્ન ઉદ્ભવે છે. માનવતા એવી કઈ વસ્તુ છે? તેની વાસ્તવિક પરિભાષા કેવી છે? તેને આપણે કેવી રીતે જાણી અને અપનાવી શકીએ? આ પ્રશ્ન ખરેખર વિચારવા જેવો છે. આપણે તેનો જવાબ શોધી કાઢવો જ જોઈએ

માનવજીવનમાંથી મનુષ્યનું મહત્ત્વ ઘટાડી દેવામા આવ્યુ છે માણુસને ક્યાય દૂર ફેંકી દેવામાં આવ્યો છે. પૈસાને, ભૌતિક સાધનોને, જાતિને, સપ્રદાયને, વિવેકશૂન્ય માન્યતાઓ અને રીતરિવાજોને, આધળી રાષ્ટ્રીયતાને, આધળી પ્રાતીયતાને, આધળા ભાષાવાદને અને આંધળી વ્યક્તિપૂજાને વધારે પડતુ મહત્ત્વ આપવામા આવ્યુ છે આ બધાની કિંમત પણ વધારે આંકવામા આવે છે અહીં માનવતાના ચૂરેચૂરા થઈ જાય છે, મનુષ્યત્વ ખેદાનમેદાન થઈ જાય છે જ્યા પૈસો, સાધનો, જાતિ, સપ્રદાયો, પથો, આધળા રીતરિવાજો, આધળી રાષ્ટ્રીયતા, આધળી પ્રાતીયતા અને આધળા ભાષાવાદની અવહેલના કરીને માણુસ વિશે વિચાર કરવામા આવે છે, માણુસની મહત્તાનો સ્વીકાર કરવામા આવે છે, તેનું યોગ્ય મૂલ્યાંકન થાય છે, ત્યા જ સાચી માનવતા છે, ત્યા જ સાચી માણુસાઈ છે આ વસ્તુ પ્રત્યે જ આપણા જ્યોતિર્ધરોએ અંગુલિનિર્દેશ કરેલો છે જ્યા વિવેકપૂર્ણ સમતુલા જાળવીને માણુસ માણુસ સાથે વ્યવહાર રાખે છે, જ્યા પૈસા અને સાધન કરતા માણુસની કિંમત વધારે અંકાય છે, ત્યા જ સાચી માણુસાઈ છે, માનવતા છે માણુસ ગમે તે દેશ, જાતિ, પથ કે સપ્રદાયનો હોય, તેણે ગમે તે પોશાક ધારણુ કર્યો હોય, તે ગમે તે ભાષા બોલતો હોય, કોઈ પણ પ્રાત, શહેર કે ગામનો વતની હોય, ગમે તે વિચારસરણી ધરાવતો હોય, ગમે તે ધર્મ પાળતો

હોય, તોપણ તેને જોઈને આનંદ થતો હોય, તેને જોઈને પ્રેમ ઉભરાતો હોય, તેના દુઃખ પ્રત્યે સહાનુભૂતિ જન્મતી હોય, તેની જરૂરિયાત સંતોષવાની ઇચ્છા થતી હોય, તેની માંદગીમાં મદદરૂપ થઈ પડવાની ભાવના હોય, તેને દિલાસાના બે શબ્દો કહેવાની ઇચ્છા હોય, તેને નાગો-ભૂખ્યો જોઈને અંતરમાં અનુકંપાની લાગણીનો પ્રાદુર્ભાવ થતો હોય, તેની મુસીબતો ઓછી કરવાની ઇચ્છા થતી હોય, તેની આધિ, વ્યાધિ અને ઉપાધિ જોઈને હૃદય પીગળતું હોય, તેને રડતો જોઈને આંસુ લૂછવાની ઇચ્છા થતી હોય, તેને વ્યસનમાંથી પ્રેમપૂર્વક ઉગારી લેવાનો સંકલ્પ થતો હોય, તેની સામાજિક અને આર્થિક અવદશા જોઈને મદદ કરવાની લાગણી થતી હોય, તો સમજી લેવું કે ત્યાં માણસાઈ છે, માનવતા છે જ્યાં આનાથી ઊલટી જ સ્થિતિ હોય, માણસને જોઈને ઘૃણા, દ્વેષ, ક્રોધ, છેતરપિંડી, પ્રપંચ, મારકાપ, બહિષ્કાર કે દુઃખમાં નાખવાની મનોવૃત્તિ સાકાર થતી હોય, ત્યાં સમજી લેવું કે માનવતાનો પરાજય છે, માણસાઈ મરી પરવારી છે. જ્યાં માનવતા હોય છે, ત્યાં ફરજ અને અધિકારનો વિવેક હોય છે, સમતુલા હોય છે, લેણદેણ હોય છે જ્યાં કેવળ પડાવી લેવાની જ વૃત્તિ હોય છે, જ્યાં અધિકારની ભાષામાં જ માણસ વિચાર કરે છે અને ફરજને ગૌણ સ્થાન આપે છે, જ્યાં કર્તવ્ય અને અધિકારની સમતુલા જળવાતી નથી, વિવેક નથી, સભ્યતા અને મર્યાદાની ભાષામાં પણ વિચારાતુ નથી, ત્યાં પશુતા છે, પાશવિકતા છે આનાથી પણ આગળ વધીને જ્યાં કેવળ અધિકારોની જ માગણી કરવામાં આવે છે, કર્તવ્યશૂન્યતા હોય છે, કેવળ પડાવી લેવાની અને લૂંટી લેવાની જ વૃત્તિ હોય છે, કેવળ જબરદસ્તી અને દબાણથી જ 'ચાઉં' કરવાની મનોકામના હોય છે, આપવાની સહેજ પણ ઇચ્છા નથી હોતી, પોતાની જ—કેવળ પોતાના શરીરની જ ચિંતા હોય છે, પોતાનુ જ પોષણ કરવાની વૃત્તિ હોય છે, ત્યાં દાનવતા છે જ્યાં કર્તવ્ય જ મુખ્ય હોય છે, અધિકારની

ચિંતા નથી હોતી, અધિકાર ભોગવવાની ઇચ્છા મંદ હોય છે, કેવળ આપવાની જ વૃત્તિ હોય છે અને લેવાની ઇચ્છા નથી હોતી, કર્તવ્યનું પૂરેપૂરું ભાન હોય છે, સભ્યતા અને મર્યાદાની જાળવણી થાય છે, ત્યાં દેવત્વ છે. આ ચારે પ્રકારોમાં દેવત્વ સર્વશ્રેષ્ઠ છે, તેનાથી બીજું સ્થાન મનુષ્યત્વનુ છે છેલ્લા બે પ્રકારો અધમ અને અધમાધમ છે.

માનવમાંથી દાનવ બનવું એ તેનો પરાજય છે માનવમાંથી મહામાનવ થવું એ તેનો ચમત્કાર છે પરંતુ માનવ માનવ તરીકે જ રહે એ તેનો વિજય છે.

જો તમારે માનવતાને અપનાવવી હોય તો 'આપ-લે' વચ્ચે સમતુલા જાળવવી પડશે, વિવેકબુદ્ધિનો ઉપયોગ કરવો પડશે હક અને ફરજનો બરાબર ખ્યાલ રાખવો પડશે

આજે આપણે આત્મનિરીક્ષણ કરવુ પડશે. આપણે માણસ કહેવાઈએ છીએ તો ખરા, પરંતુ આપણા કૃત્યો દાનવ જેવા તો નથી ને? આપણુ આચરણ પશુ જેવું તો નથી ને? આપણામાં માણસાઇ છે કે નહીં? આપણા જીવનમા પાશવિકતા તાંડવ નૃત્ય તો નથી ખેલી રહી? મનુષ્યના દેહમાં આપણે પશુતા તો નથી આચરી રહ્યા? આપણને શરીર તો માણસનું મળ્યુ છે, પરંતુ મન-હૃદય માણસનું મળ્યુ છે ખરું? આપણે અશક્ત અને દુ:ખી માણસોને કાગડાની જેમ ઝડપ મારીને ફોચી તો નાખતા નથીને? બીજાને ડરાવવા માટે સાપની જેમ ફૂંફાડા તો નથી મારતાને? જળોની જેમ બીજાનું લોહી તો નથી ચૂસી લેતાને? વીછીની જેમ ડંખ મારીને કોઈના શરીર, મન અને આંખોને આકુળવ્યાકુળ તો નથી કરતાને? લાલ આંખો કરીને કોઈની સામે ઘૂરકિયા તો નથી કરતાને? સિંહની જેમ ગર્જના કરીને કોઈના જીવનનો શિકાર તો નથી કરતાને? વરુની જેમ બીજાના હક તો નથી

છીનવી લેતાને ? કૂતરાની જેમ આપણા જ જાતિભાઈઓ સાથે લડતા-ઝઘડતા તો નથીને ? સમાજમા, રાષ્ટ્રમાં, ગામમા, શહેરમાં, પ્રાંતમા કે ઘરમાં દ્વેષનો દાવાનળ તો નથી પ્રગટાવતાને ? લાચ લઈને, અન્યાય કે જુલમ કરીને, છેતરપિંડી કરીને, શોષણ કરીને કે અધિકારનો ઉપયોગ કરીને આપણે રાક્ષસી વૃત્તિનાં કાર્યો તો નથી કરતાને ? અભિમાનમા છકી જઈને બીજા માણસોને અછૂત અને નીચ તો નથી ગણતાને ?

આ પ્રશ્નમાળાને હજી પણ લબાવી શકાય તેમ છે, પરતુ આપણા આત્મનિરીક્ષણ માટે અને માનવતાની ઓળખાણ માટે આટલા પ્રશ્નો પૂરતા છે આજે હરકોઈ રાષ્ટ્રમા પંચવર્ષીય, ત્રિવર્ષીય કે દ્વિવર્ષીય યોજનાઓ ઘડાય છે. આ યોજનાના ઘડતરમા મોટાં મોટા ભેજા દિવસ-રાત કામ કરે છે. પરતુ માનવના ઘડતરની યોજના વિનાની આ ભૌતિક સમૃદ્ધિની યોજનાઓ સફળ થઈ શકે ખરી ? માનવમા માનવતાનો સચાર કર્યા વિના, તેનામાંથી દાનવતા અને પશુતાને દૂર કર્યા વિના રાષ્ટ્રવિકાસની આ યોજનાઓ સાર્થક થઈ શકે ખરી ? જો કોઈ રાષ્ટ્રમા માનવતા મરી ગઈ હોય, કોઈ સમાજમા માનવતા કચડાઈ ગઈ હોય, કોઈ ધર્મમાં માનવતાને ધક્કો મારીને બહાર હડસેલી મૂકી હોય, તો તે રાષ્ટ્ર, સમાજ કે ધર્મ કોઈ દિવસ ઊંચે આવી શકતો નથી, તેના પાયાનુ ચણતર રેતીમા થયેલુ છે અને એક જ વંટોળિયાના તોફાનમા તે જમીનદોસ્ત થઈ જાય છે તમારી સામે દાનવતા અને પશુતા પણ છે એક ખૂણામા માનવતા પણ છે. આ બે વિકલ્પોમાથી તમારે એકની પસદગી કરવાની છે માનવતાને અપનાવીશું તો આપણુ જીવન પ્રોજ્જવળ બનશે. આપણા સમાજ, રાષ્ટ્ર, પ્રાત, ધર્મ અને જાતિની પણ સૌરભ પ્રસરશે. આપણી માનવતાનો લોપ થતા જ આપણા સમાજ, દેશ અને ધર્મની પણ સાથેસાથે બદનામી થશે

સ્વામી રામતીર્થ ભારતના એક મહાન સંત થઈ ગયા. તેમણે પરદેશમાં જઈને પણ ભારતીય તત્ત્વજ્ઞાનનો વિજયડંકો વગાડયો હતો તેમના જીવનનો આ એક પ્રસંગ છે તેઓ એક વખત જાપાનના વહાણમાં મુસાફરી કરતા હતા તેમને ખાવા માટે ફળોની આવશ્યકતા હતી. પરંતુ ફળ ન મળ્યા ઘણી ઘણી તપાસ કરવા છતાંય તેમને ફળ ન મળ્યા. છેવટે તે નિરાશ થઇ ગયા અને પોતાની જગાએ આવીને બેઠા જાપાનના લોકોમાં સ્વદેશાભિમાન ખૂબ જ હોય છે. પોતાના દેશ માટે તે સર્વસ્વની ન્યોછાવરી કરવા તૈયાર હોય છે. આ જ વહાણમા મુસાફરી કરતા જાપાનના વિદ્યાર્થીઓને આ વાતની ખબર પડી ગઈ તે લોકો જાણી ગયા કે ભારતના એક મહાત્માને આ વહાણમાં કયાંયથી ફળ નથી મળ્યા અને તે ભૂખ્યા બેસી રહ્યા છે તેમણે મનમાં વિચાર કર્યો: 'આ સાધુ દેશમા પાછો ફરશે, ત્યારે આપણા દેશના વહાણની નિંદા કર્યા વિના નહી રહે. આ વસ્તુ આપણા દેશ માટે કલંકરૂપ કહેવાય. આપણે ગમે તેમ કરીને પણ તેને ફળ મેળવી આપવા જોઈએ.' એક વિદ્યાર્થી પોતાની જગાએથી ઊભો થયો. થોડાક ફળ પોતાની પાસેથી લીધા અને થોડાંક ફળ બીજા જાપાનના મિત્રો પાસેથી ભેગા કર્યા. પછી તે સીધો સ્વામી રામતીર્થ પાસે ગયો જતાંવેંત જ તેણે સ્વામીજીના ચરણમા ફળ ધરી દીધા પછી કહ્યુ 'મહાશયજી, આપને ફળ જોઈતા હતા ને? લ્યો . આપ સહેજ પણ સંકોચ રાખ્યા વિના આ ફળ આરોગો.' સ્વામીજી ફળ જોઈને ખુશખુશ થઈ ગયા તેમણે જાપાનના ફળની કિંમત પૂછી. ખીસામાથી પૈસા પણ કાઢયા. પેલા જાપાનના વિદ્યાર્થીએ કહ્યુ: 'મહાશયજી, ફળની કિંમત તો ખાસ કંઈ જ નથી. જો આપને તેની કિંમત આપવી જ હોય, તો તે એ છે કે આપ જ્યારે આપના દેશમા પાછા ફરો, ત્યારે એમ ન કહેશો કે જાપાનનાં વહાણોમા ફળ પણ નથી મળતાં. અમારા દેશની બદનામીનું પડીકું આપ આ દરિયામા જ પધરાવી દો તેને આપની સાથે ન લઈ જશો.'

આ જવાબ સાંભળીને સ્વામીજી ચકિત થઈ ગયા. તેમણે મનોમન જ જાપાન દેશની માનવતાની પ્રશંસા કરી.

૬૧. કોઈ પણ દેશનો કોઈ પણ માણસ પોતાની માનવતાને સુરક્ષિત રાખીને પોતાના દેશના નામને ઉજ્જવળ કરી શકે છે અને માનવતાને લાત મારીને પોતાના દેશને બદનામ પણ કરાવી શકે છે મહાત્મા ગાંધીજીએ પરદેશોમાં જઈને પોતાની માણસાઈના દીવા પ્રગટાવીને ભારતનું નામ રોશન કર્યું બીજા એક ભારતના વિદ્યાર્થીએ માનવતાહીન કાર્ય કરીને પોતાના દેશની બદનામી કરી. આખો પ્રસંગ આ પ્રમાણે છે એક ભારતીય વિદ્યાર્થી લંડનમાં વિજ્ઞાનનો અભ્યાસ કરતો હતો એક પુસ્તકાલયમાંથી તે વખતોવખત પુસ્તકો લાવીને વાંચતો હતો. એક વખતે તે એક પુસ્તક લઈ આવ્યો. આ પુસ્તકમાં જુદા જુદા યંત્રોના નકશા આપવામાં આવ્યા હતા કેટલાક ચિત્રો પણ હતા. આ ચોપડી પુસ્તકાલયમાં થોડાક સમય પહેલાં જ આવી હતી. વિદ્યાર્થીની માનવતાનો દીપક ઓલવાઈ ગયો. તેની દાનવતા જાગી ઊઠી. તેણે વિચાર કર્યો. 'આટલા મોટા પુસ્તકાલયમાં આટલા બધા પુસ્તકોમાંથી જો આ એક પુસ્તકમાંથી હું થોડાક પાના ફાડી લઈશ, થોડાક નકશા કાપી લઈશ, તો કોણ જોવા-જાણવાનું છે? શી ખબર પડવાની છે?' તેના પ્રલોભને સાકાર સ્વરૂપ ધારણ કર્યું. તેણે તે પુસ્તકમાંથી થોડાક ચિત્રો અને નકશા ફાડી લીધા પછી તે પુસ્તકાલયમાં જમા કરાવ્યું ગ્રંથપાલે તેનામાં વિશ્વાસ રાખીને પુસ્તક જમા કરીને કબાટમાં ગોઠવી દીધું એક-બે દિવસમાં જ ત્યાંનો એક વિદ્યાર્થી આ પુસ્તક લેવા આવ્યો કબાટમાંથી પુસ્તક બહાર કાઢીને પેલા વિદ્યાર્થીએ તેના પાના ફેરવી જોયા તેમાં કેટલાક નકશા અને ચિત્રો નહોતા તેણે ગ્રંથપાલને પૂછી જોયું તેણે કહ્યું 'આ પુસ્તક થોડાક દિવસ પહેલાં જ અહીં આવ્યું છે. બે દિવસ પહેલાં જ એક ભારતીય વિદ્યાર્થી આ પુસ્તક પાછું આપી ગયો છે.

કહો કે ના કહો, તેણે જ આ ચિત્રોની ચોરી કરી છે પુસ્તક તદ્દન નવું જ છે અને બીજું કોઈ તેને લઈ જ ગયું નથી ' તેનો વહેમ પાકો થયો પેલા ભારતીય પરથી તેનો વિશ્વાસ ઊઠી ગયો અને તેણે પુસ્તકાલયના બારણા આગળ જ પાટિયું લગાડી દીધુ .

'No entry for Indians.'

ભારતના લોકો માટે અંદર દાખલ થવાની મનાઈ છે

ભૂલ કરનાર એક જ ભારતીય હતો, પ્રવેશબંધી થઈ બધા જ ભારતીય બંધુઓ માટે અને બદનામી થઈ સમગ્ર ભારત દેશની

માનવતાવિહીન આ કાર્ય માટે આખું ભારત બદનામ નથી થયું ? આજે આખું જગત સાવધાન થયેલુ છે. તે તમારા બહારનાં લેબલ, સાઇન બૉર્ડ કે ટ્રેડ માર્કને જોતુ નથી, તમે કયા ધર્મના છો, કયા રાષ્ટ્રના છો, કેવા કુટુંબના છો, કઈ જાતના છો તે બધું જોઈને તે નિર્ણય નથી કરતુ કે તમે સારા માણસ છો ! તે તો તમારી માનવતાની કસોટી કરીને જ તમને સારા કે ખોટા કહેશે, તમારી માણસાઈની પરીક્ષા કરીને જ તમારા વિશે સારો-ખોટો અભિપ્રાય બાંધશે ત્યાં ન્યાતજાતનો આધાર નહીં ચાલે, સંપ્રદાય કે ધર્મોના ટ્રેડ માર્ક અને ટીલાટપકા નહી ચાલે આ બધા સાઈન બૉર્ડ તમારી પ્રમાણિકતા પુરવાર નહીં કરી શકે તમારા ઘરમા લક્ષ્મીની રેલછેલ હોય, તમારા મગજમાં પુસ્તકિયા જ્ઞાન ઠાસી-ઠાસીને ભરેલુ હોય, તમારા મો પર પફ-પાવડરના લપેડા હોય, તમારા શરીર પર રંગબેરંગી, ચમકદાર, ઝીણા સુંદર કપડા શોભતા હોય, તમારી સેવામાં હજારો નોકરો દોડાદોડ કરી મૂકતા હોય, તમારા કારખાનાના યંત્રો ધમાચકડી મચાવી મૂકતા હોય, તમારી તિજોરીમાં સોના-ચાંદીના સિક્કા ઉભરાતા હોય, તમારી મુલાકાત લેવા આવનારાઓની લંગાર લાગી હોય, તમે પર્યૂષણ પર્વ નિમિત્તે કઠિન

તપસ્યા કરતા હો, તમે કલાકો સુધી ધર્મસ્તોત્રોનું રટણ કરતા હો, તમે હમેશાં પૂજાપાઠ કરતા હો; પરંતુ માનવતાનું મૂલ્યાકન આ બધી વસ્તુઓથી ન જ થઈ શકે. માનવતાને આ બધી વસ્તુઓ સાથે ન જ તોળી શકાય માનવતાને તોળવા માટે તો બીજાં જ કાટલાં જોઈએ. રાજનીતિથી, ભાષણોથી, નેતાગીરીથી કે કોઈ ધર્મના અનુયાયી થવાથી માનવતાને ઓળખી શકાતી નથી. માનવતાની કસોટી માણુસના માણુસાઈભર્યા વ્યવહારથી જ થઈ શકે છે. માની લો કે એક માણુસ મહિને સિત્તેર રૂપિયા કમાય છે. તેની એક વર્ષની આવક આઠસો ને ચાળીસ રૂપિયા થશે તે સાઠ વર્ષ સુધી આ રીતે કમાણી કરે તો તેની આવક ૫૦૪૦૦ રૂપિયા જેટલી થાય આ તેની આખી જિંદગીની કમાણી છે. જ્યારે એક હીરાની કિંમત એક લાખ રૂપિયા જેટલી હોઈ શકે છે. હવે તમે જ કહો કે પેલા માણુસની કિમત વધારે છે કે હીરાની? પરતુ ઠડા કાળજે આ પ્રશ્નની બીજી બાજુનો વિચાર કરશો, તો સમજી શકાશે કે માણુસની કિમત હીરા કરતા વધારે છે. માની લો કે હીરાની કિમત લાખ રૂપિયાની છે પરંતુ હીરાને ખરીદનારો, તેની કસોટી કરનારો અને તેની કિમત આકનારો તો માણુસ જ છે ને? તમારે ભૂલવું ન જોઈએ–હીરા કરતા હીરાનો પારખુ મોટો છે. જો માણુસમા માણુસાઈની ચમક આવી જાય તો તે હીરાની ચમકને પણ ઝાંખી પાડી દે માનવતાની ચમકને લીધે જ માનવીની વધારે કિંમત અંકાય છે. એકલા માનવશરીરની કઈ જ કિમત નથી લોકો મૃતદેહને શા માટે નથી વેચતા? તેને ઘરમા શા માટે નથી રાખતા?

પરંતુ આજના ઘણાખરા પામર માનવીઓ માનવતા કરતાં સિક્કાને જ વધારે મહત્ત્વ આપે છે એક તરફ દુ:ખી માનવી નિઃશ્વાસ નાખતો પડ્યો હોય અને બીજી બાજુ સોનાનો સિક્કો પડ્યો હોય, તો તેનો હાથ પહેલા સિક્કા તરફ જ આગળ વધશે તે પેલા માણુસને નહી પરતુ સિક્કાને છાતીએ વળગાડવા લલચાશે.

એક દિવસ શૌચ કરવા જતી વખતે જોયુ કે રસ્તાની એક બાજુએ એક માણુસ બેભાન થઈને પડયો હતો. લૂગડાં ફાટી ગયેલાં હતા, હાડકાના માળખા જેવો જ હતો તે થોડીક મિનિટોનો મહેમાન હતો રાજમાર્ગનું સૌભાગ્ય અખડ હતું. લોકોની અવરજવર ચાલુ હતી સૌ કોઈ તેના તરફ નજર કરીને આગળ વધતુ હતુ. આ જ રસ્તે થઈને એક મોટર જતી હતી, તે એકદમ અટકી ગઈ તેમાથી બે માણુસો નીચે ઊતર્યાં અને રસ્તો ફેંદતા પાછળ ગયા. થોડેક દૂર ગયા પછી તેમને એક રૂપિયો જડયો સભવ છે કે આ રૂપિયો મોટરમાથી તેમની નજરે પડયો હશે આ રૂપિયા માટે જ તે કદાચ મોટરમાથી નીચે ઊતર્યાં હશે પરંતુ આ માણુસ તરફ તેમણે જોવા છતાય ધ્યાન ન આપ્યુ તેમની નજરે માણુસ કરતાં પેલા સિક્કાની કિંમત વધારે હતી.

બસ, અહી જ માનવતાને પરાજય થયો અને પશુતાનો વિજય થયો ગમે તેટલી મુસીબતો પડવા છતાય માનવતા ન ડગમગે, દાનવતા કે પશુતાનો આશરો ન લેવામા આવે, ત્યા જ સાચી માનવતા છે.

પંજાબની સરહદ પરના એક શહેરનો આ એક પ્રસંગ છે.

ત્યા એક હિંદુધર્મી ડૉકટર કેટલાંય વર્ષોથી રહેતો હતો. ખાનગી 'પ્રેક્ટિસ' કરતો હતો તે દિવસોમા હિંદુઓ અને મુસ્લિમોની વચ્ચે ભયંકર હુલ્લડ ચાલતાં હતા. હિંદુઓ અને મુસલમાનો માનવતાને તિલાંજલિ આપીને ધર્મ, જાતિ અને દેશના નામે આપસઆપસમાં લોહીની નદીઓ વહેવડાવતા હતા ગુંડાઓને પણ પોતાની પશુતાનું પ્રદર્શન કરવાનો મોકો મળી ગયો હતો તેમણે પણ આ પ્રસંગે લૂંટફાટ ચલાવવાનો નિર્ણય કર્યો જાનમાલની સલામતી ન રહી તે સીધા ડૉકટરના ઘેર આવ્યા અને હુમલો કર્યો ડૉકટરની મોટર સળગાવી મૂકી, મિલકત લૂટી લીધી, પત્ની અને પુત્રીને

જાનથી મારી નાખ્યા અને પછી ઊપડ્યા ગીધા ડૉક્ટર સાહેબના દીવાનખાનામાં ડૉક્ટર સાહેબ ત્યાં બેઠા હતા તેમણે આવતાવેંત જ કબાટ પર પથ્થરમારો શરૂ કર્યો પથ્થરમારો થાય છે ત્યારે કાચ મારનાર તરફ જ પાછો ઊછળે છે પરિણામે આ ગુંડાઓના શરીર પર કાચના ટુકડા ઊછળી ઊછળીને વાગવા લાગ્યા તેનાથી બધા ઘાયલ થઈને ત્યાં જ ઢળી પડ્યા ડૉક્ટર સાહેબે માનવતા ન ગુમાવી તે શાંતિથી આ બધું જોઈ રહ્યા હતા આ ગુંડાઓને ઘાયલ થયેલા જોઈને ડૉક્ટરના હૃદયના એકાદ ખૂણામાં પણ બદલો લેવાની વૃત્તિ ન જન્મી ઊલટું તેમની રગેરગમાં માનવતા વહેવા લાગી તેમણે ઊભા થઈને ઘાયલ થયેલા ગુંડાઓને સ્નેહપૂર્વક કહ્યું 'વહાલા ભાઈઓ, તમે સહેજ પણ ગભરાશો નહીં. જે થયું, તે થઈ ગયું હું અત્યારે જ કાચના ટુકડા બહાર કાઢીને મલમપટ્ટી લગાડું છું ' આ માનવતાપ્રેમી ડૉક્ટરે વાઢકાપ કરીને તેમના શરીરમાંથી કાચના ટુકડા કાઢી નાખ્યા, ઘા ધોઈને મલમપટ્ટી લગાડી આ મલમપટ્ટીએ તેમના સુષુપ્ત હૃદય પર પણ મલમપટ્ટીનું કામ કર્યું હતું

શું તમે પણ આ ડાક્ટરની જેમ કોઈ માણસના પીડિત, શોષિત કે સુષુપ્ત દિલ પર મલમપટ્ટીનું કામ કરો છો? કડકડતી ટાઢમાં ધ્રૂજતા માણસને જોઈને તમને ઇચ્છા થઈ આવે છે ખરી કે તમારી પાસેનું વધારાનું કપડું તેને આપી દો? કોઈ ગરીબ વિધવા બહેનને દુઃખી થતી જોઈને તમે તેને યથાશક્તિ મદદ કરવા પ્રેરાઓ છો ખરા? કોઈ અનાથ, નિરાધાર, નિસહાય કે દુઃખી માણસનું દુઃખ ઓછું કરવા માટે તમે પ્રયત્નશીલ થાઓ છો ખરા? જો આ પ્રશ્નોનો જવાબ હકારમાં હોય, તો તમારા લોહીમાં હજી સંસ્કારોનું અસ્તિત્વ છે જેની નસોમાં માણસાઈના ધબકારા સંભળાય છે, તે જ વ્યક્તિને સાચા માણસ તરીકે ઓળખાવી શકાય

એક ગરીબ કુટુંબ હતું તેનું પાલનપોષણ કરનાર એક જ

વ્યક્તિ હતી. તે આખો દિવસ મહેનત કરીને આખા કુટુંબનું પૂરું કરતો હતો એક દિવસ ધરાઈને ખાવાનુ ન મળ્યું. બીજા દિવસે પણ મહેનત ન થઈ શકવાથી ભૂખ્યા રહેવુ પડયુ ત્રીજા દિવસે પણ આ જ દશા હતી છેવટે ભૂખના દુ:ખને લીધે તે માંદો પડયો. તેની મા ચિતામા પડી ગઈ. પડોશી આવી પહોચ્યા કોઈએ કહ્યું. 'આને ડૉકટર પાસે લઈ જાઓ.' કોઈએ કહ્યું. 'આને બદામનો શીરો ખવરાવો' કોઈએ કહ્યુ 'આને દૂધની ખીર કરીને આપો.' પરતુ કોઈએ એમ ન કહ્યુ કે, 'ઊભા રહો, આ બધી વસ્તુઓ હું લાવી આપું છુ.' સૌની માનવતા નિદ્રાવસ્થામા હતી. માની મમતા મા જ જાણે છે તેના ગળામાં સોનાનું એક ચકતુ હતુ તે આ ચકતું લઈને ડૉકટર પાસે ગઈ અને કહ્યુઃ 'ડૉકટર સાહેબ, મારો એકનો એક દીકરો છે. તેના વિના અમારું ગરીબ કુટુબ ભૂખે મરી જશે અમે નિરાધાર થઈ જઈશુ મહેરબાની કરીને આ લ્યો અને તેને બચાવો' ડૉકટરે કહ્યુઃ 'મા, ચાલ, હું તારી સાથે આવું છુ' તે તેની સાથે પેલી ઝૂપડીમાં ગયો, જ્યા પેલી વૃદ્ધાનો લાલ સૂઈ ગયો હતો ડૉકટરે તેને સારી રીતે તપાસી જોયો તે એવા નિર્ણય પર આવ્યો કે તેને બીજો કોઈ જ રોગ નહોતો, સિવાય કે ગરીબાઈ ગરીબાઈ જ તેનો સૌથી મોટો રોગ હતો પેલા ડૉકટરે ખીસામા હાથ નાખ્યો અને સત્તરસો રૂપિયાની નોટો કાઢીને તેના હાથમા આપતા કહ્યુ. 'લે, તારા રોગની દવા આ જ છે' નોટો જોતા જ તે એકદમ બેઠો થઈ ગયો તેણે મા પાસે કઈક ખાવાનુ મગાવ્યું થોડાક સમયમા જ તે સાજો થઈને વેપાર કરવા લાગ્યો વેપાર જામી ગયો તેને એક લાખ રૂપિયા નફો થયો તેમાથી પચાસ હજાર રૂપિયા લઈને તે ડૉકટર પાસે ગયો અને કહ્યુ 'તમે મારા દર્દનું સાચુ નિદાન કર્યું છે. તમે માનવ નથી, મહામાનવ છો મારા તરફથી આટલી તુચ્છ ભેટ સ્વીકારો' ડૉકટરમા કેવળ માનવતા જ નહીં, દેવત્વ પણ હતુ તેણે પચાસ હજારની નોટો

પાછી આપતાં કહ્યું 'ભાઈ! આ લઈ જા. મારે તે ન જોઈએ. મારે મારી માણસાઈનો સોદો કરવાનો નથી.' છેવટે પેલા ભાઈએ ડૉક્ટર સાહેબની ફીના અને તેમણે આપેલા સત્તરસો રૂપિયા બહુ વિનવણી કરીને પાછા આપ્યા.

આપણા દેશમા અને વિશ્વના વિશાળ ક્ષેત્રમા માનવતાના આવા ઉપાસકો કેટલા હશે? આમ હોવા છતાંય તેમના દર્શન આપણને કોઈ કોઈ વખત થઈ જાય છે ખરાં.

હિંદીના સુપ્રસિદ્ધ મહાકવિ 'નિરાલા'-તેમનુ આખું નામ સૂર્યકાંત ત્રિપાઠી છે-દીન-દુખિયાને જોઈને પોતાનું સર્વસ્વ આપી દેતાં ખચકાતા નથી. એક વખત મહાદેવી વર્માએ નિરાલાજીને ઠંડીમા થરથરતા જોયા. મહાદેવી વર્માનુ હૃદય ભરાઈ આવ્યું, તેમને સમજી જતા વાર ન લાગી કે નિરાલાજીએ તેમનો ગરમ કોટ કોઈક ગરીબને આપી દીધો હશે. મહાદેવી વર્મા તેમના માટે બીજો ગરમ કોટ સિવડાવી લાવ્યાં અને કહ્યું. 'જુઓ, આ કોટ તમારો નથી, મારો છે તમારા શરીરનુ રક્ષણ થાય તેટલા માટે જ મે નવો તૈયાર કરાવ્યો છે મારી રજા વિના આ કોટનો ઉપયોગ બીજું કોઈ નહીં કરી શકે.' થોડાક દિવસો પછી નિરાલાજી મહાદેવીથી દૂર ને દૂર જ રહેવા લાગ્યા, પરંતુ મહાદેવીજીની કરુણામય નજરથી કઇ વસ્તુ છાની રહી શકે? નિરાલાજીને જોતા જ તેમણે પૂછ્યું 'આજે તમે કોટ કેમ નથી પહેર્યો?' પહેલાં તો તેમણે ગોળ ગોળ જવાબ આપવાનો પ્રયત્ન કર્યો પરંતુ અનુભવી આંખોથી કંઈ જ અજાણ્યુ ન રહી શક્યુ નિરાલાજી પણ સમજી ગયા તેમણે ખુલાસો કરતા કહ્યુ 'થોડાક દિવસ પહેલા એક નાગો ભિખારી ઠંડીથી ઠૂંઠવાતો હતો મને થયુ કે મારા કરતા આ ભિખારીને કોટની વધારે જરૂરત છે એટલે હું પેલા નાગા માણસને કોટ ઓઢાડીને ચાલ્યો આવ્યો'

આ છે માનવતાનું મૂર્તિમંત દૃશ્ય! માણસના હૃદયમાં માનવતા કાયમી વસવાટ કરશે, તેને એક ક્ષણ માટે પણ ભૂલી નહીં જાય અને તેના હૃદયમાં માનવતાનો અંતર્નાદ ગુંજી ઊઠશે, ત્યારે જ આ દુનિયાનાં સુખ-શાંતિમાં વધારો થશે, ત્યારે જ ગરીબાઈનાં વાદળ વિખેરાઈ જશે અને સુખના સૂર્યનો પ્રકાશ ઝળહળશે, ત્યારે જ માણસને અષ્ટસિદ્ધિ અને નવનિધિ પ્રાપ્ત કરવા જેટલો આનંદ થશે અને રાષ્ટ્રો, જાતિઓ, ધર્મો અને સંપ્રદાયોના નવઘડતરનું સ્વપ્ન સાકાર સ્વરૂપ ધારણ કરશે



[૪]

# ધર્મને ઓળખ, માનવ!

**ભારતવર્ષ** યુગોયુગથી લોકોના આકર્ષણનુ કેન્દ્ર બની રહેલું છે પરંતુ આ આકર્ષણનુ કારણ શું અનંત આકાશને આંબી જતી હિમાલયની બરફથી ઢંકાયેલી શિખરમાળાઓ છે? અથવા ઊછળી ઊછળીને વાદળ જેવો ગંભીર અવાજ કાઢીને માણસના હૃદયને આનંદિત કરી મૂકતા સમુદ્રના મોજા છે? કે પછી મોહક સ્મિત વેરતી પ્રકૃતિ નટીની સૌંદર્યપ્રતિભા છે? કે પછી રણમા ચાંદીની જેમ ચમકતી રેતી છે? કે પછી કલકલ વહેતા નદીઓના ઝરણા છે? કે પછી સોના, ચાંદી અને હીરાની ખાણો છે? કે પછી પેટ્રોલ કે તેલના પાતાળ કૂવા છે? આ એક સળગતો પ્રશ્ન છે. તમારે તેનો જવાબ આપવાનો છે જો તમે આ બાહ્ય વૈભવ પરથી જ ભારતની કિંમત આંકતા હો, તો મારે કહેવુ જોઈએ કે તમે ભારતવર્ષના આત્માને નથી ઓળખતા તમે કેવળ શરીરનું કે ભૌતિક પદાર્થોનુ જ અવલોકન કર્યું છે, તેને જ વધારે મહત્ત્વ આપ્યુ છે

ભારતવર્ષ, જેને સમગ્ર વિશ્વના આધ્યાત્મિક ગુરુ થવાનું સદ્ભાગ્ય સાંપડ્યુ છે અને સ્વર્ગમા રહેનારા દેવો પણ જેની મોટાઈના ગીત ગાય છે, ગીત ગાય છે એટલુ જ નહી પરંતુ જ્યા જન્મ લેવા માટે વલખા મારે છે, તે શુ આ બાહ્ય વૈભવને લીધે જ? બાહ્ય વૈભવની છાટ તો આપણને એશિયાના બીજા ભાગોમા અને યુરોપ, અમેરિકા જેવા બીજા ખંડોમા પણ નજરે પડી શકે છે. ખરુ જોતા આ બાહ્ય વૈભવને લીધે જ ભારતવર્ષનુ મહત્ત્વ નથી.

ભારતવર્ષનું મહત્ત્વ તેના ધર્મપ્રાધાન્યને લીધે છે. અહીંની સંસ્કૃતિ અને સભ્યતાના કણેકણમા ધર્મ સમાયેલો છે ભારતવર્ષનુ સ્મરણ થતા જ આપણને ધર્મનું સ્મરણ થઈ આવે છે. જો કોઈ પાશ્ચાત્ય વિચારક સમક્ષ કોઈ યોજના રજૂ કરવામાં આવશે તો તે એમ જ કહેશે કે આ યોજનાથી મારું આયુષ્ય વધશે ખરુ ? પરંતુ આ જ યોજના કોઈ ભારતીય વિચારક સમક્ષ મૂકવામાં આવશે, તો તે એમ જ પૂછશે કે, આ યોજના મારા ધાર્મિક આચાર-વિચારોને અનુકૂળ છે? તેને મારા ધર્મ સાથે સબંધ છે? જો કોઈ યોજનામા ધર્મની છાટ નહીં હોય, તો તેનો તે એકદમ સ્વીકાર નહીં જ કરી લે.

ભારતના લોકોની આ ભવ્ય ભાવનાને લીધે જ હજારો ધર્મ-તીર્થંકરો, ધર્મપ્રવર્તકો અને પેગંબરોએ અહીં જન્મ લીધો, ધર્મનો સંદેશો લઈને હજારો ધર્મપ્રવર્તકો પરદેશથી અહીં આવ્યા ભારતની ધરતીએ તેનો સંદેશ ઝીલ્યો, જીવનમા ઉતાર્યો અને ફાલવા-ફૂલવાની તક આપી તેમના ધર્મવચનોનો તેણે સ્વીકાર કર્યો. આ કારણને લીધે જ ભારતમા હજારો ધર્મો અને સંપ્ર-દાયો છે ઘેરઘેર જુદા જુદા ધર્મો અને સંપ્રદાયોનો શંભુમેળો પણ છે પિતા વૈષ્ણવ હોય છે અને પુત્ર શૈવ હોય છે, માતા રામની પૂજા કરે છે અને પુત્રી કૃષ્ણની, પુત્રવધૂ જૈન ધર્મ પાળે છે અને પૌત્ર સાહેબ બૌદ્ધ ધર્મના અનુયાયી છે. ભારતના પ્રત્યેક ઘરમા પ્રત્યેક વ્યક્તિ કોઈ ને કોઈ ધર્મ પાળતી હશે ધર્મ ન પાળતી હોય એવી કોઈ પણ વ્યક્તિ નહીં હોય.

એક પાશ્ચાત્ય વિચારકે ભારતની મુસાફરી કર્યા પછી મુસાફરીનાં સંસ્મરણો આલેખતા લખ્યુ હતુ. 'ભારતવર્ષ ધર્મના સંગ્રહસ્થાન જેવો છે આ સંગ્રહસ્થાનમા કોઈ ફ્રાન્સનુ પક્ષી છે, તો કોઈ જર્મનીનું, કોઈ રશિયાનુ પક્ષી છે, તો કોઈ અમેરિકાનુ; કોઈ

ઇંગ્લૅન્ડનુ છે, તો કોઈ અરબસ્તાનનુ, કોઈ અફગાનિસ્તાનનું છે, તો કોઈ પાકિસ્તાનનુ જેવી રીતે પ્રદર્શનમાં રંગબેરંગી પક્ષીઓ હોય છે તેવી જ રીતે ભારતવર્ષમા જુદા જુદા પ્રકારના ધર્મો પણ છે. કોઈ પૂજાને વધારે મહત્ત્વ આપે છે, તો કોઈ સ્વાધ્યાયને, કોઈ ટીલા–ટપકાને તો કોઈ દાઢી–ચોટલીને, કોઈ રંગબેરંગી વસ્ત્રોને તો કોઈ સફેદ, કાળા કે ભગવા વસ્ત્રોને

હા, ભારતવર્ષ ધર્મોનુ મિલન સ્થળ છે અહી ઇસ્લામ, ખ્રિસ્તી, શીખ, પારસી, જૈન, બૌદ્ધ અને વૈષ્ણવ ધર્મમા માનનારા કેટલાય લોકો છે પરંતુ અહીંના બધા જ ધર્મોએ મોક્ષને સાધ્ય બનાવીને તેના સાધન તરીકે ધર્મને માન્યો છે

આ એક વૈજ્ઞાનિક સત્ય છે કે જે વસ્તુ જેટલી વધારે સહેલી અને જાણીતી હોય છે, તેની વ્યાખ્યા તેટલી જ વધારે મુશ્કેલ અને આંટીઘૂંટીવાળી હોય છે માણસ રાત-દિવસ ધર્મધર્મ કહીને બૂમો મારે છે, પરંતુ ધર્મ શુ છે? અધર્મ શુ છે? ધર્મ કોને કહેવાય અને અધર્મ કોને કહેવાય? આ બધાનુ તેને બહુ જ ઓછું જ્ઞાન હોય છે વિશ્વના પ્રાંગણમા જે જે દાર્શનિકો આવ્યા છે, વિચારકો આવ્યા છે, વ્યાખ્યાકારો આવ્યા છે, ધર્મસંસ્થાપકો કે ધર્મતીર્થંકરો આવ્યા છે, તે બધાએ 'ધર્મ' શબ્દ પર જુદા જુદા દૃષ્ટિકોણથી વિચાર કર્યો છે, મનન કર્યું છે તેના પરિણામે દુનિયામા ધર્મ શબ્દની કેટલીય પરિભાષાઓ અસ્તિત્વમા આવી છે લૉર્ડ મોર્લેને એક જગ્યાએ કહ્યુ છે કે, ધર્મની લગભગ એક હજાર વ્યાખ્યાઓ કરવામા આવી છે આ સંખ્યામાં પણ બધા જ ધર્મોનો સમાવેશ નથી થતો. જૈન અને બૌદ્ધ જેવા ભારતવર્ષના પ્રસિદ્ધ ધર્મો આ વ્યાખ્યાઓની બહાર જ રહી જાય છે આ રીતે ધર્મ શબ્દનો અનેક અર્થમા પ્રયોગ થયો છે, જુદીજુદી વ્યાખ્યાઓ થઈ છે, સ્થળેસ્થળે ધર્મ શબ્દના જુદાજુદા અર્થ થાય છે ધર્મનુ એવું

કોઈ સર્વમાન્ય લક્ષણ નથી કે જેનો દુનિયાના બધા જ લોકોએ સ્વીકાર કર્યો હોય.

કોઈ કહે છે 'સ્નાન કરવું તે ધર્મ છે' કોઈ કહે છે. 'લાંબી ચોટલી રાખવી તે ધર્મ છે' કોઈ કહે છે: 'બ્રાહ્મણને દાન આપવુ તે ધર્મ છે' કોઈ કહે છે 'ટીલા-ટપકાં કરવા તે ધર્મ છે' કોઈ વિષ્ણુપૂજાને ધર્મ માને છે, તો કોઇ જિનપૂજાને. કોઈ માને છે કે ચર્ચમા જઈને પ્રાર્થના કરવી તે ધર્મ છે. કોઈ એમ માને છે કે મસ્જિદમા જઈને નમાજ પઢવી તે ધર્મ છે. કોઈ દેવસ્થાનમા જઈને સ્તોત્ર કે આરતી બોલે છે કોઈ ગીતાપાઠ કરે છે. કોઈ મનસ્વીને માંસ ખાવામા, બકરાનો બલિ ચઢાવવામા અને લોહીની નદીઓ વહેવડાવવામા ધર્મનાં દર્શન થાય છે કોઈ પ્રસાદ આરોગે છે. કોઈ શરાબ ભેટ ધરે છે. કોઈ પિતૃતર્પણ કરે છે. કોઈ બ્રાહ્મણોને લાડુ જમાડે છે. કોઈ વળી કહે છે કે બીજી જાતના લોકોનો સસર્ગ રાખવાથી પણ ધર્મનો નાશ થાય છે કોઈ કહે છે કે કાકર સાથે વાત કરવાથી પણ ધર્મનો વિનાશ થાય છે. સામાન્ય માણસ તો મૂઝવણમાં જ પડી જાય છે કે આ ધર્મ કઈ બલા છે? સામાન્ય માણસોની વાત જવા દઈએ મોટામોટા તત્ત્વજ્ઞાનીઓ પણ ધર્મનો નિર્ણય નથી કરતા આ લોકો પણ કહે છે:

'तर्कोऽप्रतिष्ठः श्रुतयोविभिन्नाः नैको मुनिर्यस्य वचप्रमाणम्।
धर्मस्य तत्त्वं निहितं गुहायां महाजनो येन गतः स पन्थाः॥'

તર્કથી ધર્મનો નિર્ણય કરવાનો હોય, તો તેનાથી પણ વધારે જોરદાર તર્ક (દલીલ) પહેલા તર્કને તોડી પાડે છે તર્કને હથિયાર સાથે સરખાવી શકાય. તે અદરોઅદર લડ્યા કરે છે તર્ક તળિયા વિનાના લોટા જેવો છે તેનાથી ધર્મનો નિર્ણય થઈ શકતો નથી શ્રુતિઓમા પણ પરસ્પરવિરોધી વચનો મળી આવે છે એક શ્રુતિ

એક રાગ આલાપે છે, બીજી તેનાથી ઊલટો જ સૂર કાઢે છે. આ રીતે શ્રુતિઓમા પણ ધર્મનો આખરી નિર્ણય નથી લેવાયો. સ્મૃતિઓ પણ તેનો આખરી નિર્ણય લઈ શકતી નથી, કારણ કે સ્મૃતિઓ પણ દેશ, કાળ અને સયોગોને આધારે રચાયેલી છે. સ્મૃતિઓમા પણ પરસ્પરવિરોધી વાક્યો મળી આવે છે. એક સ્મૃતિ એક વાતનુ સમર્થન કરે છે. બીજી સ્મૃતિ આ જ વાતને તોડી પાડે છે. આ કારણને લીધે સ્મૃતિઓ પણ વિવાદાસ્પદ હોવાને લીધે ધર્મનો કોઈ નિર્ણય લઈ શકતુ નથી અમુક જ મુનિના શબ્દોને પ્રામાણિક કે આધારભૂત ન જ માની શકાય, કારણ કે તે પણ તેમના જમાનાને અનુસરીને જ બોલ્યા હશે પોતપોતાના જમાનાની સામાજિક સ્થિતિ જોઈને તેમણે ધાર્મિક વિધિનો ઉપદેશ આપ્યો એક જણે બતાવેલી ધાર્મિક વિધિ બીજા સાથે સહેજ પણ મેળ ખાતી નથી આ કારણને લીધે મુનિઓના વચન પરથી પણ ધર્મનો આખરી નિર્ણય થઈ શકતો નથી છેવટે થાકીને વ્યાસજીએ કહ્યુ: 'ભાઈ! ધર્મનું તત્ત્વ તો બુદ્ધિની ગુફામાં સતાયેલું છે અધાર પ્રસરે છે ત્યારે તેના દર્શન થતા જ નથી આ કારણને લીધે જે રસ્તે મહાપુરુષો ગયા હોય, તે જ રસ્તાને ધર્મનો માર્ગ ગણી લેવો જોઈએ'

હા આ પણ સાચો નિર્ણય નથી જે રસ્તે મોટા માણસો આગળ વધ્યા હોય, તે જ રસ્તે ઘેટાની જેમ આગળ વધવુ તે હાસ્યાસ્પદ છે બુદ્ધિને તાળુ વાસીને વગર જોયે વિચાર્યે આગળ વધવુ તે વાજબી છે? ભગવાન મહાવીર જેવા તત્ત્વચિંતકે તો ધર્મતત્ત્વનો, સહેજ પણ સશયાત્મક સ્થિતિમાં પડયા વિના જ, નિર્ણય આપી દીધો:

**'પન્નાસમિક્ખએ ધમ્મતત્તં તત્તવિણિચ્છિયં.'**

વાસ્તવિકતાની કસોટી પર પરખાયેલા ધર્મતત્ત્વની સદ્અસદ્ વિવેકશીલ બુદ્ધિથી જ સમીક્ષા થઈ શકે છે

હવે આપણે એ પણ વિચાર કરવો પડશે કે પાશ્ચાત્ય અને પૌર્વાત્ય તત્ત્વજ્ઞાનીઓ, મહાપુરુષો અને તીર્થંકરોએ ધર્મ શબ્દની કઈ પરિભાષા પ્રયોજી છે. સૌ પ્રથમ ધર્મના વ્યુત્પત્તિમૂલક અર્થને લઈએ તો **धारणात् धर्मः।** જે ધારણ કરવામાં આવે અથવા **दुर्गतौ प्रपतन्तमात्मानं धारयतीति धर्मः।** દુર્ગતિમા પડતા આત્માને જે પકડી રાખે છે તે ધર્મ છે. આ રીતે ધર્મના બે અર્થ નીકળે છે. આ બન્ને અર્થોનો ભાવાર્થ એ થાય છે કે, 'એવા નિયમો, એવા સદ્‌ગુણો, એવા રીતરિવાજો કે એવા સત્કાર્યો, એવી નીતિ અને એવા આચારો, જે દુર્ગતિમાં પડતા આત્માને બચાવે અને સુખ તરફ દોરી જાય, તે ધર્મ છે આ જ દૃષ્ટિકોણ નજર સમક્ષ રાખીને શાસ્ત્રકારે ધર્મનો અર્થ કર્યો છે.

## 'यतोऽभ्युदय निःश्रेयस सिद्धिः स धर्मः।'

જે શબ્દોથી, જે આચરણથી કે જે નીતિનિયમોથી માનવ-સમાજની લોકપરલોકની કલ્યાણસિદ્ધિ થાય તે ધર્મ છે સ્વર્ગસ્થ કિશોરલાલ મશરૂવાળાના શબ્દોમાં કહીએ તો 'જેનાથી સમાજનુ પાલનપોષણ, રક્ષણ અને સત્ત્વસવર્ધન થઈ શકે તે ધર્મ છે' જૈન-શાસ્ત્રના મહાન આચાર્ય કુન્દકુંદે '**वत्थु सहावो धम्मो**'–વસ્તુના સ્વભાવને ધર્મ કહ્યો છે પ્રત્યેક વસ્તુનો પોતપોતાનો સ્વભાવ હોય છે આ સ્વભાવને જ આ વસ્તુનો ધર્મ માનવામા આવે છે. અગ્નિનો સ્વભાવ ઉષ્ણતા છે અને પાણીનો સ્વભાવ શીતળતા છે. શાસ્ત્રીય દૃષ્ટિએ અહી વસ્તુના ગુણધર્મને, સ્વભાવને ધર્મ કહેવામા આવે છે, પરતુ વિશ્વના માનવસમાજની દૃષ્ટિએ આ પરિભાષા પ્રમાણે ધર્મનો અર્થ થશે–'સમગ્ર વિશ્વના માનવસમાજમા આત્માનુ મૂળ સ્વભાવે રહેવુ તે' ભાવાર્થ એ છે કે માનવસમાજમાં સુવ્ય-વસ્થાની સ્થાપના થવાથી અને તેના વિચાર, આચાર અને વૃત્તિઓ-થીજ સમાજ તેના અસલ સ્વરૂપે ટકી શકે છે અને તેનાથી જ

સુખમાં વધારો, કલ્યાણ કે અન્ય સિદ્ધિઓ પ્રાપ્ત થઈ શકે છે.

અંગ્રેજી ભાષામા ધર્મને 'રિલીજીઅન' કહે છે 'રિ'=પાછળ અને 'લીજીઅન'=બાંધવુ અર્થાત્ સદ્‌વિચારોમાં આત્માને બાંધવો તે તેને અનુબંધ પણ કહી શકાય. જ્યા આત્મા સદ્‌વિચારોથી બંધાય છે, ત્યા સમાજમા અવ્યવસ્થા નથી થતી, દુખમાં વધારો નથી થતો અને લડાઈ–ઝઘડા નથી થતા. કેન્ટના શબ્દોમા 'પોતાના બધાજ કર્તવ્યોને ઈશ્વરનો આદેશ માનવો' એ જ ધર્મ છે. હેગલની માન્યતા પ્રમાણે 'મગજની મર્યાદામા રહેનારા અમર્યાદ સ્વભાવનુ જ્ઞાન એ જ ધર્મ છે' મેયર્સે ધર્મની વ્યાખ્યા આ પ્રમાણે કરી છે 'માનવ આત્માનો બ્રહ્માડ-વિષયક સ્વસ્થ અને સામાન્ય ઉત્તર' માનસશાસ્ત્રી આમેસે ધર્મની વ્યાખ્યા બાંધી: 'ઈશ્વર સાથે પ્રેમ કરવો તે' મકટાગાર્ટે ધર્મનુ લક્ષણ વર્ણવ્યુ: 'ચિત્તનો તે ભાવ જેની મારફત આપણે જગત સાથે એક પ્રકારનો મેળ અનુભવીએ છીએ.' જેમ્સ ફ્રેજરે ધર્મનો વિલક્ષણ જ અર્થ કર્યો છે તેના શબ્દોમા 'ધર્મ માણસથી ઊંચી ગણાતી પેલી શક્તિઓની ઉપાસના છે, જેને કુદરતી વ્યવસ્થા અને માનવજીવનનું માર્ગદર્શન આપનારી નિયંત્રણ કરનારી માનવામા આવે છે.'

આ બધાં લક્ષણો પર વિચાર કરવાથી એવો નિર્ણય થઈ શકે છે કે ધર્મ પ્રત્યેક માણસ માટે જ નહીં, પરંતુ પ્રત્યેક પ્રાણીના ઉત્કર્ષ માટે, સુખમા અભિવૃદ્ધિ માટે અને પાલનપોષણ માટેની એક વ્યવસ્થાનુ નામ છે

ધર્મ માનવજીવનને સુખી, સ્વસ્થ અને શાંત બનાવવા માટે એક વરદાન લઈને જ દુનિયા પર જન્મેલો છે. હૃદયમા પ્રવેશેલી દાનવી વૃત્તિઓને ધર્મ દૂર હડસેલે છે અને માનવતાની સ્થાપના કરે

હવે આપણે એ પણ વિચાર કરવો પડશે કે પાશ્ચાત્ય અને પૌર્વાત્ય તત્ત્વજ્ઞાનીઓ, મહાપુરુષો અને તીર્થંકરોએ ધર્મ શબ્દની કઈ પરિભાષા પ્રયોજી છે. સૌ પ્રથમ ધર્મના વ્યુત્પત્તિમૂલક અર્થને લઈએ તો **धारणात् धर्मः।** જે ધારણ કરવામાં આવે અથવા **दुर्गतौ प्रपतन्तमात्मानं धारयतीति धर्मः।** દુર્ગતિમાં પડતાં આત્માને જે પકડી રાખે છે તે ધર્મ છે આ રીતે ધર્મના બે અર્થ નીકળે છે. આ બન્ને અર્થોનો ભાવાર્થ એ થાય છે કે, 'એવા નિયમો, એવા સદ્‌ગુણો, એવા રીતરિવાજો કે એવા સત્કાર્યો, એવી નીતિ અને એવા આચારો, જે દુર્ગતિમાં પડતા આત્માને બચાવે અને સુખ તરફ દોરી જાય, તે ધર્મ છે આ જ દૃષ્ટિકોણ નજર સમક્ષ રાખીને શાસ્ત્રકારે ધર્મનો અર્થ કર્યો છે.

'यतोऽभ्युदय निःश्रेयस सिद्धिः स धर्मः।'

જે શબ્દોથી, જે આચરણથી કે જે નીતિનિયમોથી માનવ-સમાજની લોકપરલોકની કલ્યાણસિદ્ધિ થાય તે ધર્મ છે. સ્વર્ગસ્થ કિશોરલાલ મશરૂવાળાના શબ્દોમાં કહીએ તો 'જેનાથી સમાજનુ પાલનપોષણ, રક્ષણ અને સત્ત્વસંવર્ધન થઈ શકે તે ધર્મ છે' જૈન-શાસ્ત્રના મહાન આચાર્ય કુન્દકુંદે '**वत्थु सहावो धम्मो**'–વસ્તુના સ્વભાવને ધર્મ કહ્યો છે પ્રત્યેક વસ્તુનો પોતપોતાનો સ્વભાવ હોય છે આ સ્વભાવને જ આ વસ્તુનો ધર્મ માનવામા આવે છે. અગ્નિનો સ્વભાવ ઉષ્ણતા છે અને પાણીનો સ્વભાવ શીતળતા છે. શાસ્ત્રીય દૃષ્ટિએ અહી વસ્તુના ગુણધર્મને, સ્વભાવને ધર્મ કહેવામાં આવે છે, પરંતુ વિશ્વના માનવસમાજની દૃષ્ટિએ આ પરિભાષા પ્રમાણે ધર્મનો અર્થ થશે–'સમગ્ર વિશ્વના માનવસમાજમા આત્માનુ મૂળ સ્વભાવે રહેવુ તે' ભાવાર્થ એ છે કે માનવસમાજમા સુવ્ય-વસ્થાની સ્થાપના થવાથી અને તેના વિચાર, આચાર અને વૃત્તિઓ-થી જ સમાજ તેના અસલ સ્વરૂપે ટકી શકે છે અને તેનાથી જ

પસાર કરવાની ઇચ્છા રાખે, તે જો ધર્મરૂપી પ્રાણની અવગણના કરે, ધર્મને ભૂલી જાય, તો તેનું સુખશાંતિપૂર્ણ અસ્તિત્વ જોખમાતું નથી ? એટલા માટે જ વૈદિક ધર્મના મહાન ઋષિએ આખી દુનિયાને ચેતવણીનો સૂર સંભળાવ્યો

'धर्मो विश्वस्य जगतः प्रतिष्ठा ।'

ધર્મ સમગ્ર જગતનું પ્રતિષ્ઠાન છે, આધાર છે, પ્રાણ છે જો માનવજાતિમાં ધર્મ હોય તો તેનું અસ્તિત્વ છે, ધર્મ ન હોય તો તેનું અસ્તિત્વ શંકાસ્પદ છે જો આપણે ધર્મને સુરક્ષિત રાખીશું, તો તે આપણું-માનવજાતિનું રક્ષણ કરશે અને જો આપણે ધર્મને ગુમાવી બેસીશું, તેની અવગણના કરીશું, તેનો નાશ કરીશું, તો ધર્મ આપણું અસ્તિત્વ મિટાવી દેશે મહાભારતના વનપર્વમાં વેદવ્યાસજીએ આ જ વાત કહેલી છે

'धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।'

આ જ વસ્તુને હું વધારે સ્પષ્ટ કરું છું માની લો કે એક ક્ષેત્ર એવું છે કે જ્યાં કોઈ માણસ ધર્મનું નામ પણ નથી જાણતો, તેનામાં ધર્મની ભાવના પણ નથી, તેના જીવનમાં ધર્મનું આચરણ પણ નથી આ ક્ષેત્રના લોકોને ધર્મનું સ્વરૂપ સમજાવનાર કોઈ ધાર્મિક વ્યક્તિ પણ તેમની વચ્ચે નથી ધર્મના અજ્ઞાનને લીધે જ આ લોકો પોતાનું કર્તવ્ય બજાવી શકતા નથી, નીતિનિયમો ઘડી શકતા નથી, તેમના અંદરોઅંદરના વ્યવહારની મર્યાદા બાંધી શકતા નથી બધા અરસપરસ ઝગડા કરે છે ખાવાની વસ્તુઓ એકબીજા પાસેથી પડાવી લે છે, નાની સરખી વાતમાં ખૂન કરવા તૈયાર થઈ જાય છે, ચોરી અને લૂંટફાટ કરે છે, કોઈ માંદું હોય છે ત્યારે કોઈ સેવાચાકરી કરતું નથી કે મદદ કરતું નથી, ગમે તે માણસ ગમે તે સ્ત્રી સાથે રહે છે, કોઈ બીજાની જરૂરિયાત પર ધ્યાન આપતું નથી

છે. બીજા શબ્દોમાં કહું તો ધર્મ દાનવને માનવ બનાવે છે અને માનવને દેવ ધર્મ વ્યક્તિ, સમાજ અને રાષ્ટ્રના કૂટ પ્રશ્નોનો ઉકેલ શોધી આપે છે. તે વ્યક્તિ, સમાજ અને દુનિયાની માનસિક બીમારીનો ઇલાજ કરે છે તે આંતરિક વિકારો પર નિયંત્રણ રાખે છે આ કારણને લીધે માણસ મૃત્યુલોકમાં સ્વર્ગ ઉતારી શકે છે. આ કારણને લીધે માણસ જગતનાં અન્ય પ્રાણીઓ સાથે સબંધ બાંધીને પોતાની ફરજ બજાવી શકે છે આ કારણને લીધે જગતનો વહેવાર સરળતાથી ચાલે છે. આ કારણને લીધે સમાજમા સુખ અને શાંતિનો ફેલાવો થાય છે.

મહામાત્ય ચાણક્યના શબ્દોમા '**सुखस्य मूलं धर्मः**।-બધાં સુખોનુ મૂળ ધર્મ છે.' તે માણસના વિખૂટા હૃદયને એક કરે છે, બગડતા સબંધોને સ્થિર કરે છે, વેરવિખેર થતી વ્યવસ્થાને યથા-સ્થાને લાવી મૂકે છે, જુદી જુદી માન્યતાઓને એક ધ્યેય તરફ દોરી જાય છે ધર્મ દુનિયા માટે અમૃત છે. માનવજગત માટે આશીર્વાદ-રૂપ છે, સસ્કૃતિને ઘડે છે અને જીવન ઘડવામાં સહાયરૂપ થાય છે. માનવજીવનના કોઈ પણ ક્ષેત્રમા ધર્મની પ્રબળ પ્રેરણા વિના સફ-ળતા કે સિદ્ધિ મળતી નથી આ ક્ષેત્ર રાજદ્વારી હોય કે આર્થિક હોય, સામાજિક હોય કે સાસ્કૃતિક હોય, શિક્ષણવિષયક હોય કે ધર્મવિષયક હોય બધે જ ધર્મના પ્રવેશ વિના સાચી કાર્યસિદ્ધિ દુર્લભ છે જીવનના હરકોઈ ક્ષેત્રમા ધર્મનો પ્રવેશ થાય છે, ત્યારે જ જગતમા સ્વર્ગીય આનદના ફૂવારા વછૂટે છે, જગતમા સ્વર્ગીય સગીતનુ માધુર્ય પ્રસરે છે

પરતુ દુઃખની વાત છે કે આજનો માનવી ધર્મના સાચા રહસ્યને ભૂલી ગયો છે અને ભૂલતો જાય છે એક વ્યક્તિ જીવવાની આશા રાખતી હોય, પરતુ શ્વાસોચ્છ્વાસ ન લે, તે કેવી રીતે બની શકે? આ જ રીતે જે વ્યક્તિ, સમાજ કે દુનિયા પોતાના અસ્તિત્વને સુપેરે ટકાવી રાખવાની ઇચ્છા રાખે, પોતાનુ જીવન સુખશાતિથી

આજકાલ દુનિયામાં એક નવું જ સૂત્ર બોલાવા માંડ્યું છે– ધર્મોની વિરુદ્ધમાં! એક વર્ગ એવો છે કે જે ધર્મને અને ધર્મના નામને ફૂંકી મારવા ઇચ્છે છે તે કહે છે: 'આ ધર્મે જ આખી દુનિયાનું સત્યાનાશ કાઢ્યું છે, ધર્મોએ મનવજાતને અંદરોઅંદર લડાવી મારી છે આ કારણને લીધે તેના મૂળ જ કાઢી નાખવાં જોઈએ.' ખરું જોવા જઈએ તો આ લોકોના શબ્દોમા પણ કઇંક તથ્ય છે, તે વાતનો ઇન્કાર કરી શકાય તેમ નથી પરંતુ આવા લોકો ધર્મના મૂળ સ્વરૂપને જાણતા જ નથી, ધર્મનું રહસ્ય સમજતા જ નથી એ લોકો ધાર્મિક પંથોને, સંપ્રદાયોને અને ધર્મના નામે ચાલતી નિષ્પ્રાણ ક્રિયાઓને જ ધર્મ માની બેઠા છે આ બધા પંથો અને સંપ્રદાયોમાં ચાલતા ખટરાગો, ઝઘડા અને ઇર્ષ્યાખોરી જોઈને જ તે કહેવા લાગે છે: 'મારો ગોળી આ ધર્મને!'

ધર્મ નિષ્પ્રાણ ક્રિયાઓમા નથી, વગર સમજ્યે-વિચાર્યે ભૂખ્યા-નાગા રહેવામા નથી, અમુક પ્રકારનો પોશાક ધારણ કરવામા જ ધર્મ નથી, અમુક પ્રકારના ટીલાં-ટપકાં કરવામાં જ ધર્મ નથી, ધર્મ રસોડામાં નથી, ધર્મ લાંબા લાંબા ઉપદેશોમાં પણ નથી, સ્વર્ગના નામની હૂંડી લખવામા ધર્મ નથી, સ્વર્ગનો બગીચો બતાવવામાં ધર્મ નથી, કોઈની પાછળ બળી મરવામા કે આંસુ સારવામાં ધર્મ નથી, સમજ્યા વિના શાસ્ત્રો ગોખવામાં ધર્મ નથી, છળપ્રપંચની કમાણીનું દાન કરવામા ધર્મ નથી, વિશ્વાસઘાત કરવામાં ધર્મ નથી મંદિર, મસ્જિદ, દેવળ સ્થાનક, ઉપાશ્રય, મઠ, ગુરુદ્વારા કે રામદ્વારા જેવાં સ્થળોમા જ ધર્મ નથી ધર્મ હૃદયમા છે, જીવનમા છે અને સત્કાર્યો અને સુવિચારોમાં જ છે. ધર્મ અહિંસામા છે, સત્ય આચરણમાં છે, પ્રેમમાં છે, ન્યાયમા છે, સદાચારમાં છે અને સદ્વિચારોમા છે ધર્મ પોતાની જાતને જાણવામા, ઓળખવામા અને સમજવામાં છે ધર્મ સૌના હિતમાં પોતાનુ હિત સમજવામા છે ધર્મ જવાબદારી અને કર્તવ્ય-

અને પોતાની પાસે જ વધારેમાં વધારે સંઘરવાનો પ્રયત્ન કરે છે. નથી કોઈને ઈશ્વરનો ડર કે નથી કોઈને નરકનો ભય. કોઈને સ્વર્ગનો મોહ પણ નથી સૌને કેવળ જીવનના અસ્તિત્વની જ પડી છે તમે જ કહો કે આ સંયોગોમાં માનવસમાજની શી દશા હશે? તેમનુ અસ્તિત્વ સુરક્ષિત રહી શકે ખરું? તેમનું પાલનપોષણ સારી રીતે થઈ શકે ખરું? તેમના હૃદયમાં બીજાઓ પ્રત્યે સારી કે નિસ્વાર્થ લાગણીઓ જન્મી શકે ખરી? આ લોકો પોતે સુખી થઈ શકશે કે બીજાને સુખી કરશે ખરા? આ બધા સવાલોનો જવાબ સ્પષ્ટપણે નકારમા છે. હવે તમને ધર્મનુ માહાત્મ્ય, ધર્મનો ચમત્કાર અને ધર્માવતરણનું રહસ્ય સમજાયું હશે. આ ક્ષેત્રના લોકોમા જો ધર્મ હોત, તો તેમણે નીતિનિયમો ઘડી કાઢયા હોત, તેમના પરસ્પર વ્યવહારની મર્યાદાઓ બાંધી હોત, તેમની ફરજો નક્કી કરી હોત, તેમની મનોવૃત્તિ પર નિયંત્રણ મૂકયુ હોત. આ પ્રમાણે થતા ધર્મે તેમના જીવનમા સ્વર્ગીય સૌંદર્ય ખડું કરી દીધું હોત સૌ કોઈ સહકારથી, પ્રેમથી અને સહાનુભૂતિથી રહેતું હોત સૌએ વિનિમય (Exchange) અને વિનિયોગ(Give & Take)ના સિદ્ધાતનો સ્વીકાર કર્યો હોત. કોઈ પારકી વસ્તુને પચાવી પાડવાની ભાવના જ ન સેવતું હોત. કોઈ વધારે સગ્રહ ન કરતુ હોત લગ્નજીવનની મર્યાદા હોવાને લીધે પારકાની સ્ત્રી તરફ મા–બહેનની નજરે જ જોવાનુ હોત આ રીતે તેમના સામાજિક જીવનમા સુખનો સાગર હિલોળે ચડયો હોત આ છે **धर्मो रक्षति रक्षितः** નું રહસ્ય !

એટલા માટે ધર્મનું રહસ્ય જાણી લો, તેની ઉપયોગિતાને હૃદયમા ઉતારો, તેની વ્યાવહારિક બાજુને અનુસરો. કેવળ 'ધર્મ–ધર્મ' એવી બૂમો મારવાથી ધર્મ જીવનમા નથી આવી જતો ધર્મ આચરણની વસ્તુ છે, તે પ્રદર્શનની વસ્તુ નથી તે આડંબર અને છીછરા દેખાવની જ વસ્તુ નથી.

આજકાલ દુનિયામાં એક નવું જ સૂત્ર બોલાવા માંડ્યું છે—ધર્મોની વિરુદ્ધમાં! એક વર્ગ એવો છે કે જે ધર્મને અને ધર્મના નામને ફૂંકી મારવા ઇચ્છે છે તે કહે છે: 'આ ધર્મે જ આખી દુનિયાનું સત્યાનાશ કાઢ્યું છે, ધર્મોએ માનવજાતને અંદરોઅંદર લડાવી મારી છે આ કારણને લીધે તેના મૂળ જ કાઢી નાખવાં જોઈએ.' ખરું જોવા જઈએ તો આ લોકોના શબ્દોમાં પણ કંઈક તથ્ય છે, તે વાતનો ઇન્કાર કરી શકાય તેમ નથી પરંતુ આવા લોકો ધર્મના મૂળ સ્વરૂપને જાણતા જ નથી, ધર્મનું રહસ્ય સમજતા જ નથી એ લોકો ધાર્મિક પંથોને, સંપ્રદાયોને અને ધર્મના નામે ચાલતી નિષ્પ્રાણ ક્રિયાઓને જ ધર્મ માની બેઠા છે આ બધા પંથો અને સંપ્રદાયોમાં ચાલતા ખટરાગો, ઝઘડા અને ઈર્ષ્યાઓની હોળીને જ તે કહેવા લાગે છે. 'મારો ગોળી આ ધર્મને!'

ધર્મ નિષ્પ્રાણ ક્રિયાઓમાં નથી, વન[illegible] ભૂખ્યા-નાગા રહેવામાં નથી, અમુક પ્રકારનો પોશ[illegible] જ ધર્મ નથી, અમુક પ્રકારના ટીલાં-ટપકાં કરવા[illegible] ધર્મ રસોડામાં નથી, ધર્મ લાંબા લાંબા ઉપદેશોમા[illegible] નામની હૂંડી લખવામા ધર્મ નથી, સ્વર્ગનો અ[illegible] ધર્મ નથી, કોઈની પાછળ બળી મરવામાં કે આનુ[illegible] સમજ્યા વિના શાસ્ત્રો ગોખવામાં ધર્મ નથી, [illegible] કરવામાં ધર્મ નથી, વિશ્વાસઘાત કરવામાં ધર્મ નથી દેવળ સ્થાનક, ઉપાશ્રય, મઠ, ગુરુદ્વારા કે ગમદાન [illegible] નથી ધર્મ હૃદયમાં છે, જીવનમા છે અને સત્કાર્યો[illegible] જ છે. ધર્મ અહિંસામાં છે, સત્ય આચરણમાં[illegible] ન્યાયમા છે, સદાચારમાં છે અને સદ્વિચારોમાં [illegible] જાતને જાણવામાં, ઓળખવામા અને સમજવામાં [illegible] હિતમા પોતાનું હિત સમજવામાં છે. ધર્મ [illegible]

પાલનમાં છે ધર્મ શ્રીમંતાઈ–ગરીબાઈ, નાત–જાત, સાંપ્રદાયિકતા અને પ્રાંતીયતાના ભેદોનું અભિમાન ટાળવામાં છે. ધર્મ ગરીબ લોકોને છાતી સરસા ચાંપવામાં છે ધર્મ પ્રમાણિકતાથી વ્યવહાર સાચવવામાં છે, ધર્મ ઓછામાં ઓછી વસ્તુઓથી નભાવી લેવામાં છે, ધર્મ સત્ય અને અહિંસાના પાલનમાં છે, ધર્મ બોલ્યા પ્રમાણે કરી બતાવવામાં છે ધર્મ રૂઢિઓ, અંધશ્રદ્ધાઓ, ખોટી માન્યતાઓ, ખોટા રીતરિવાજો અને ખોટા સંસ્કારોને હાંકી કાઢવામાં છે ધર્મ ગમે તેવા કપરા સંયોગોમાં પણ નીતિમત્તાનું પાલન કરવામાં છે, ધર્મ મનની નિર્મળતા, પવિત્રતા અને સ્વતંત્રતામાં છે, ધર્મ સમાજ પાસેથી ઓછામાં ઓછું લઈને વધારેમાં વધારે આપવામાં છે એક જ વાક્યમાં કહું તો ધર્મ **'અહિંસા સંજમો તવો'** છે. ધર્મ તે વિચાર, વચન કે આચરણ છે, જેનાથી જગતના સુખને આંચ આવતી નથી.

આ શબ્દોને કોઈ પણ વ્યક્તિ, સમાજ, રાષ્ટ્ર કે વર્ગ ખોટા નહીં કહે, કારણ કે આ શબ્દો જીવનની મૂળભૂત બાબતોને સ્પર્શતા છે તેના વિના જીવનમાં એક ક્ષણ પણ ચાલી શકાતું નથી હા, એક વાત જરૂર સાચી છે કે આજકાલના જુદા જુદા 'ટ્રેડ માર્ક' લાગેલા ધર્મો વિલક્ષણ જ છે અને તેમના જૂના–નવા કરતૂતો જોઈને ઘૃણા જન્મે તે સ્વાભાવિક છે આ જ ધર્મોના નામે, પંથો અને સંપ્રદાયોના નામે લોકોને જીવતા સળગાવી મૂકવામાં આવ્યા છે. આ જ ધર્મોના નામે છળકપટ, દ્વેષ, ઝઘડા, પાખંડ, વિશ્વાસઘાત, અન્યાય, અત્યાચાર અને વ્યભિચાર પણ આદરવામાં આવ્યો છે ધર્મના નામે હજારો અને લાખો માણસોને સ્વર્ગની હુંડીઓ લખીને છેતરવામાં આવ્યા છે, ધર્મના નામે અંદરોઅંદર લોહીની નદીઓ વહેવડાવવામાં આવી છે, ધર્મના નામે બાળી સ્ત્રીઓના શિયળ લૂંટીને તેમના જીવન નરકમય બનાવવામાં આવ્યા છે આવા ધર્મો પ્રત્યે ખરેખર નફરત થાય છે પરંતુ

આપણે એક હકીકત સ્પષ્ટપણે સમજી લેવી જોઈએ કે જૈન, બૌદ્ધ, વૈદિક, હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી ઇત્યાદિ વિશેષણો લગાડેલા ધર્મો અહિંસા, સત્ય ઇત્યાદિની જેમ ધર્મો નથી આ તો એક પ્રકારનો સમાજ છે, સંઘ છે, સંપ્રદાય છે કે તીર્થ છે, લેબલ છે, સાંપ્રદાયિક ટ્રેડ માર્ક છે, ધર્મનો પોષાક છે, કારણ કે ભગવાન મહાવીરે સ્પષ્ટ શબ્દોમાં અહિંસા, સંયમ અને તપને જ ધર્મનું નામ આપ્યું છે

આ કારણને લીધે આપણે ધર્મને અહિંસા, સત્ય ઇત્યાદિ સદ્‌ગુણો, સર્વનું કલ્યાણ કરી શકે તેવી વસ્તુ તરીકે ગણવો જોઈએ. બધાનું હિત કરી શકે તે વાતને જ અનુસરવી જોઈએ. તમારો જન્મ કોઈ પણ સંપ્રદાય, પંથ કે અમુક વિશેષણવાળા ધાર્મિક કુટુંબમાં ભલે થયો હોય, પરંતુ અહિંસા અને સત્ય જેવા ધર્મનું પાલન કરવાથી કંઈ જ નુકસાન થવાનું નથી, કંઈ જ પ્રત્યવાય જેવું રહેતું નથી સત્ય સત્ય જ રહે છે તેના પર આ હિંદુનું સત્ય, આ જૈનનું સત્ય કે આ મુસલમાનનું સત્ય એવા ટ્રેડ માર્ક લાગતા નથી. પોતાના પુત્ર પ્રત્યેના મુસલમાન માતાના પ્રેમમાં અને હિંદુ માતાના પ્રેમમાં કોઈ તફાવત હોય છે ખરો? તેના પર કોઈ છાપ લાગે છે કે આ પ્રેમ ઓછો છે અને આ પ્રેમ વધારે છે?

એટલા માટે તમારે આ નક્કર ધર્મના સદ્‌ગુણોનું, સ્વભાવનું અને સ્વકર્તવ્યનું પાલન કરવું જોઈએ તેને છોડવો ન જોઈએ!

કેટલાક મહાપુરુષોનું એમ કહેવું છે કે ધર્મ તો પરલોકની વસ્તુ છે અહીં અમુક ધાર્મિક ક્રિયાઓ કરશો, તો સ્વર્ગમાં તેનું અનેકગણું ફળ મળશે, કારણ કે ધર્મ આ પૃથ્વીલોકની વસ્તુ નથી પરંતુ આ એક નર્યો ભ્રમ જ છે જે ધર્મ આ લોકમાં ફાયદો નથી કરતો, આ લોકમાં સુખનો માર્ગ નથી બતાવતો, તે પરલોકમાં

શું લાભદાયી થવાનો છે? ખરું જોતા તો ધર્મ આ લોક અને પરલોક બંનેને માટે કલ્યાણકર્તા છે, સુખકર્તા છે. એટલા માટે જૈન શાસ્ત્રમા ધર્મફળનુ વર્ણન કરતાં લખ્યું છે

'ઇહલોય પરલોય હિયાએ, સુહાએ, નિસેખમ્માએ, અણુગામિયત્તાએ ભવઇ.' સાએ,

અર્થાત્ ધર્મ માનવજીવનના આ લોક અને પરલોકના હિતને માટે, સુખને માટે, કલ્યાણને માટે અને શક્તિશાળી બનાવવા માટે છે અને આ લોકમા પાળવામા આવેલો ધર્મ પરલોકમા પણ અનુગામી બને છે.

જેવી રીતે કુદરતના પદાર્થો–સૂર્ય, ચંદ્ર, પાણી, પવન અને પૃથ્વી ઇત્યાદિનો સૌ કોઈ ઉપયોગ કરી શકે છે, તેવી જ રીતે ધર્મનો પણ સૌ કોઈ ઉપયોગ કરી શકે છે તે કોઈ અમુક જ વ્યક્તિ, અમુક જ સપ્રદાય, અમુક જ સમાજ, અમુક જ પથ કે અમુક જ રાષ્ટ્રના ઇજારામા નથી. ધર્મનાં દ્વાર સૌને માટે ખુલ્લા છે. પછી ભલે તે ગમે તે દેશનો હોય, ગમે તે પોશાક પહેરનો હોય, ગમે તે જ્ઞાતિનો કે ગમે તે પ્રાતનો હોય.

ધર્મનું પાલન કે ધર્મનો જીવનમા ઉપયોગ ગમે તે સમયે અને ગમે તે સ્થળે કરી શકાય છે અને કરવો જોઈએ. કેટલાક લોકોએ ધર્મને ઉપાશ્રય, મદિર, સ્થાનક, દેવળ, મસ્જિદ, ગુરુદ્વારા કે રામદ્વારા જેવા સ્થળોએ કેદમાં પૂરી દીધો છે તેને બહારની હવા લાગવા જ દેતા નથી પરંતુ આ સૌથી મોટી ભૂલ છે કે ઉપાશ્રય ઇત્યાદિમાં હોય ત્યા સુધી ધર્મ જીવતો રહે અને તેમાંથી બહાર નીકળતા જ પોબારા ગણી જાય. દુકાનમાં ધર્મ ન હોય, ઓફિસમા ધર્મને તિજોરીમા પૂરી રાખવામા આવે, ઘરમા ધર્મને કબાટમાં મૂકી રાખવામાં આવે, જીવનના કોઈ પણ ક્ષેત્રમાથી ધર્મને બાકાત રાખવામા

આવે, રાજકીય અને સામાજિક જીવનમાંથી ધર્મને દેશવટો આપવામા આવે–આ પ્રમાણે ન જ થઈ શકે આ ધર્મની મશ્કરી છે. ધર્મ તો શ્વાસોચ્છ્વાસની જેમ ગમે તે સમયે સાથે રહેવો જોઈએ અને તેનું ગમે તે સમયે પાલન કરવું જોઈએ, આચરણ કરવું જોઈએ કોઈ માણસ આ વાત તો ન જ ચલાવી લઈ શકે કે કાંટા વાગતા હોય ત્યારે પગમાથી જોડા કાઢી નાખવા અને કાટા ન વાગતા હોય ત્યારે પગમા જોડા પહેરવા આ રીતે જીવનમા જયાં વિશ્વાસઘાત, પ્રપચ, લોભ, હિસા ઇત્યાદિના કાટા વાગવાની આશકા હોય, ત્યાં ધર્મરૂપી પગરખાં ઉતારી નાખવા અને ઉપાશ્રય જેવા સ્થળોમા જયા કાટા વાગવાની શકયતા ન હોય ત્યાં પગરખા પહેરી લેવા આ ધર્મની મજાક નથી? આ ધર્મનુ બહુરૂપીપણુ નથી? ધર્મનુ તો પ્રત્યેક સ્થળે અને પ્રત્યેક પળે પાલન કરવું જોઈએ તેમ થાય તો જ જીવન ભર્યુંભાદર્યું થઈ શકે, રાક્ષસી વૃત્તિઓનો નાશ થાય અને માણસાઈના અજવાળા પથરાય. કેટલાક લોકો આ પ્રમાણે વિચાર કરે છે અને તેમના કુટુબના યુવાનો અને બાળકોને કહે છે પણ ખરા, 'ભાઈ, હજી તારો ધર્મ પાળવાનો સમય નથી, હજી તો યુવાનીના દિવસો છે ખાઓ, પીઓ અને મોજ કરો મોટા થાઓ ત્યારે ધર્મ પાળજો' બાળકોને પણ કહેવામા આવે છે 'હજી તમારે રમવાનો સમય છે, ભણવાનો સમય છે ધર્મ તો ફાજલ સમયમા જ પાળવાનો હોય' આવા લોકોની મૂર્ખામી પર હસવુ આવે છે યુવાનીમા જીવનવ્યવહારના પ્રત્યેક ક્ષેત્રમાં, સવારથી માડીને રાત્રે સૂઈ જતા સુધીની પ્રત્યેક પ્રવૃત્તિઓમા ધર્માચરણનો ખ્યાલ ન રાખી શકાય? બાળકોની રમતગમતમા અને ભણતરમાં ધર્મનુ ધ્યાન ન રાખી શકાય? પ્રૌઢોએ વ્યાપારમા, સામાજિક વ્યવહારમા અને જીવનના અન્ય ક્ષેત્રોમા ધર્મનુ પાલન ન કરવુ જોઈએ? ભગવાન મહાવીરે તો હરકોઈ સમયે ધર્મ પાળવાની સાવધાની રાખવાનો આદેશ આપ્યો છે:

'જરા જાવ ન પીડેઇ, વાહી જાવ ન વડ્ઢઇ'
જાવિંદિયા ન હાયંતિ, તાવ ધમ્મં સમાયરે.'

'જ્યાં સુધી વૃદ્ધાવસ્થા ન ઘેરી લે, જ્યાં સુધી માદગીમાં ન સપડાઓ અને જ્યા સુધી ઇંદ્રિયો ક્ષીણ ન થઈ જાય, તેના પહેલા જ ધર્મનુ આચરણ કરી લો'

એક માણુસ બજાર તરફ દોડતો જતો હતો. તે ઉતાવળમા હતો કોઈ નીડર માણુસે તેને પૂછ્યુ 'ભાઈ! કયા જાઓ છો?' તેણે કહ્યુ 'મજૂરોને બોલાવવા' 'મજૂરોનુ વળી શુ કામ પડ્યુ?' તેણે કહ્યુ 'ઘરમા આગ લાગી છે, એટલે કૂવો ખોદાવવાનો છે. આગ હોલવવાની છે' આ મહાશયનો જવાબ સાંભળીને પેલો માણુસ હસી પડ્યો તેણે કહ્યુ 'આગ લાગ્યા પછી જ તમને કૂવો ખોદાવવાનુ સૂઝે છે? પહેલા તમારી અક્કલ કયાં ચરવા ગઈ હતી?' આ રીતે દુનિયામાંથી વિદાય થતી વખતે તે બધી જ શક્તિઓ ક્ષીણ થયા પછી જ ધર્મ પાળવાનો વિચાર કરવાનો છે! ધર્મનો તો પ્રત્યેક પળે વિચાર કરવો જોઈએ નીતિકારના શબ્દોમા

'गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत् ।'

'મૃત્યુએ આવીને ચોટલી પકડી રાખી છે, એમ માનીને જ ધર્મનુ આચરણ કરવુ જોઈએ.'

તુંગિયા નગરીમા એક આચાર્ય ચાતુર્માસ અર્થે જૈન સ્મશાનમાં થઈને પધાર્યા સ્મશાનમા ઠેર ઠેર શિલાલેખો હતા આ શિલાલેખો પર લખ્યું હતુ 'અમુક પાચ વર્ષનો થઈને મરી ગયો, અમુક ચાર વર્ષનો અને અમુક ત્રણ વર્ષનો.' આચાર્યે શ્રાવકોને સાશ્ચર્ય પૂછ્યુ 'આ બધુ કેવી રીતે? તમારે ત્યા બધા બાલ્યાવસ્થામાં જ મરી જાય છે?' શ્રાવકોએ સ્પષ્ટતા કરતા કહ્યુ 'મહારાજ,

અમારે ત્યા મરનારની ઉમર લખવામા આવતી નથી તેણે ધર્મ–ધ્યાનમા કેટલાં વર્ષ ગાળ્યા તેનો જ ઉલ્લેખ કરવામા આવે છે જે માણસ જેટલુ ધર્મ-ધ્યાન કરે છે, તેનો બધો હિસાબ ધર્મ કાર્યાલયમા લખાય છે અમે બધો સરવાળો કરીને, મરનારના નામે શિલાલેખમા કોતરીએ છીએ।' આચાર્યે આનદ પ્રદર્શિત કરતા કહ્યુ 'વાહ, ભાઈ, વાહ! આ તો ખૂબ જ પ્રેરણાદાયી વસ્તુ છે.' પ્રત્યેક માણસે આ દૃષ્ટાત પરથી એવી પ્રેરણા લેવી જોઈએ કે જિદગીના જેટલા વર્ષ લાગલાગટ ધર્માચરણ (ધર્મનો જીવનવ્યવહારમા અમલ) કર્યું હોય, તેટલી જ તેની સાચી ઉમર છે બાકીનો સમય તો નકામો ગયો છે એમ જ માનવાનુ છે

કેટલાક ધર્મો ભય અને લાલચના પાયા પર જ ટકી રહેલા છે આ વસ્તુ ગેરવાજબી છે જે ધર્મ સ્વર્ગનુ પ્રલોભન અને નરકનો ભય બતાવીને માણસને પ્રેરણા આપે છે, તે તર્કનો એક વટોળિયો આવતા જ જમીનદોસ્ત થઈ જાય છે. આ ધર્મનો પાયો અધશ્રદ્ધાની રેતી પર જ ચણાયેલો છે તેનામા સ્થાયિત્વનો અભાવ છે સ્વર્ગની લાલચ અને નરકનો ભય દૂર થતા જ તે ધર્મને અડકશે પણ નહી આજકાલના કેટલાય યુવકોની આ દશા થઈ રહી છે તેમની શ્રદ્ધા ધીરે ધીરે ડામાડોળ થતી જાય છે આમાં તેમનો એકલાનો જ દોષ નથી તેમને ધર્મનુ સ્વરૂપ સારી રીતે સમજાવવામા આવ્યુ નથી કેવળ અધશ્રદ્ધાના જોરે જ ભય અને લાલચના ટેકાથી તેમના દિલ અને દિમાગમા ધર્મને ઠાસી દેવામા આવ્યો છે આ ધર્મ કર્તવ્યપ્રેરિત કે વિવેકપ્રેરિત ન હોવાને લીધે તેમના હૃદયમાથી બહાર છટકી જાય છે આ બુદ્ધિવાદના જમાનામા ભય અને પ્રલોભન વડે ધર્મને ઠોકી બેસાડવો ન જોઈએ. સમજપૂર્વક ધર્મનુ સ્વરૂપ ગળે ઉતારવુ જોઈએ ખાસ કરીને તો પ્રત્યક્ષ આચરણ જ કરી બતાવવુ જોઈએ આ પ્રમાણે કરવામાં

આવે, તો જ ધર્મનું તત્ત્વ જીવનમાં ઊતરી શકે. બીજી વાતઃ આજના બુદ્ધિવાદી જમાનામાં વિજ્ઞાને એક પછી એક નવી શોધો આપણી સામે રજૂ કરીને દુનિયાને આશ્ચર્યચકિત કરી મૂકી છે. સમગ્ર જગતને એકબીજાની પાસે લાવી મૂકયુ છે. આવા સમયે કેવળ ધર્મ અને વિજ્ઞાનને ખોટું કહીને તેનો વિરોધ કરીએ, તો તેનો કંઈ અર્થ નથી. ધર્મમા તો પ્રત્યેક પ્રસગે માર્ગદર્શન આપવા-ની તાકાત છે. પછી તે વૈજ્ઞાનિક ક્ષેત્રને માર્ગદર્શન આપવાની શા માટે આનાકાની કરે ? વિજ્ઞાન સાથે ધર્મનો મેળ નહી બેસે, ધર્મ વિજ્ઞાનને પ્રેરણા નહી આપે, તો વિજ્ઞાન ઊલટી દિશાએ જ દોટ મૂકશે અને એક દિવસ ધર્મના માથા પર પણ ચઢી બેસશે, ધર્મને ધૂળ ચાટતો કરી મૂકશે એટલા માટે ધર્મે વિજ્ઞાનને અને જગતને પ્રેરણા આપવી જોઈએ વિજ્ઞાન નથી સહારક કે નથી તારક તેનો આધાર ઉપયોગ કરનારની બુદ્ધિ પર છે. જો ધર્મ વિજ્ઞાનીઓની બુદ્ધિને ધર્મ તરફ વાળે, જગતના કલ્યાણ તરફ દોરે, તો દુનિયા સ્વર્ગ જેવી બની જાય. મહર્ષિ વેદવ્યાસે કહ્યુ છે

धर्मे मतिर्भवतु वः सततोत्थितानाम् ।

હમેશા પ્રગતિ ઇચ્છનારા લોકો ! તમારી બુદ્ધિને ધર્મમાં જોડી દો ધર્મનું જે કાર્ય શાસ્ત્રોએ કર્યું છે, તે જ કામ વિજ્ઞાન કરશે. શાસ્ત્ર અને વિજ્ઞાન-બન્નેનું કામ પૃથક્કરણ કરવાનું છે, જગત સમક્ષ સત્યને રજૂ કરવાનુ છે. તેનાથી આપણે શા માટે ગભરાવું જોઈએ ?

કેટલાક વિચારકો કર્તવ્ય, ફરજ, ‘ડયુટી’ ઇત્યાદિ અર્થમા ધર્મને લઈ જાય છે તે કહે છે કે પોતપોતાનુ કર્તવ્ય બજાવવું તે ધર્મ છે, પોતાની ફરજ અદા કરવી તે ધર્મ છે, પોતાની ડયુટી પૂરી કરવી તે ધર્મ છે ક્ષત્રિયોનુ કર્તવ્ય રક્ષણ કરવાનુ, વૈશ્યોનું

વેપાર, બ્રાહ્મણોનુ ભણવા-ભણાવવાનું અને શૂદ્રોનું સેવા કરવાનુ છે વકીલોનું વકીલાત કરવાનું, ડૉકટરોનુ સારવાર કરવાનું, ન્યાયાધીશોનુ ન્યાય તોળવાનુ અને પ્રધાનોનું રાજ્ય ચલાવવાનું કર્તવ્ય છે. પરંતુ ધર્મનો આ અર્થ અત્યંત સંકુચિત છે કર્તવ્ય શબ્દ કરતા ધર્મ શબ્દ ઘણો વિશાળ છે કર્તવ્ય શબ્દમા ત્યાગનો સમાવેશ થતો નથી. તેમાં જેટલુ આપવાનુ છે, તેટલું લેવાનુ છે ડૉકટર દવા અને સલાહ આપે છે દર્દી કે સરકાર પાસેથી તે તેની ફી કે પગાર લે છે જો ડૉકટર પ્રમાણિકતાથી દર્દીને દવા અને સલાહ આપે અને તેના બદલામાં દર્દી પાસેથી ફી કે સરકાર પાસેથી પગાર લે, તો તેમા કંઈ વાધા-પડતું નથી આને નીતિ કહેવાય, ધર્મ ન કહેવાય. ધર્મમાં તો ઓછામા ઓછુ લઈને કે બિલકુલ લીધા વિના જ બદલામા નિસ્વાર્થ ભાવે વધારેમા વધારે આપવાનું હોય છે કર્તવ્યમાં તો ફેરફાર પણ થઈ શકે. આજે એક માણુસ વકીલ છે આવતી કાલે તે અધ્યાપકનુ કાર્ય કરી શકે છે. પરંતુ ધર્મનું સ્થાન તો દરેક સ્થળે એક સરખુ જ હોય છે. ધર્મમા ત્યાગ કરવાનો હોય છે, આચરણ કરવાનું હોય છે.

ભારતવર્ષના ઋષિઓએ ચાર પુરુષાર્થોનો ઉલ્લેખ કર્યો છે: ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચારેય પુરુષાર્થોમા મોક્ષ તો છેવટના ફળરૂપે છે ધર્મને નજર સમક્ષ રાખીને જ અર્થ અને કામની સાધના કરવાની આપણા પૂર્વજોએ સૂચના આપેલી છે તેમણે જગતને સંદેશો આપ્યો કે ધર્મથી જ, ધર્મના આચરણથી જ અર્થ અને કામ બરાબર સાધી શકાય છે ધર્મનો ત્યાગ કરીને કેવળ અર્થ અને કામનુ સેવન કરવાથી માનવજીવન જોખમમાં મુકાય છે દુ.ખમાથી છૂટવા માટે અર્થાત્ મોક્ષ મેળવવા માટે ધર્મનો આશ્રય લેવો તે જ શ્રેયસ્કર છે ધર્મ વિના દુનિયા નરક તરફ ધસડાશે

એક મહેલમા જૈન સંસ્કૃતિનો ઝગમગતો મહાપુરુષ બેઠો હતો. આગણામા નવ્વાણુ કરોડ સોનામહોરોનો ઢગલો હતો આઠ સ્ત્રીઓ

તેની સામે હાથ જોડીને ઊભી હતી. એકાએક પાચસો ચોર આવ્યા તેમનુ લક્ષ્ય કેવળ ધન મેળવવાનું જ હતુ. તેનાથી પ્રેરાઈને તે સોનામહોરોના ઢગલા તરફ જોઈ રહ્યા હતા. તેમની પાસે તાળા તોડવાની અને લોકોને નિદ્રાદેવીના ખોળામા સુવાડી દેવાની વિદ્યા હતી. પેલી આઠેય સ્ત્રીઓનું લક્ષ્ય કામવાસનાની તૃપ્તિનુ હતું તેઓ ઇચ્છતી હતી કે ધર્મના રંગમાં રંગાયેલા આ મહાન આત્મા તેમને વશ થાય અને સાંસારિક સુખોનો ઉપભોગ કરે. એક તરફ અર્થનુ જોર હતુ અને બીજી તરફ કામનુ જોર હતું પેલા મહાન ઉજજવળ આત્માને ન તો અર્થનો મોહ ફસાવી શક્યો કે ન કામના મોહે તેને ઘેરી લીધો છેવટે વિજય ધર્મનો જ થાય છે. વ્યાસના શબ્દોમાં '**યતો ધર્મસ્તતો જય**।'ની ઉક્તિ સાર્થ બને છે. આખી દુનિયા આ વિભૂતિના ગુણગાન ગાય છે. તે ધર્મનો આશ્રય શોધે છે અને છેવટે મોક્ષફળ પ્રાપ્ત કરે છે.

તમે પણ દુઃખમુક્ત થવા ઇચ્છતા હો, દુનિયા સુખી થાય એમ ઇચ્છતા હો, તો ધર્મને નસેનસમા રમતો રાખો 'અટ્ઠિ મિંજ પેમાણુરાગરત્તા.' તમારાં હાડકાંમાં અને નસોમા પ્રાણવાયુ ભરો ધર્મ તમારા કોઈ પણ કાર્યને અટકાવશે નહીં તે તમારું ખાવાપીવાનુ બંધ નહી કરે તે તો એમ જ કહે છે કે, જીવનની અન્ય કલાઓમા ધર્મકલાને અગ્રસ્થાન આપો, આગળ રાખો, તેની અવહેલના ન કરો '**સવ્વાકલા ધમ્મકલા જિણાઇ.**' બધી કલાઓમા ધર્મકલા જ સર્વશ્રેષ્ઠ છે. એટલે કોઈપણ કાર્યમાં, અર્થ, કામ અને પુરુષાર્થ વખતે પણ, ધર્મને નજર બહાર ન રાખવો જોઈએ, તેનુ વિસ્મરણ ન કરવુ જોઈએ [illegible], તેને આખની કીકીની જેમ જાળવવો જોઈએ

પરંતુ દિલગીરી સાથે કહેવુ પ[illegible] [illegible] બિચારો અર્થ અને કામના ભારથી જ દબાઈ [illegible] છે કે આજે ધર્મ [illegible] ફીકો પડી ગયો છે કોઈ તેનો ભાવ પણ [illegible] છે તેનો અવાજ [illegible] [illegible]ગી જ્યા જુઓ ત્યા

અર્થ અને કામની જ બોલબાલા છે, પૈસો, સાધન અને એશ-આરામની જ તતૂડી વાગે છે ધર્મ બિચારો પૂંઠી દબાવીને બેસી રહ્યો છે મહાભારતકાર મહાકવિ વેદવ્યાસે પણ તે જમાનામા અર્થ અને કામના બજારને ગરમ જોઈને હતાશા પ્રગટ કરતા કહ્યુ હતુ

'ऊर्ध्वबाहुर्विरौम्येष, नैव कश्चिच्छृणोति मे।
धर्मादर्थश्च कामश्च, सधर्मः किं न सेव्यताम् ॥'

'લો, હુ હાથ ઊચા કરીને કહુ છુ : મારુ કહેવુ કોઈ સાભળતુ નથી હુ કહુ છુ કે ધર્મ જ મુખ્ય વસ્તુ છે તેનાથી અર્થ અને કામની પ્રાપ્તિ થાય છે આ ધર્મનુ સેવન શા માટે નથી કરતા ?'

આજે માનવજીવનની રગભૂમિ પર, જીવનના સર્વ ક્ષેત્રોમા અર્થ અને કામ મુખ્ય સિહાસને બિરાજે છે ધર્મ તેમનો દાસ બન્યો છે જે ધર્મ જગતની સુદર વ્યવસ્થા કરવા માટે જન્મ્યો હતો, જે ધર્મ જગતનુ પાલનપોષણ અને અભિવૃદ્ધિ કરવા જન્મ્યો હતો, તેની માગ આજે ઘટી ગઈ છે. સભાઓમા, સોસાયટીઓમા, ઉદ્ઘા-ટનોમા, ભાષણોમા, સસ્થાઓમા, ઉપાશ્રયોમા, મદિરોમા, દેવળોમા, સ્થાનકોમા અને ધર્મસ્થળોમા—આ બધા સ્થળોએ થેલીવાળાને જ ઊચું આસન મળે છે, આગળ પડતુ સ્થાન મળે છે. ધર્માત્મા માટે, કેવળ ધર્મનુ જ આચરણ કરનાર માટે, આ સ્થાન નથી હોતુ આ વસ્તુનો પૂરેપૂરો વિચાર કરવો જોઈએ. આ સયોગો પર ગભીરતાથી વિચારણા કરવી જોઈએ સમાજમા ધર્મનુ આસન પડાવી લેનારી આ કુપ્રથાને ધક્કો મારીને દૂર હડસેલવી જોઈએ આ પ્રમાણે થાય તો જ ધર્મની પ્રતિષ્ઠા સુરક્ષિત રહી શકે તેમ થાય તો જ ત્યાગ અને સદાચારને મોભાભર્યું સ્થાન મળે

આજે ધર્મ વિશે મે ઘણુ ઘણુ કહ્યુ છે તમે બધા ધર્મનુ રહસ્ય જાણો, તેને ઓળખો અને તમારા જીવનને ધર્મથી અજવાળો અને ઉન્નત બનાવો, એટલી જ આશા હુ તમારી પાસેથી રાખું છુ

[૫]

# ધર્મોની આવશ્યકતા

આર્યાવર્ત ધર્મનું મૂળ કહેવાય છે ત્યાં અનાદિ કાળથી ધર્મની ગંગા લોકોના હૃદયમાં વહે છે તેણે જીવનમાં સમરસતા, સરસતા અને મધુરતાનો સંચાર કર્યો, મન અને મગજને પાવન કર્યાં ધર્મ દ્વારા જ બહિર્મુખતાનો ત્યાગ કરીને વાસનાઓના પાશથી છુટકારો મેળવીને માનવ શુદ્ધ ચિદ્રૂપ આત્મસ્વરૂપ તરફ આગળ વધ્યો ધર્મ જીવનવૃક્ષનું સુંદર પુષ્પ છે તેનાથી વિચાર, વૃત્તિ અને વર્તનમાં સુધારો થાય છે. તેના સૌંદર્યમાં અને તેની સૌરભમાં જ રાષ્ટ્રીય લોકજીવનનું સૌંદર્ય અને માધુર્ય સમાયેલાં છે ધર્મ આત્માનું આધ્યાત્મિક સંગીત છે, તેની મીઠાશભરી સ્વરલહેરો હિમાલયથી કન્યાકુમારી સુધી જ નહી, અટકથી કટક સુધી જ નહી, પરંતુ વિશ્વના બધાં રાષ્ટ્રોમાં, બધા ખંડોમાં ગુંજે છે ધર્મ આત્માને મહાત્મા અને પરમાત્મા સુધી દોરી જનાર ભોમિયો છે તેણે માનવ-જીવનના વિકાસ અને પ્રગતિની પ્રેરણા આપી છે ધર્મ વિનાના માનવસમાજની કલ્પના જ અસ્થાને છે. ધર્મ જ સમાજનું મગજ છે સમાજના જીવનમાં ધર્મનું સ્થાન શ્વાસોચ્છ્વાસ જેટલું જ મહત્ત્વ ધરાવે છે માનવસમાજની વ્યવસ્થા અને પ્રગતિ માટે ધર્મ આશીર્વાદરૂપ છે ધર્મ માનવસમાજ, રાષ્ટ્ર અને વિશ્વની બધી જ મૂંઝવણો અને ગૂંચોને ઉકેલે છે આ ધર્મની આજે લોકજીવન માટે બિલકુલ આવશ્યકતા જ નથી શું ? આપણી સામે આ એક સળગતો પ્રશ્ન છે આપણે તેના જવાબનો વિચાર કરવો જ જોઈએ.

ધર્મોનો પ્રાચીન ઇતિહાસ વાંચીને આજની અધિકાંશ બુદ્ધિવાદી

પ્રજા ધર્મને બહુ જ ખરાબ ગાળો ભાંડે છે. તે તિરસ્કારપૂર્વક કહે છે: 'જે ધર્મે આપણા રાષ્ટ્રનુ અને સમાજનુ સત્યાનાશ કઢાવ્યુ, જે ધર્મે ભાઈભાઈ વચ્ચે લોહીની નદીઓ વહેવડાવી, જે ધર્મે લાખો માણસોને મારી નાખ્યા, જે ધર્મે પોતાના યુગદર્શી મહાપુરુષોને પગ નીચે રગદોળ્યા, જે ધર્મે અસખ્ય અબળાઓને પરાધીન થવાની ફરજ પાડી, જે ધર્મે જગતમા અધશ્રદ્ધા, ખોટી માન્યતાઓ અને ખોટા રીતરિવાજોમા માનવજાતને સપડાવી, જે ધર્મે હજારો માણસોને સાઢની જેમ લડાવ્યા છે, જે ધર્મે પરિગ્રહવાદ અને ભોગવાદને ધર્મના નામે ફૂલવા-ફાલવા દીધો છે, જે ધર્મે વિશ્વાસઘાત અને અન્યાય-અત્યાચારથી મેળવેલા ધન પર પુણ્યની છાપ ચોડી, જે ધર્મના નામે અન્યાય, અત્યાચાર, છળપ્રપચ, પાખડ, વ્યભિચાર અને ગુલામી જેવા અનિષ્ટોને પોષણ આપ્યુ, જે ધર્મે માણસની માણસાઈને લૂટી લઈને દાનવતાના અવળા પથે દોરી, જે ધર્મે પડાઓ, પોપો, ઠગો અને મુલ્લાઓના વ્યાપારને ધીખતો રાખ્યો, જે ધર્મે કેવળ ઈશ્વરની ખુશામત કરવાથી પાપનુ માફીપત્ર લખી આપ્યુ, એવા ધર્મને દુનિયામા રાખી શકાય ખરો? આવા ધર્મને જગતમા સ્થાન હોઈ શકે ખરુ? ના, ના આવા ધર્મને તો વહેલામા વહેલો ખતમ કરવો જોઈએ' આ અને આવા પ્રકારના કેટલાય પ્રશ્નો ઉપસ્થિત કરીને કેટલાક ધર્મના મૂળ ઉખાડવા તૈયાર થયા છે આ લોકોને એટલી પણ ખબર નથી કે ધર્મ આ દુનિયામા શા માટે છે? ધર્મ આ દુનિયાના અનિષ્ટોમા ઉમેરો કરવા માટે જ છે? અણસમજને લીધે, ધર્મના નામે કેટલાક સ્વાર્થી લોકોની ચાલબાજીને લીધે ધર્મ આટલો બધો બદનામ થયો છે ધર્મ પોતે તો કલ્યાણ કરનારો છે, મગલમય છે, જગતમા શાતિનો સદેશો ફેલાવનારો છે ધર્મના નામે જો કોઈ હિમતવાળો દુનિયામા વિનાશક દૃશ્ય ખડુ કરતો હોય, તો તેમા ધર્મોનો શો દોષ? એક દયાળુ માણસે કેટલાક ગરીબ અને ભોળા માણસોને એક રત્ન આપ્યુ.

[૫]

# ધર્મોની આવશ્યકતા

આર્યાવર્ત ધર્મનું મૂળ કહેવાય છે. ત્યાં અનાદિ કાળથી ધર્મની ગંગા લોકોના હૃદયમાં વહે છે તેણે જીવનમાં સમરસતા, સરસતા અને મધુરતાનો સંચાર કર્યો, મન અને મગજને પાવન કર્યાં ધર્મ દ્વારા જ બહિર્મુખતાને ત્યાગ કરીને વાસનાઓના પાશથી છુટકારો મેળવીને માનવ શુદ્ધ ચિદ્રૂપ આત્મસ્વરૂપ તરફ આગળ વધ્યો ધર્મ જીવનવૃક્ષનું સુંદર પુષ્પ છે તેનાથી વિચાર, વૃત્તિ અને વર્તનમાં સુધારો થાય છે. તેના સૌંદર્યમાં અને તેની સૌરભમાં જ રાષ્ટ્રીય લોકજીવનનું સૌંદર્ય અને માધુર્ય સમાયેલાં છે ધર્મ આત્માનું આધ્યાત્મિક સંગીત છે, તેની મીઠાશભરી સ્વરલહેરો હિમાલયથી કન્યાકુમારી સુધી જ નહીં, અટકથી કટક સુધી જ નહીં, પરંતુ વિશ્વના બધાં રાષ્ટ્રોમાં, બધા ખંડોમાં ગુંજે છે ધર્મ આત્માને મહાત્મા અને પરમાત્મા સુધી દોરી જનાર ભોમિયો છે તેણે માનવ જીવનના વિકાસ અને પ્રગતિની પ્રેરણા આપી છે ધર્મ વિનાના માનવસમાજની કલ્પના જ અસ્થાને છે ધર્મ જ સમાજનું મગજ છે સમાજના જીવનમાં ધર્મનું સ્થાન શ્વાસોચ્છ્વાસ જેટલું જ મહત્ત્વ ધરાવે છે માનવસમાજની વ્યવસ્થા અને પ્રગતિ માટે ધર્મ આશીર્વાદરૂપ છે ધર્મ માનવસમાજ, રાષ્ટ્ર અને વિશ્વની બધી જ મૂંઝવણો અને ગૂંચોને ઉકેલે છે આ ધર્મની આજે લોકજીવન માટે બિલકુલ આવશ્યકતા જ નથી શું? આપણી સામે આ એક સળગતો પ્રશ્ન છે આપણે તેના જવાબનો વિચાર કરવો જ જોઈએ.

ધર્મોનો પ્રાચીન ઇતિહાસ વાંચીને આજની અધિકાંશ બુદ્ધિવાદી

પ્રજા ધર્મને બહુ જ ખરાબ ગાળો ભાંડે છે. તે તિરસ્કારપૂર્વક કહે છે: 'જે ધર્મે આપણા રાષ્ટ્રનુ અને સમાજનુ સત્યાનાશ કઢાવ્યુ, જે ધર્મે ભાઈભાઈ વચ્ચે લોહીની નદીઓ વહેવડાવી, જે ધર્મે લાખો માણસોને મારી નાખ્યા, જે ધર્મે પોતાના યુગદર્શી મહાપુરુષોને પગ નીચે રગદોળ્યા, જે ધર્મે અસખ્ય અબળાઓને પરાધીન થવાની ફરજ પાડી, જે ધર્મે જગતમા અધશ્રદ્ધા, ખોટી માન્યતાઓ અને ખોટા રીતરિવાજોમા માનવજાતને સપડાવી, જે ધર્મે હજારો માણસોને સાંઢની જેમ લડાવ્યા છે, જે ધર્મે પરિગ્રહવાદ અને ભોગવાદને ધર્મના નામે ફૂલવા-ફાલવા દીધો છે, જે ધર્મે વિશ્વાસઘાત અને અન્યાય-અત્યાચારથી મેળવેલા ધન પર પુણ્યની છાપ ચોડી, જે ધર્મના નામે અન્યાય, અત્યાચાર, છળપ્રપચ, પાખડ, વ્યભિચાર અને ગુલામી જેવાં અનિષ્ટોને પોષણ આપ્યુ, જે ધર્મે માણસની માણસાઈને લૂટી લઈને દાનવતાના અવળા પથે દોરી, જે ધર્મે પડાઓ, પોપો, ઠગો અને મુલ્લાઓના વ્યાપારને ધીખતો રાખ્યો, જે ધર્મે કેવળ ઈશ્વરની ખુશામત કરવાથી પાપનું માફીપત્ર લખી આપ્યુ, એવા ધર્મને દુનિયામા રાખી શકાય ખરો? આવા ધર્મને જગતમાં સ્થાન હોઈ શકે ખરુ? ના, ના આવા ધર્મને તો વહેલામા વહેલો ખતમ કરવો જોઈએ' આ અને આવા પ્રકારના કેટલાય પ્રશ્નો ઉપસ્થિત કરીને કેટલાક ધર્મના મૂળ ઉખાડવા તૈયાર થયા છે આ લોકોને એટલી પણ ખબર નથી કે ધર્મ આ દુનિયામા શા માટે છે? ધર્મ આ દુનિયાના અનિષ્ટોમા ઉમેરો કરવા માટે જ છે? અણસમજને લીધે, ધર્મના નામે કેટલાક સ્વાર્થી લોકોની ચાલબાજીને લીધે ધર્મ આટલો બધો બદનામ થયો છે ધર્મ પોતે તો કલ્યાણ કરનારો છે, મગલમય છે, જગતમા શાતિનો સદેશો ફેલાવનારો છે ધર્મના નામે જો કોઈ હિમતવાળો દુનિયામા વિનાશક દૃશ્ય ખડુ કરતો હોય, તો તેમાં ધર્મનો શો દોષ? એક દયાળુ માણસે કેટલાક ગરીબ અને ભોળા માણસોને એક રત્ન આપ્યુ.

અત્યાચારો, જુલ્મો અને અનિષ્ટોને દૂર કરવા માટે ધર્મોમાં અમુક પ્રકારનો સુધારો-વધારો કરી શકાય છે ધર્મોનો નાશ કરવાની વાત કોઈ પણ રીતે ગળે ઊતરતી નથી, તેમા વાજબીપણાનો સમૂળો અભાવ છે

મને અહી એક દાખલો સાભરી આવે છે:

કોઈક શહેરમા એક વેપારી રહેતો હતો તેને સાત પુત્રો હતા. આ સાતેય પુત્રો મદ બુદ્ધિના હતા એક વખત તેમના પિતાજી અસાધ્ય રોગોથી પીડાવા લાગ્યા પિતાજી ખાટલામા પડ્યા હતા તેમના પેટમાં ભયકર દુખ થતુ હતુ પુત્રોએ વિચાર કર્યો કે પિતાજીના પેટના દુખનો કઈક ઇલાજ કરવો જોઈએ પહેલા પુત્રે કહ્યુ 'નાઈને બોલાવીને માલિસ કરાવવી જોઈએ માલિસ કરાવવાથી પેટનું દર્દ ઓછુ થઈ જશે' બીજો પુત્ર બોલી ઊઠયો: 'અરે, વિરેચન આપવાથી પેટનો વિકાર ઘડીના છઠ્ઠા ભાગમા શાત થઈ જશે પેટના દર્દો માટે વિરેચન અચૂક ફાયદો કરે છે.' ત્રીજાએ તેની વાતને કાપી નાખતા જણાવ્યુ કે, 'પેટના દુખાવા માટે હિગાષ્ટક રામબાણ ઇલાજ છે' ચોથાએ કહ્યુ 'આવી બાબતોમા આપણે આપણી બુદ્ધિ ન ચલાવવી જોઈએ કોઈ સારા વૈદ્યને બોલાવીને પિતાજીને તપાસરાવવા જોઈએ ત્યાર પછી જ ઇલાજ કરવો જોઈએ' છઠ્ઠાએ તેના શબ્દોને મજાકમા ઉડાવતા કહ્યુ. 'વાહ, ભાઈ, વાહ! ડૉકટર તો પૈસા લૂટવા માટે નાના રોગને પણ મોટાનુ સ્વરૂપ આપે છે મને તો ડૉકટરમા રતિભાર પણ શ્રદ્ધા નથી મારી તો સલાહ છે કે કોઈક હોમિયોપેથિક દાકતરને બોલાવવો જોઈએ તેની દવાથી રોગ જડમૂળમાથી જાય છે' આ રીતે આ છ ભાઈઓ વચ્ચે વાદવિવાદ થયો તેમાથી વિખવાદ જન્મ્યો કોઈ પોતાની વાત જતી કરવા તૈયાર નહોતું છેવટે બધા ગાળાગાળી પર આવી ગયા મારામારીની નોબત વાગવા લાગી સાતમો છોકરો પેલા છ છોકરા

આ રત્ન માટે આ લોકો જો આપસઆપસમા માથાં ન ફોડે, તો તેનાથી તેમનુ જીવન સહેલાઇથી પસાર થઈ શકે. પરતુ આ લોકો જો મૂર્ખામી કરીને અદરોઅદર ઝઘડયા કરે તો તેમા પેલા માણસનો શો દોષ? આ જ વસ્તુ ધર્મને પણ લાગુ પડે છે. જો કોઈ મહાપુરુષે જગતની પ્રજાને ધર્મરત્ન આપી દીધુ હોય (અને તેનાથી કલ્યાણનો પ્રકાશ મળી રહે એવી અપેક્ષા પણ રાખી હોય), તેનાથી તે પ્રજા એકબીજાના માથા ફોડતી હોય, હોસાતૂસી કરતી હોય, તો તેમા પેલા મહાપુરુષનો કે ધર્મનો શો વાક? આ દોષ પ્રજાની અણસમજનો છે, કારણ કે તે ધર્મનો સદુપયોગ નથી કરતી

ધર્મોએ માણસોને મૈત્રીના પાઠ ભણાવ્યા છે અણસમજને લીધે અકારણ શત્રુતાના પાઠ ભણાવવામાં પણ કઈ બાકી રાખી નથી ધર્મના પાયા પર જગતમાં જ્યા સ્વર્ગનુ સર્જન થયુ છે, ત્યા પોતાની મૂર્ખામીને લીધે નરકની સૃષ્ટિ પણ ખડી કરી છે પ્રજાએ ધર્મનો લાભ ઉઠાવવો જોઈએ પ્રજા જો અક્કલના અભાવે મગજનુ દેવાળુ કાઢે કે બખેડો કરી મૂકે, તો તેમા ધર્મની જવાબદારી કેવી રીતે હોઈ શકે? કોઈ પણ વસ્તુનો મૂર્ખ પ્રજા જો પોતાની મૂર્ખતાને લીધે દુરુપયોગ કરતી હોય (તેનાથી પ્રજા પોતાનું ભલુ કરી શકતી હોવા છતાય), તો તે વસ્તુનો કાયમ માટે નાશ કરવો, તેમા કયુ ડહાપણ છે? ઘણાખરા રોગો પેટની ગરબડને લીધે થાય છે અને રોગનુ ખરુ કારણ મિથ્યા આહારવિહાર છે આહારથી રોગ થાય છે કે પેટના બગાડથી રોગ થાય છે આટલા જ માટે આહારને હમેશને માટે બધ કરવો જોઈએ કે પેટને જ કાપી નાખવુ જોઈએ? આ જ હકીકત ધર્મોને પણ લાગુ પડે છે? ધર્મના નામે અનિષ્ટો પોષાતા હોય, તો ધર્મોનો જ નાશ કરવો જોઈએ! ધર્મોનો નાશ થતા અનિષ્ટો કઈ દૂર ખસવાના નથી જેવી રીતે રોગમાથી બચવા માટે આહારવિહારમા સુધારો કરવાના આવે છે, તેવી રીતે ધર્મના નામે થતા ઝઘડા, અન્યાયો,

આ રત્ન માટે આ લોકો જો આપસઆપસમા માથા ન ફોડે, તો તેનાથી તેમનુ જીવન સહેલાઈથી પસાર થઈ શકે પરંતુ આ લોકો જો મૂર્ખામી કરીને અંદરોઅંદર ઝઘડયા કરે તો તેમા પેલા માણસનો શો દોષ ? આ જ વસ્તુ ધર્મને પણ લાગુ પડે છે. જો કોઈ મહાપુરુષે જગતની પ્રજાને ધર્મરત્ન આપી દીધુ હોય (અને તેનાથી કલ્યાણનો પ્રકાશ મળી રહે એવી અપેક્ષા પણ રાખી હોય), તેનાથી તે પ્રજા એકબીજાનાં માથાં ફોડતી હોય, હોસાતૂસી કરતી હોય, તો તેમાં પેલા મહાપુરુષનો કે ધર્મનો શો વાંક ? આ દોષ પ્રજાની અણસમજનો છે, કારણ કે તે ધર્મનો સદુપયોગ નથી કરતી.

ધર્મોએ માણસોને મૈત્રીના પાઠ ભણાવ્યા છે અણસમજને લીધે અકારણ શત્રુતાના પાઠ ભણાવવામાં પણ કંઈ બાકી રાખી નથી ધર્મના પાયા પર જગતમાં જ્યા સ્વર્ગનુ સર્જન થયુ છે, ત્યા પોતાની મૂર્ખામીને લીધે નરકની સૃષ્ટિ પણ ખડી કરી છે પ્રજાએ ધર્મનો લાભ ઉઠાવવો જોઈએ પ્રજા જો અક્કલના અભાવે મગજનુ દેવાળુ કાઢે કે બખેડા કરી મૂકે, તો તેમા ધર્મની જવાબદારી કેવી રીતે હોઈ શકે ? કોઈ પણ વસ્તુનો મૂર્ખ પ્રજા જો પોતાની મૂર્ખતાને લીધે દુરુપયોગ કરતી હોય (તેનાથી પ્રજા પોતાનું ભલુ કરી શકતી હોવા છતાય), તો તે વસ્તુનો કાયમ માટે નાશ કરવો, તેમાં કયુ ડહાપણ છે ? ઘણાખરા રોગો પેટની ગરબડને લીધે થાય છે અને રોગનુ ખરુ કારણ મિથ્યા આહારવિહાર છે આહારથી રોગ થાય છે કે પેટના બગાડથી રોગ થાય છે આટલા જ માટે આહારને હમેશને માટે બંધ કરવો જોઈએ કે પેટને જ કાપી નાખવુ જોઈએ ? આ જ હકીકત ધર્મોને પણ લાગુ પડે છે ? ધર્મના નામે અનિષ્ટો પોષાતા હોય, તો ધર્મોનો જ નાશ કરવો જોઈએ ! ધર્મોનો નાશ થતા અનિષ્ટો કંઈ દૂર ખસવાના નથી જેવી રીતે રોગમાથી બચવા માટે આહારવિહારમા સુધારો કરવામા આવે છે, તેવી રીતે ધર્મના નામે થતા ઝઘડા, અન્યાયો,

અત્યાચારો, જુલ્મો અને અનિષ્ટોને દૂર કરવા માટે ધર્મોમા અમુક પ્રકારનો સુધારો-વધારો કરી શકાય છે ધર્મોનો નાશ કરવાની વાત કોઈ પણ રીતે ગળે ઊતરતી નથી, તેમાં વાજબીપણાનો સમૂળો અભાવ છે

મને અહીં એક દાખલો સાભરી આવે છે:

કોઈક શહેરમા એક વેપારી રહેતો હતો તેને સાત પુત્રો હતા. આ સાતેય પુત્રો મદ બુદ્ધિના હતા એક વખત તેમના પિતાજી અસાધ્ય રોગોથી પીડાવા લાગ્યા પિતાજી ખાટલામા પડ્યા હતા તેમના પેટમા ભયકર દુ:ખ થતુ હતુ પુત્રોએ વિચાર કર્યો કે પિતાજીના પેટના દુખનો કઈક ઇલાજ કરવો જોઈએ પહેલા પુત્રે કહ્યુ 'નાઈને બોલાવીને માલિસ કરાવવી જોઈએ માલિસ કરાવવાથી પેટનુ દર્દ ઓછુ થઈ જશે' બીજો પુત્ર બોલી ઊઠ્યો 'અરે, વિરેચન આપવાથી પેટનો વિકાર ઘડીના છઠ્ઠા ભાગમા શાત થઈ જશે પેટના દર્દો માટે વિરેચન અચૂક ફાયદો કરે છે' ત્રીજાએ તેની વાતને કાપી નાખતા જણાવ્યુ કે, 'પેટના દુખાવા માટે હિગાષ્ટક રામબાણ ઇલાજ છે' ચોથાએ કહ્યુ. 'આવી બાબતોમા આપણે આપણી બુદ્ધિ ન ચલાવવી જોઈએ કોઈ સારા વૈદ્યને બોલાવીને પિતાજીને તપાસરાવવા જોઈએ ત્યાર પછી જ ઇલાજ કરવો જોઈએ' છઠ્ઠાએ તેના શબ્દોને મજાકમા ઉડાવતા કહ્યુ 'વાહ, ભાઈ, વાહ! ડૉકટર તો પૈસા લૂટવા માટે નાના રોગને પણ મોટાનુ સ્વરૂપ આપે છે મને તો ડૉકટરમા રતિભાર પણ શ્રદ્ધા નથી મારી તો સલાહ છે કે કોઈક હોમિયોપેથિક દાકતરને બોલાવવો જોઈએ તેની દવાથી રોગ જડમૂળમાથી જાય છે' આ રીતે આ છ ભાઈઓ વચ્ચે વાદવિવાદ થયો તેમાથી વિખવાદ જન્મ્યો કોઈ પોતાની વાત જતી કરવા તૈયાર નહોતુ છેવટે બધા ગાળાગાળી પર આવી ગયા. મારામારીની નોબત વાગવા લાગી સાતમો છોકરો પેલા છ છોકરા

કરતા કંઈક વધારે બુદ્ધિશાળી હતો તે એકદમ ઊભો થયો અને અંદરથી તલવાર લઈ આવ્યો તેણે મ્યાનમાંથી તલવાર બહાર કાઢતાં બધા સાંભળી શકે તેવી રીતે કહ્યું 'ભાઈઓ! આ બધા ઝઘડાનું મૂળ પિતાજી છે તે જો જીવતા રહી જાય, તો ફરીથી તેમના પેટમાં દુખાવો થાય અને આપણી વચ્ચે ફરીથી મારામારી થાય આ કારણને લીધે પિતાજીને જ વિદાય કરી દેવા જોઈએ કે જેથી ન રહે વાસ કે ન વાગે વાસળી પિતાજી જ નહીં હોય, એટલે ઝઘડાનું કારણ જ નહીં રહે '

આ કમબખ્તોએ તેમના પિતાનું શું કર્યું, તે ખબર નથી પરંતુ એક વાત તો દીવા જેવી હતી કે આ બધા પહેલી હરોળના 'અડવા' હતા. તે વસ્તુના મૂળ સુધી ગયા જ નહોતા

આજકાલના બુદ્ધિવાદી કહેવડાવનાર લોકો ધર્મની બાબતમાં આ પ્રમાણે જ કરતા હોય છે જે ધર્મે બાપની જેમ માનવજાતને ટકાવી રાખી, પોષણ આપ્યું, રક્ષણ આપ્યું. અને વૃત્તિ, વિચાર અને વર્તનમાં સુધારો કર્યો, જેણે આપણા ઉપર મહાન ઉપકારો કર્યા, તેને જ આપણે આપણી મૂર્ખામીને લીધે મારી નાખવા તૈયાર થયા છીએ ધર્મવિષયક ચર્ચાઓમાં ઊતરીને અને વિરોધી સૂર કાઢીને આપણે તેનું કાસળ કાઢવા તૈયાર થયા છીએ આ પ્રશ્નના મૂળ સુધી ગયા વિના જ આપણે કેવળ પાંદડાં તોડીને તેનો ઉકેલ લાવવા ઇચ્છીએ છીએ!

કોઈ ચોર જો દીવાલની ઓથે ભરાઈ ગયો હોય, તો આપણે દીવાલને તોડી પાડયા વિના જ ચોરને શોધી કાઢીએ છીએ આ પ્રમાણે ધર્મના ઓથા નીચે કોઈ અનિષ્ટો ફાલતા-ફૂલતા હોય, તો તેમને શોધી કાઢીને દૂર કરવા જોઈએ, નહીં કે તેનો જીવ લેવા ઉતાવળા થવું જોઈએ નાક પર માખી બેઠી હોય તો સમજુ

માણસ નાક નહીં કાપી નાખે, પરંતુ માખીને ઉડાડી મૂકશે આ જ રીતે જો ધર્મ પર અધર્મનો, પાપનો, અંધશ્રદ્ધાનો, પાખંડનો, દંભનો અને કુરિવાજોનો થેપડો બાઝી ગયો હોય, તો ડાહ્યો માણસ એવો જ નિર્ણય કરશે કે આ મેલને કાઢી નાખવો, સાફ કરી નાખવો તે ધર્મનું કાસળ કાઢી નાખવાનો પ્રયત્ન નહી જ કરે!

આજે દુનિયાના જુદા જુદા ધર્મોમા જે આંતરિક વૈમનસ્ય છે, વિખવાદ છે, ઈર્ષ્યા છે, દ્વેષ છે, તેનુ જો કારણ શોધવામા આવે તો જણાઈ આવશે કે જુદા જુદા ધર્મોએ દેશ, કાળ (સમય) અને સંયોગો જોઈને જ પોતાનો સંદેશો માનવજાતને આપેલો છે જુદા જુદા ધર્મોના આખરી ધ્યેયમાં કોઈ જ અંતર નહી દેખાય જે અંતર દેખાય છે, તે તેના આચરણની પ્રક્રિયાઓમા, નિયમોમા, ધર્મશાસ્ત્રોની ભાષાઓમાં, શૈલીમાં અને ક્રિયાકાંડમા છે દેશ, કાળ અને સંયોગોને લીધે આ પ્રમાણે હોય તે સ્વાભાવિક પણ છે! તીર્થંકરોના ઉપદેશોમા અને સંદેશાઓમા પણ જુદા જુદા દેશ, કાળ અને સંયોગો પ્રમાણે કેટલુ અંતર હોય છે? ચોવીસે ચોવીસ તીર્થંકરોએ બતાવેલા નીતિનિયમો, ધર્મક્રિયાઓ અને આચારમા કેટલુ અંતર છે! આ અંતર હોવા છતાય તીર્થંકરોના મૂળ ધ્યેયમા સહેજ પણ અંતર નથી આ રીતે ધર્મસંસ્થાપકોએ પોતપોતાના જમાનામાં, પોતાના સમયની જનતાના સંયોગો અને ક્ષેત્ર જોઈને અમુક બાબતો પર વધારે ભાર મૂકયો છે અને અમુક બાબતો પર ઓછો. આ ઉપરથી એમ નથી સમજી લેવાનુ કે તેમનો ધર્મસ્થાપનાનો ઉદ્દેશ પ્રજાનું અકલ્યાણ–અહિત કરવાનો હતો કે તે પ્રજાને અવળા રસ્તે દોરવા માગતા હતા જો આપણે મૂર્ખા લોકોની ધર્મના નામે ખેલાતી સ્વાર્થલીલા જોઈને જ ધર્મની નિંદા કરવા માડીએ, તો આપણી ગણતરી પણ પેલા સાત પુત્રોની હરોળમા જ થશે. આપણે ધર્મના મૂળ સુધી જતા નથી, આપણે સાપને પકડતા નથી, સાપના દર પર જ ધોકા મારીએ છીએ

જે લોકોમા એટલી તાકાત હોય છે કે જુદા જુદા ધર્મોને મૂળમાંથી ઉખેડી નાખે અને તેમની જગ્યાએ કોઈ ઝેરીલી વસ્તુઓને ન બેસાડે, તે લોકો જો તેમના કાર્યમાં સફળ થઈ શકે, તો તે ખરેખર શ્રદ્ધેય છે પરતુ તેમની આ વાત આકર્ષક હોવા છતાંય તદ્દન અવ્યવહારુ છે જ્યાં સુધી માણુસ પાસે હૃદય હશે, અને તે હૃદયમા સારી-ખોટી પ્રવૃત્તિઓ હશે, ત્યા સુધી તે કોઈ ને કોઈ સ્વરૂપમા ધર્મને અપનાવ્યા સિવાય નહી જ રહે ધર્મના કેટલાક બાહ્ય સ્વરૂપનો નાશ કરી શકાય ખરો પરતુ આ જૂનુ સ્વરૂપ નષ્ટ થતા જ ધર્મ આપણી સામે કોઈ ને કોઈ નવુ સ્વરૂપ ધરીને ઊભો રહેશે એક જૂના ફાટેલા વસ્ત્રનો નાશ થતા જ ધર્મ કોઈ ને કોઈ નવુ વસ્ત્ર પહેરીને આપણા હૃદયરૂપી આગણામા રમવા લાગશે. તેનો બહારનો ચોળો બદલાઈ જશે, પરતુ તે સમૂળો તો નહી જ જાય જે દેશોમા આ રીતે ધર્મનો નાશ કરવાનો પ્રયત્ન થયો છે, ત્યાં સરિયામ નિષ્ફળતા જ મળી છે 'ચર્ચ'નો નાશ કરવામા આવ્યો તેનુ સ્થાન લેનિનની કબરે પડાવી લીધુ શ્રદ્ધા અને ભક્તિનુ અસ્તિત્વ એક નહી તો બીજા સ્વરૂપે પણુ રહેવાનુ જ જ્યાસુધી આ અસ્તિત્વ હશે, ત્યા સુધી ધર્મો નિર્મૂળ થાય તે શકય જ નથી ધર્મનો નાશ કરવાનો અર્થ એ થાય છે કે માનવહૃદયોનો નાશ કરવો, માનવીને લાગણીશૂન્ય બનાવી દેવો લાગણી વિનાનો માણુસ બુદ્ધિશાળી હોવા છતાય સેતાન બની જાય છે અને બુદ્ધિ વિનાનો માણુસ લાગણીશીલ હોવા છતાંય હેવાન (પશુ) બની જાય છે. માણસે નથી બનવાનું સેતાન કે નથી બનવાનુ હેવાન માણુસે તો બનવાનુ છે ઇન્સાન ઇન્સાન બનવા માટે ધર્મની આવશ્યકતા છે જ. માણુસમા રહેલી પશુતા કે દાનવતાનો નાશ કરવાનુ કે તેને મર્યાદિત કરવાનુ કાર્ય ધર્મોનુ જ છે

એટલા માટે ધર્મોના મૂળ ઉદ્દેશને સમજીને બધા ધર્મોમા રહેલા સત્યનો સ્વીકાર કરો બધા ધર્મોમા એકરૂપતાનું નહી, એકતાનુ

નૈયાયિકોનું કહેવું છે કે કારણનો નાશ થતાં કાર્યનો પણ નાશ થાય છે. જગતનુ કારણ છે મિથ્યા જ્ઞાન. મિથ્યા જ્ઞાનરૂપ કારણનો નાશ થતા દુઃખ, જન્મ, પ્રવૃત્તિ અને દોષો જેવા કાર્યોનો પણ નાશ થાય છે તત્ત્વજ્ઞાન જ દુ:ખનો નાશ કરીને મોક્ષ મેળવી આપે છે

સાખ્યજ્ઞાન કહે છે: જ્યાંસુધી પ્રકૃતિ અને પુરુષનું વિવેક-જ્ઞાન નથી થતુ ત્યાંસુધી મુક્તિ મળી શકતી નથી. જ્યારે પ્રકૃતિ અને પુરુષ વચ્ચેના ભેદનું જ્ઞાન થાય છે, જ્યારે પુરુષ પોતાની જાતને નિ:સગ, નિર્લેપ અને નિરાળી માનવા માડે છે અને પ્રકૃતિને અસગ માને છે, ત્યારે વિવેકનો પ્રાદુર્ભાવ થાય છે અને મોક્ષનું કારણ આ વિવેક જ છે.

વૈશેષિકશાસ્ત્ર કહે છે ઇચ્છા અને દ્વેષ જ ધર્મ, અધર્મ અને સુખદુઃખનુ કારણ છે તત્ત્વજ્ઞાની ઇચ્છા અને દ્વેષથી પર હોય છે. આ કારણને લીધે જ તે સુખદુ:ખ અનુભવતો નથી તે ભાવી કર્મોનો નિરોધ કરે છે અને પહેલાના કર્મોને જ્ઞાનાગ્નિથી બાળી મૂકીને મોક્ષ પ્રાપ્ત કરે છે આ કારણને લીધે તત્ત્વજ્ઞાન જ મોક્ષનુ મુખ્ય કારણ છે.

બૌદ્ધ શાસ્ત્રો કહે છે અવિદ્યા બધનમા નાખે છે અને વિદ્યાથી મોક્ષ મળે છે અવિદ્યાથી જીવનના ચક્રો મોટા થતા જાય છે અવિદ્યાનો નાશ કરવાથી અને સસ્કારોને ધીરે ધીરે નિર્મૂળ કરવાથી જ મોક્ષ કે નિર્વાણ મળે છે

આ રીતે ન્યાય, સાખ્ય, વેદાત, વૈશેષિક અને બૌદ્ધ શાસ્ત્રો કેવળ જ્ઞાનથી જ મોક્ષ મળે છે, તે વાતનો સ્વીકાર કરે છે. મોક્ષ મેળવવા માટે કર્મને ઝાઝુ મહત્ત્વ આપવામા આવતુ નથી. મીમાસાદિ શાસ્ત્રોમા ક્રિયાકાડ પર જ વધારે ભાર મૂકેલો છે તે કહે છે

[ ૬ ]

# આચાર અને વિચાર

**આ**ર્યોનો આધ્યાત્મિક પ્રેમ જગપ્રસિદ્ધ છે દુનિયાનો કોઈ પણ દેશ આધ્યાત્મિક વિકાસની બાબતમા આજસુધી આર્યાવર્તની બરાબરી કરી શક્યો નથી. આર્યાવર્તના તત્ત્વજ્ઞાનીઓએ આત્મ-તત્ત્વનાં ગૂઢ રહસ્યોને ઉકેલવાનો અથાગ પ્રયત્ન કર્યો અને તેમા તેમને પૂરેપૂરી સફળતા પણ મળી.

ભારતીય તત્ત્વચિંતકોના વિચારનુ મુખ્ય કેન્દ્રબિંદુ છે આત્મ-વિકાસ તે જુદી જુદી પદ્ધતિઓનો આશ્રય લઈને તેના પ્રત્યેક પાસાનો વિચાર કરીને છેવટે આત્મવિકાસની ધરી સુધી પહોંચી જતા હતા. જો કોઈ વિચારથી આત્મવિકાસ નહી થાય એમ જણાતુ, તો તે વિચારને ત્યાં જ પડતો મૂકવામા આવતો આત્મવિકાસનો અર્થ છે જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યનો વિકાસ કરવો, આચાર અને વિચારનો વિકાસ કરવો, પરિણામનો વિકાસ કરવો, આત્માના ગુણોમા ઉમેરણ કરવુ અને જ્ઞાન ને કર્મનો વિકાસ કરવો જ્યાંસુધી આ બધી વસ્તુઓનો વિકાસ યોગ્ય પ્રમાણમા નથી થતો, ત્યાસુધી આધ્યાત્મિક પરિવર્તન પણ નથી થતું

ભારતના દર્શનશાસ્ત્રોમાંથી કેટલાક દર્શનશાસ્ત્રો કેવળ જ્ઞાન-ને જ મહત્ત્વ આપે છે અને કેટલાંક કર્મને કેટલાક શાસ્ત્રકારો કહે છે '**ऋते ज्ञानान्नमुक्ति ।**' અર્થાત્ જ્ઞાન વિના મુક્તિ–આધ્યાત્મિક પ્રગતિ–નથી ત્યારે કેટલાક શાસ્ત્રો કર્મથી જ મોક્ષ મળે છે એમ પ્રતિપાદન કરે છે તેમનું કહેવુ છે '**ज्ञान भार. क्रियां विना ।**' ક્રિયા વિનાનું જ્ઞાન ભારરૂપ છે.

નૈયાયિકોનું કહેવું છે કે કારણનો નાશ થતાં કાર્યનો પણ નાશ થાય છે. જગતનું કારણ છે મિથ્યા જ્ઞાન. મિથ્યા જ્ઞાનરૂપ કારણનો નાશ થતા દુખ, જન્મ, પ્રવૃત્તિ અને દોષો જેવા કાર્યોનો પણ નાશ થાય છે તત્ત્વજ્ઞાન જ દુખનો નાશ કરીને મોક્ષ મેળવી આપે છે

સાખ્યજ્ઞાન કહે છે: જ્યાંસુધી પ્રકૃતિ અને પુરુષનું વિવેક-જ્ઞાન નથી થતુ ત્યાંસુધી મુક્તિ મળી શકતી નથી જ્યારે પ્રકૃતિ અને પુરુષ વચ્ચેના ભેદનું જ્ઞાન થાય છે, જ્યારે પુરુષ પોતાની જાતને નિઃસગ, નિર્લેપ અને નિરાળી માનવા માડે છે અને પ્રકૃતિને અસગ માને છે, ત્યારે વિવેકનો પ્રાદુર્ભાવ થાય છે અને મોક્ષનું કારણ આ વિવેક જ છે

વૈશેષિકશાસ્ત્ર કહે છે ઇચ્છા અને દ્વેષ જ ધર્મ, અધર્મ અને સુખદુઃખનુ કારણ છે તત્ત્વજ્ઞાની ઇચ્છા અને દ્વેષથી પર હોય છે. આ કારણને લીધે જ તે સુખદુ ખ અનુભવતો નથી તે ભાવી કર્મોનો નિરોધ કરે છે અને પહેલાનાં કર્મોને જ્ઞાનાગ્નિથી બાળી મૂકીને મોક્ષ પ્રાપ્ત કરે છે. આ કારણને લીધે તત્ત્વજ્ઞાન જ મોક્ષનું મુખ્ય કારણ છે.

બૌદ્ધ શાસ્ત્રો કહે છે અવિદ્યા બધનમા નાખે છે અને વિદ્યાથી મોક્ષ મળે છે અવિદ્યાથી જીવનના ચક્રો મોટા થતા જાય છે અવિ-દ્યાનો નાશ કરવાથી અને સસ્કારોને ધીરે ધીરે નિર્મૂળ કરવાથી જ મોક્ષ કે નિર્વાણ મળે છે

આ રીતે ન્યાય, સાખ્ય, વેદાંત, વૈશેષિક અને બૌદ્ધ શાસ્ત્રો કેવળ જ્ઞાનથી જ મોક્ષ મળે છે, તે વાતનો સ્વીકાર કરે છે મોક્ષ મેળવવા માટે કર્મને ઝાઝુ મહત્ત્વ આપવામા આવતુ નથી મીમાસાદિ શાસ્ત્રોમા ક્રિયાકાંડ પર જ વધારે ભાર મૂકેલો છે. તે કહે છે

કે જ્ઞાનથી મોક્ષ નથી મળતો; પરંતુ આચારથી, જપથી, તપથી અને ક્રિયાકાંડથી મોક્ષ મળે છે આ કારણને લીધે ક્રિયાકાંડમાં જ રચ્યાપચ્યા રહેવું જોઈએ.

આપણે જાણીએ છીએ ખાંડ મીઠી હોય છે. પરંતુ જ્યાસુધી ખાંડને મોમા મૂકતા નથી ત્યાસુધી તેની મીઠાશનો, માધુર્યનો આનંદ માણી શકાતો નથી જો કોઈ માણસને ખબર ન હોય કે સાકરના ગાંગડામા મીઠાશ હોય છે, તોપણ મોમા ગાગડો મૂકતા જ તેની મીઠાશની ખબર પડે છે, તેની મીઠાશનું જ્ઞાન થાય છે જ્ઞાન વિના પણ તેને ખાંડ એટલી જ મીઠી લાગે છે, જેટલી તેની મીઠાશના ખાસ જાણકારને આ જ હકીકત કર્મને પણ લાગુ પડે છે. આપણે તેના વિશે પૂરેપૂરુ ન જાણતા હોઈએ, તો પણ જેમ જેમ તેનું આચરણ કરતા જઈએ છીએ, તેમ તેમ તેનુ જ્ઞાન થવા માડે છે અને જીવનમા પવિત્રતા અને નિર્દોષતાનો સ્રોત વહેવા માંડે છે જ્ઞાનનો ભાવ કે અલ્પભાવ દૂર થઈ જાય છે. પરતુ જો કોઈ કર્મ વિશે જ્ઞાન હોવા છતાય તેનું આચરણ ન કરીએ, તો જીવનમા પવિત્રતા આવી શકતી નથી. આ કારણને લીધે કેવળ જાણવુ એટલું જ મુખ્ય નથી, જેટલુ કે તેને આચારમા મૂકવું. સ્મૃતિકારે પણ આચારને મહત્ત્વ આપતાં કહ્યું છે

**आचारः प्रथमो धर्मः आचारः परमं तपः ।**
**आचारः परम ज्ञानमाचारात् किं न सिद्धयति ॥**

'આચાર જ પરમ (મોટો) ધર્મ છે, આચાર જ પરમ તપ છે, આચાર જ પરમ જ્ઞાન છે, જ્ઞાનનો સ્રોત છે. આ આચારથી શું સિદ્ધ થતુ નથી? અર્થાત આચારથી માનવજીવનમા બધી જ સફળતા મળી શકે છે.'

હુ તમને કહેતા હતા કે કેટલાક શાસ્ત્રો જ્ઞાનને વધારે મહત્ત્વ આપે છે અને વિચાર પર ભાર મૂકે છે જ્યારે કેટલાક શાસ્ત્રો ક્રિયાને વધારે મહત્ત્વ આપે છે અને આચાર પર ભાર મૂકે છે પરંતુ જૈન શાસ્ત્ર આ બનેનો સમન્વય સાધીને બને વચ્ચે સમતુલા જાળવે છે તેમા કેવળ કર્મને જ મહત્ત્વ આપવામા આવ્યુ નથી અને કેવળ જ્ઞાનને પણ મહત્ત્વ આપવામાં આવ્યુ નથી. જૈન શાસ્ત્રોએ સ્પષ્ટપણે જાહેર કર્યુ છે કે જ્ઞાન વિનાનુ કર્મ ખોટલુ છે, નિર્જીવ છે, આધળુ છે. વિચાર વિનાનો કેવળ આચાર ભવાટવીનુ કારણ બને છે તેનાથી ઊલટુ આચર વિનાનુ કેવળ જ્ઞાન કે વિચાર પગુ (લગડુ) છે, ગતિહીન છે, આધ્યાત્મિક પ્રગતિને અવરોધે છે. જ્યાસુધી જ્ઞાન અને કર્મ જુદા જુદા હોય છે, વિચાર અને આચાર જુદા જુદા હોય છે, ત્યા-સુધી અપૂર્ણ છે આ બનેનો સમન્વય થાય છે, ત્યારે જ તે પૂર્ણ બને છે. પૂર્ણતા પ્રાપ્ત થયા પછી જીવનમા ચમકારો થાય છે, જીવન પ્રકાશી ઊઠે છે જીવનને પ્રકાશવત બનાવવા માટે સાચા વિચારોની સાથે સારા આચારોની પણ આવશ્યકતા છે વિચારોની સાથે આચારનો સુમેળ સધાય છે, ત્યારે જ જીવનમા પ્રગતિ થાય છે, અમરત્વનુ સિહાસન મેળવે છે

અનત આકાશમા ઉડ્ડયન કરવા માટે પખીને સ્વસ્થ અને ભાંગ્યાતૂટ્યા વિનાની બે પાખો હોવી જ જોઈએ તેવી જ રીતે સાધકને પણ સાધનાના આકાશમા આધ્યાત્મિક ઉડ્ડયન કરવાં માટે જ્ઞાન અને કર્મ અથવા આચાર અને વિચારની સ્વસ્થ અને ભાગ્યાતૂટ્યા વિનાની પાખો આવશ્યક અને અનિવાર્ય છે જો પખીની એક પાખ સાજી-સારી હોય અને બીજી પાખ સડી ગયેલી હોય કે કપાઈ ગયેલી હોય, તો તે અનત આકાશમા ઉડ્ડયન કરી શકતુ નથી તે પખી ઊડવા માટે ગમે તેટલાં ફાફા મારે તોપણ સફળ થઈ શકતું નથી તેની બન્ને પાખો સશક્ત, સ્વસ્થ અને અતૂટ

હશે, તો જ તે સફળ થઈ શકશે. બરાબર આ જ રીતે જો સાધકના જીવનમા વિચાર અને આચારની બન્ને પાંખો મજબૂત અને અતૂટ હશે, તો જ તે સફળતા મેળવી શકશે.

વીજળીના બે તાર હોય છે–એક નૅગેટિવ અને બીજો પૅાઝિટિવ. જ્યાસુધી આ બે તાર જુદા જુદા હોય છે, ત્યાંસુધી આપણા ઓરડામા પ્રકાશના કિરણો વેરાતા નથી, પખો આપણને હવા આપી શકતો નથી, રેડિયો પર રાગ–રાગિણીઓના સૂર રેલાતા નથી, હીટર પાણી ગરમ કરી શકતુ નથી તમે ગમે તેટલી વખત બટન દબાવશો, તોપણ તે વ્યર્થ જશે પરતુ જો આ બે તાર મેળવેલા હોય છે, તો બટન દબાવતાં જ પ્રકાશ હાસ્ય પાથરશે, પખો નૃત્ય કરશે, રેડિયો મધુર સ્વર્ગીય સગીત સભળાવશે અને હીટર પાણી ઉકાળશે. સાધકનુ જીવન પણ આવુ જ હોય છે. જો તેના જીવનમા આચાર અને વિચારના બન્ને તાર ન હોય, તો આધ્યાત્મિક પ્રકાશ ફેલાતો નથી, પ્રગતિની હવા મળી શકતી નથી, જગતના આધ્યાત્મિક સગીતની સુરાવલી સાંભળી શકાતી નથી, સાધનામા ગરમી આવી શકતી નથી

વૈજ્ઞાનિક માને છે કે ઑક્સિજન અને હાઇડ્રોજનના સયોગોથી જલતત્ત્વ તૈયાર થાય છે. આ બેનો સયોગ ન થાય, તો પાણી તૈયાર થઈ શકતું નથી પાણી વિના પ્રાણીની કેવી દશા થાય છે, તે તમે સારી રીતે કલ્પી શકો તેમ છો આ રીતે વિચાર અને આચાર આ બન્નેના સયોગથી જ જીવનરૂપી જલ તૈયાર થઈ શકે છે આ બન્નેનો સયોગ ન થાય, તો જીવનની સાધનામા સજીવતા પ્રવેશી શકતી નથી આવુ જીવન એક રીતે જોવા જતા આધ્યાત્મિક મૃત્યુ જ પામે છે

ડૉકટરો કહે છે આપણા શરીરમા મુખ્યત્વે બે જાતની

શક્તિઓ છે એક મસ્કયુલર સ્ટ્રેન્ગ્થ અને બીજી નર્વસ સ્ટ્રેન્ગ્થ. આપણી ભાષામા આ બન્નેને આપણે શારીરિક શક્તિ અને સ્નાયુવિષયક શક્તિ કહી શકીએ. આ બે શક્તિઓ જ્યારે પૂર્વરૂપે સરખા પ્રમાણમા હોય છે, ત્યારે આપણુ શરીર સ્વસ્થ અને મસ્ત રહે છે શરીરને સ્વસ્થ અને આનદિત રાખવા માટે આ બે શકિતઓ જરૂરી છે તેવી જ રીતે આત્માની સ્વસ્થતા અને મસ્તી માટે પણ જ્ઞાન અને કર્મ અર્થાત્ વિચાર અને આચારરૂપી બે શક્તિઓ જરૂરી છે. બન્ને શક્તિઓનો સરખી રીતે વિકાસ થાય, ત્યારે જ આપણો આત્મા સ્વસ્થ અને મસ્ત રહી શકે છે બેમાંથી એકાદનીય ઉપેક્ષા કરીને જો આપણે જીવન ઘડવાની આશા રાખીએ કે ઉજ્જવળ વ્યક્તિત્વ ઘડવાની આશા રાખીએ, તો તે આકાશકુસુમ જેવી અસંભવ છે

જીવનના આ રહસ્યનુ, ઉદ્ઘાટન કરતા મહાકવિ જયશકર પ્રસાદે ‘કામાયની’ના રહસ્ય સર્ગમા યોગ્ય જ કહ્યુ છે

**‘જ્ઞાન દૂર કુછ ક્રિયા ભિન્ન હૈ, ઇચ્છા ક્યોં હો પૂરી મનકી,**
**એક દૂસરે સે મિલ ન સકે, યહ વિડમ્બના હૈ જીવનકી.’**

તમે જોયુ તો હશે જ કે ઘડિયાળમા બે કાટા હોય છે એક કાટો સાઠ મિનિટ પછી આગળ સરકે છે અને બીજો કાટો પ્રત્યેક સેકડે આગળ વધે છે અને સાઠ મિનિટમા બધા આકડા વટાવીને ચક્કર પૂરુ કરે છે આ બે કાટા વ્યવસ્થિત રીતે ચાલે તો જ ઘડિયાળ સાચો સમય બતાવી શકે બેમાથી એક કાટો ન હોય કે બરાબર રીતે ચાલતો ન હોય, તો ઘડિયાળ સાચો સમય નહી બતાવી શકે. પછી તો ઘડિયાળ માદી પડશે અને તેને ઘડિયાળીને ત્યા સમરાવવા માટે લઈ જવી પડશે બરાબર આ જ રીતે જો આપણા જીવનમા વિચાર અને આચારના બે કાટા સારી રીતે ન ચાલે કે બેમાથી એકાદ કાટો બગડી જાય, તો આપણા જીવનની ઘડિયાળ આગળ વધતી

અટકી જાય આપણે આત્મશુદ્ધિ કે તપશ્ચર્યા કરીને જીવનની ઘડિયાળની પણ સાન્વાર કરવી પડશે.

આજે હું જોઉં છું કે આપણા સામાજિક જીવનમાં ખૂબ જ અવ્યવસ્થા ફેલાયેલી છે એક બાજુ કેળવણી ફૂદકે ને ભૂસકે વધતી જાય છે, પુસ્તકોના ભારથી યુવક કચડાતો જાય છે, તેના વિચારો એટલા બધા આગળ વધી ગયા છે કે સમાજ આ વિચારોને સમજી–સ્પર્શી શકતો નથી બીજી બાજુ તેના આચારમા વિલાસિતા, ભોગવાદ, ફેશન અને ખાનપાનમા જ જીવનનુ સાચુ સુખ છે એવી માન્યતા પ્રસરેલી છે, એશઆરામની વાસળી વગાડવામા જ આપણા યુવાનો જીવનનો આનદ સમજી બેઠા છે આ રીતે જૂના વિચારોના જે વૃદ્ધો અને પ્રૌઢો છે, તે પોતાના જુનવાણી વિચારો અને અંધશ્રદ્ધાને વળગીને બેઠા છે આચારના ક્ષેત્રમા આ લોકો ખૂબ જ પછાત પડી ગયેલા છે પ્રતિક્રમણ કરતી વેળાએ તે વ્યાપારના ક્ષેત્રમા થયેલી ભૂલો અને દોષોનુ ઉચ્ચારણ કરીને '**મિચ્છામિ દુક્કડ**' આપશે, પરંતુ તે જીવનમા નહી જ ઊતરે ધર્મસ્થાનમાથી બહાર નીકળ્યા પછી જીવનના મેદાનમા તેમની ચાલ પહેલા હતી તેવી જ રહેવાની આ કારણને લીધે યુવાનોની શ્રદ્ધા પણ આચાર પરથી ધીરેધીરે સરકતી જાય છે ભારતના લોકજીવનમા વિચાર અને આચારની અલગતાની જાણે એક ભરતી જ ચડી છે કેટલાક લોકોમા વિચાર વિનાના આચારની બોલબાલા છે જ્યારે કેટલાક લોકો આચાર વિનાના વિચારને પકડીને બેઠા છે. સમાજમા બંનેનુ સામજસ્ય જ દેખાતું નથી, સહઅસ્તિત્વ જ નજરે પડતુ નથી આ કારણને લીધે આપણુ આધ્યાત્મિક જીવન પણ સૂકા વેરાન જેવું બની રહ્યુ છે મરુભૂમિની મૃગમરીચિકાની જેમ અધ્યાત્મનો આડબર તો જરૂર જોવા મળશે, પરતુ નજદીક જતા કે સપર્ક સાધતા આધ્યાત્મિકતા નામની કોઈ વસ્તુ શોધતાય નહીં જડે

અદ્વૈતવાદના એક ધુરંધર વિદ્વાન ભારતમા ફરતા હતા અદ્વૈતવાદનું ખૂબખૂબ અધ્યયન કર્યું હતુ પરતુ આ અધ્યયન તેમણે પચાવ્યુ નહોતુ એક વખત ફરતાફરતા તે એક ભક્તના ઘેર જઈ પહોચ્યા. ઠડી તો એટલી બધી પડતી હતી કે ન પૂછો વાત ભક્તે પૂછ્યુ. ‘સ્નાન કરવા માટે પાણી લાવુ, મહારાજ?’ વેદાતજીએ કહ્યુ. ‘તમે લોકો કઈ સમજતા જ નથી જ્યા જ્ઞાનગગા વહેતી હોય, ત્યા સ્નાન કરવાની શી જરૂર?’ સેવક પણ કાચો નહોતો તેણે પણ વેદાતીની પરીક્ષા કરવાનુ નક્કી કર્યું તેણે ઘેર જઈને તેની પત્નીને સ્વાદિષ્ટ ભજિયા બનાવવાનુ કહ્યુ. વેદાતીજીને તે ઘેર તેડી ગયો ખૂબ માન પાન આપીને તેમને જમાડ્યા ભોજન પત્યા પછી સેવકે તેમને આરામ કરવા માટે એક ખડમાં મોકલી આપ્યા વેદાતીજી અદર જઈને સૂઈ ગયા સેવકે લાગ જોઈને બારણુ બધ કરીને બહારની સાકળ વાસી દીધી હવે શુ બાકી રહ્યુ? વેદાતીજીએ ગરમાગરમ ભજિયા ધરાઈને ખાધા હતા તેમણે ખરેખરી તરસ લાગી આજુ-બાજુ નજર કરી જોઈ, પરતુ સેવકે પાણી મૂક્યું જ નહોતુ વેદાતીજીએ ઊભા થઈને બારણા ખખડાવ્યા સેવક તરફથી કોઈ જવાબ ન મળતા તેમણે બૂમ પાડીને કહ્યુ ‘અરે ભાઈ, મને તરસ લાગી છે’ સેવકે કહ્યુ: ‘મહારાજ, જ્ઞાનગગા વહી રહી છે તેમાથી એક લોટો પાણી ભરીને તરસ છિપાવો!’ વેદાતીજી સમજી ગયા તેમણે મનોમન જ વિચાર કર્યો કે શેરને માથે સવાશેર મળે છે ખરા તેમણે શરમાઈને સેવકની માફી માગી સેવકે બારણા ઉઘાડ્યા અને પાણી આપીને તરસ છિપાવી

આ જ રીતે કેવળ જ્ઞાનવાદમા જ અભિરુચિ કરનારા લોકોની સંખ્યા દુનિયામા, ખાસ કરીને ભારતવર્ષમા અનેકગણી થઈ ગઈ છે. તેનાથી સમાજમા વિચારોની પ્રગતિ અટકી ગઈ છે, જડતા અને બિનજવાબદારીના મૂળ ઊડા ગયા છે અને આચારનો તો જાણે દુષ્કાળ જ પડ્યો છે!

આજે આપણે આપણી દયાજનક સ્થિતિ પર વિચાર કરવો જ જોઈએ—આપણે અને આપણો દેશ આટલો બધો પાછળ શા માટે છીએ? બીજા દેશો આધ્યાત્મિકતાનો દાવો કરતા નથી. આમ હોવા છતાંય સચ્ચાઈ અને નૈતિકતામા તે આટલા બધા આગળ કેમ છે? તેનુ કારણ એક જ છે—આ દેશોમા વિચાર અને આચારનો મેળ છે, સામંજસ્ય છે, સમન્વય છે શબ્દ અને કાર્ય વચ્ચેનો સુમેળ જ જીવનને ઊંચે દોરી જાય છે અહી હાજર રહેલા વિદ્યાર્થીઓને મારે એક પ્રશ્ન પૂછવાનો છે 'રામ જાય છે.' આ વાકચમા કર્તા કોણ છે અને ક્રિયાપદ કયું છે? જવાબ તદ્દન સાદો છે 'રામ' કર્તા છે અને 'જાય છે' ક્રિયાપદ છે જો કેવળ કર્તા જ હોય અને ક્રિયાપદ ન હોય, તો વાકય બની શકે ખરુ? ના, વાકચને પૂરુ કરવા માટે કર્તાની સાથે ક્રિયાપદની આવશ્યકતા છે જ જો કર્તા હોય અને ક્રિયાપદ ન હોય અથવા ક્રિયાપદ હોય અને કર્તા ન હોય, તો વાકય પૂરુ બની શકતું નથી અને પેલા શબ્દોનો ખાસ અર્થ પણ નીકળી શકતો નથી જીવન પણ એક વાકય જ છે અને આ વાકચ જયારે આપણે જ્ઞાનનો ક્રિયાત્મક પ્રયોગ કરીશુ, જાણીને તે પ્રમાણે આચરણ કરીશુ, ત્યારે જ પૂરું થશે

અહી મને વડોદરાનો એક પ્રસગ સાભરે છે. સર સયાજીરાવના પ્રમુખપદે એક વિરાટ સંમેલન ભરવામા આવ્યુ હતુ આ સમેલનમા અહિંસા પર ભાષણો થવાના હતા મદ્રાસ તરફના એક વક્તાનુ ભાષણ એટલુ બધુ સચોટ અને જોરદાર હતું કે લોકો મત્રમુગ્ધ થઈને એકધ્યાનથી સાભળી રહ્યા હતા તેમને તાળીઓના ગડગડાટથી વારવાર વધાવી લેવામા આવતા હતા વક્તાનું આખુ શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયુ. તેમણે રૂમાલ બહાર કાઢવા માટે ખીસામા હાથ નાખ્યો પરતુ તે બોલવામા એટલા બધા તન્મય થઈ ગયા હતા કે રૂમાલ કાઢતી વખતે તેમના ખીસામાથી અજાણપણે બે ઇડા પણ

બહાર નીકળી પડયા. શ્રોતાઓ તો આશ્ચર્યથી જોઈ જ રહ્યા તેમણે કહ્યુ: ‘અહિંસા પર આટલુ ગભીર વિવેચન કરનાર માણસ ઇડા ખાય ખરો?’ સર સયાજીરાવે પોતાના પ્રમુખ તરીકેના ભાષણમા કહ્યુ ‘આવા માણસોએ જ આપણા દેશનુ સત્યાનાશ કાઢયુ છે આવા લોકો વાતો મોટીમોટી કરે છે અને આચરણમા કંઈ જ મૂકતા નથી જેના જીવનમા વિચારની સાથે આચાર નથી, તે ખોટા બડેખા જ છે.’

જ્ઞાનને આચારમા મૂકવાતુ આવશ્યક જ નહી, અનિવાર્ય પણ છે એક સાધકે ભારતીય સસ્કૃતિના વિચારકને એક પ્રશ્ન પૂછ્યો· ‘ભગવન્, જ્ઞાનનું ફળ શું છે?’ પેલા વિચારકે આ પ્રશ્નનો જવાબ આપતા કહ્યુ ‘**ज्ञानस्य फलं विरति।**’ જ્ઞાનનુ ફળ ખરાબ કાર્યથી નિવૃત્ત થવું તે છે. ધર્મદાસગણિએ ‘ઉપદેશમાલા ’માં લખ્યુ છે— એક ગધેડો છે. તેની પીઠ પર અસલ સુખડ લાદવામા આવે. આ સુખડમા મહેક હોય, સૌંદર્ય હોય અને શીતળતા પણ હોય પરતુ ગધેડાને તેનાથી આનંદ ન જ થાય આ સુખડ તેના માટે ભારરૂપ જ છે. આ જ રીતે જે સાધક જ્ઞાનવાળો હોય, છતાય તે પ્રમાણે આચરણ ન કરતો હોય, તો આ જ્ઞાન તેના માટે ભારરૂપ છે, નિરુપયોગી છે, કંઈ કામનુ નથી આ રહી તે પંક્તિઓ .

‘જહા ખરો ચંદણ ભારવાહી,
ભારસ્સ ભાગી ન હુ ચંદણસ્સ;
એવં ખુ–નાણી ચરણેણ હીણો,
નાણસ્સ ભાગી ન હુ સુગ્ગઈએ.’

[ઉપદેશમાલા]

ભગવાન બુદ્ધે એક રૂપક કહ્યુ જેવી રીતે ગાયો ચરાવનારો ગોવાળ બીજાની ગાયો ચરાવે છે, બીજાની ગાયો ગણી શકે છે;

પરંતુ તેનો માલિક બની શકતો નથી, તેનું દૂધ પણ પી શકતો નથી, તેવી જ રીતે જે કેવળ જ્ઞાન જ વધાર્યે જાય છે, તે તેના આચાર કે અનુભવનો અધિષ્ઠાતા (માલિક) બની શકતો નથી. તે ચોપડીઓના પાના જ ગણી શકે છે કે મગજમા તેનું જ્ઞાન ઠાસી ઠાસીને ભરી શકે છે આ જ રીતે ભોજનની બધી જ વાનગીઓમા ચમચો બોળવામા આવે છે, પરંતુ તે તેનો રસાનુભવ લઈ શકતો નથી આ જ રીતે કેવળ જ્ઞાનમા અભિવૃદ્ધિ કર્યે જતો માણસ તેનો રસાનુભવ માણી શકતો નથી આચારમા મુકાય તે જ સાચુ જ્ઞાન છે.

એટલે જેવી રીતે સૂર્ય અને પ્રકાશ બન્ને સાથેસાથે રહે છે, તેવી જ રીતે જ્ઞાન અને કર્મ અથવા આચાર અને વિચાર સાથેસાથે રહેશે, ત્યારે જ આપણું જીવન સાધનાથી પ્રકાશમય બની જશે

ઘણા લોકો વાતો મોટીમોટી કરશે, વિચારોમા તમને પાછળ પાડી દેશે, પરંતુ જ્યારે તેનો અમલ કરવાનો સમય થશે, ત્યારે ગમે તે બહાનુ કાઢીને છટકી જશે માનવજાતની આ મહાન કમનસીબી છે કે તે વિચારોને આચારનુ સ્વરૂપ આપતાં ખૂબ જ ગભરાય છે કેટલાક લોકો વિચારો સાભળતી વખતે સહિષ્ણુતા દર્શાવે છે, કોઈ સાધક તેમની સમક્ષ કોઈ વિચાર રજૂ કરે છે, ત્યારે તેની હામા હા ભણે છે, પ્રશસાના પુલ પણ બાધે છે, પરંતુ જ્યારે પેલા વિચારોને સક્રિય સ્વરૂપ આપવામા આવે છે, ત્યારે તે તેનો વિરોધ કરવામા પાછા પડતા નથી વિચારો સાથે સહમત અને કાર્ય (આચાર) સાથે અસહમત, વિચારોથી સતુષ્ટ અને કાર્ય(આચાર)થી ક્રોધાયમાન થનારા મહાશયોની સખ્યા ન-જેવી નથી જ્યાસુધી સમાજમા વિચાર અને આચારની આ દ્વિધા છે, ત્યાસુધી તેની ગાડી કાદવમા ઊડે ને ઊડે જ ખૂપતી જશે

એટલા માટે વિચારોને આચારનુ સ્વરૂપ આપતી વખતે સમાજ જે માનસિક નિર્બળતા દર્શાવે છે, પરિસ્થિતિ વણસાવી મૂકે છે કે

ઈર્ષ્યાવશ ત્યા જ અટકી રહેવા ઈચ્છે છે, તે એક ભયકર રોગ છે. વિચાર તો કેવળ સાધનરૂપ જ ગણી શકાય તેનુ સાધ્ય છે આચાર। જ્યાસુધી આપણે કોઈ વિચારને આચારમા ન મૂકીએ, તેનો અમલ ન કરીએ, ત્યાસુધી આ વિચારની ઉપયોગિતા શી? આ કારણને લીધે જો વિચારને સાનુકૂળ એવો થોડોક પણ આચાર હશે, તો સમાજ ઝડપભેર પ્રગતિ કરી શકશે

મહાભારત કાળમા દુર્યોધન એક મોટો રાજનીતિજ્ઞ હતો તેની સભામા મોટામોટા વિદ્વાનો, શાસ્ત્રીઓ, ઇતિહાસના જાણકારો, અર્થશાસ્ત્રીઓ અને રાજનીતિજ્ઞો હતા આ બધા લોકો તેની સમક્ષ શાસ્ત્રોનુ દોહન કરીને રજૂ કરતા હતા પરતુ દુર્યોધન કેવળ એક જ વાત કહેતો હતો

'जानामि धर्मं न च मे प्रवृत्तिः। जानाम्यधर्मं न च मे निवृत्तिः॥'

'હુ ધર્મને જાણુ છુ, પરતુ તેમા પ્રવૃત્ત થતો નથી હુ અધર્મને (પણ) જાણુ છુ, પરતુ તેનાથી અળગો થઈ શકતો નથી'

કેવળ મગજમા ચોપડીઓ જ ભરી દેવાથી જો કોઈ માણસ જ્ઞાની બની શકતો હોત, તો પુસ્તકાલયના ઘોડા પણ જ્ઞાની બની જાય'

એક રોમન તત્ત્વવેત્તા સમક્ષ એક વાચાળે ડીગ હાંકતા કહ્યુ "મે પણ મોટામોટા વિજ્ઞાનોને જોયા છે અને તેમની સાથે વાતચીત પણ કરી છે' પેલા તત્ત્વચિતકે તુરત જ જવાબ આપ્યો 'ભાઈ, મે પણ કેટલાય શ્રીમતોને જોયા છે અને તેમની સાથે વાતચીત પણ કરી છે, પરતુ તેમ કરવાથી હુ શ્રીમત નથી બની શક્યો'

સ્વામી રામદાસ કહે છે:

**સમઝલે આણિ વર્તલે, તે ચિ ભાગ્યપુરુષ ઝાલે।**
**ચેર તે બોલત ચિરાહિલે, કરંટે જન॥**

'જે ભાગ્યહીન હોય છે, તે કેવળ બોલ્યા જ કરે છે, સાંભળ્યા જ કરે છે; પરંતુ કોઈ વિચારને સમજ્યા પછી તેનો અમલ કરે છે, તે જ નસીબદાર છે.'

એક શાયરે કહ્યું છે

**ખુદાકા નામ ગો અકસર, જબાનોં પર હૈ આજાતા;**
**મગર કામ ઉસસે જબ ચલતા કિ વો દિલમેં સમા જાતા.**

'કોઈ માણસ પરમાત્માના નામનું જ રટણ કર્યા કરે, પરમાત્માને હૃદયમાં ન રાખે કે પરમાત્માનું કામ ન કરે, તો તેના નામસ્મરણનો કંઈ જ અર્થ નથી. અગ્નિનું નામ લેવાથી રોટલા ઓછા શેકાવાના છે? પાણીનું નામ લેવાથી જ તરસ છિપાતી નથી' આ જ રીતે કોઈ વિચારને સમજવાથી, તેને યાદ કરવાથી કોઈ ઉદ્દેશ બર આવતો નથી

હું તમારી સામે થાળીવાજાની જેમ વ્યાખ્યાન આપ્યે જ જાઉં અને તમે પણ કઠપૂતળીની જેમ સાંભળીને વિદાય થાઓ, તેમાંથી એક રતિભાર પણ આચરણમાં ન મૂકો, તો તે ઉપદેશ આપણા માટે નકામો છે. તેનાથી તમારું અને મારું બેયનું અહિત થશે. જો કોઈ સાંભળનાર ધ્યાન દઈને સાંભળે અને તેમાંથી થોડુંક પણ આચારમાં મૂકે, તો તેનાથી કંઈક હિત થઈ શકે એક વર્ષે વધારે નહીં તો એકાદ વ્રતનું પણ પાલન કરવામાં આવે, તો બાર વર્ષમાં બારેય વ્રત પૂરાં થઈ જાય પરંતુ આ કથન સાંભળ્યા પછીય તેને અમલમાં મૂકવાનો વિચાર સામાન્યતઃ નથી જ આવતો

હું ઇચ્છું કે સમાજમાં આજે જે વિચાર અને આચારની વચ્ચે મોટું ગાબડું પડ્યું છે, તેને પૂરી દેવામાં આવે તેમ નહીં કરવામાં આવે તો તે દિવસ બહુ દૂર નથી કે વિચાર કેવળ વિચાર જ રહી જશે અને આચાર સ્વપ્નની વસ્તુ બની જશે. આપણું આચરણ જ્યારે આપણા વિચારોને અનુરૂપ થશે, ત્યારે જ સમાજ, દેશ અને રાષ્ટ્રનું ભવિષ્ય ઉજ્જવળ થશે.

[ ૭ ]

# ચાલ્યા કરો : આગળ વધો !

**મા**નવસમાજનો પ્રોજ્વળ ભૂતકાળ આપણી સામે જ છે. તેમાં સમાજના જીવનની રેખાઓનો ચમકારો છે હજારહજાર અને લાખલાખ વર્ષ પસાર થઈ જવા છતાય તેની જીવનરેખાઓ ઝાખી પડી નથી આજે પણ તે રેખાઓ પહેલાના જેટલી જ પ્રકાશમય છે.

માનવનો આદિકાળ, જેને આપણે જૈન પરિભાષામાં યૌગલિક યુગ કહીએ છીએ અને વૈદિક પરિભાષામા જેને ત્રેતાયુગ કહેવામા આવે છે, જોતા જણાઈ આવે છે કે આદિકાળનો માનવ વિચરણશીલ હતો, ફરંદો હતો, ઘરબાર વિનાનો હતો આજની જેમ તે એક જ જગાએ મુકામ કરીને કે ઘર બાંધીને રહેતો નહોતો તે ફરીફરીને કુદરતના સૌ દર્યને અવલોકતો હતો કુદરતે આપેલી બક્ષિસો : હવા, પવન, પાણી, ફળ અને કદમૂળનો ઉપયોગ કરીને આનદમય જીવન વિતાવતો હતો. તેની બધી મનોકામનાઓ વૃક્ષો તરફથી જ પૂરી થતી હતી. તે જમાનાના માણસની જરૂરિયાતો પણ વધારે નહોતી. કુદરતના વાત્સલ્યપૂર્ણ ખોળામા જીવનની અમૂલ્ય પળો વિતાવતાં વિતાવતા વર્ષો પસાર થઈ ગયા સમય બદલાયો વૃક્ષો જરૂરિયાતો પૂરી ન કરી શકયા. આ જ સમયે એક મહાન વિચારક અને જીવનનો કલાકાર જન્મ્યો તેણે નિર્જન વનમા ઘૂમ્યે જતા માણસની આવશ્યકતાઓ પૂરી કરવા માટે ખેતી કરવાની કલાનું શિક્ષણ આપ્યુ. ગ્રામોદ્યોગ અને ગૃહોદ્યોગનુ પણ શિક્ષણ આપ્યુ. તેના પરિણામે તે જમાનાનો માણસ આર્ય કહેવડાવવા લાગ્યો તેણે કર્મયોગની દીક્ષા લીધી. હવે માણસ ઘર બાધીને રહેવા લાગ્યો ગામડાં (ગ્રામ) અને શહેરો (નગર)

વસાવીને સભ્યતા અને સંસ્કૃતિનો પ્રચાર કરવા લાગ્યો સમાજ બનાવીને પોતાનું જીવન આનંદથી પસાર કરવા લાગ્યો

સમાજમા જુદાજુદા કાર્યો સારી રીતે થઈ શકે તેટલા માટે ચાર જાતિઓ (વર્ણ) નક્કી કરવામા આવી : બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર આ ચારેય જાતિઓનો મૂળ ઉદ્દેશ એક જ હતો : સમાજ-જીવન સુખપૂર્વક પસાર થાય તેજ વર્ણોની ગોઠવણી કરવામાં આવી તે વખતે ઉચ્ચ-નીચની ભાવના જ નહોતી ફરદા સ્વભાવમાથી સ્થિરતા પ્રાપ્ત કર્યા પછીય આ ચારે જાતિઓની પ્રવૃત્તિ બીજા સ્વરૂપે પાંગરવા લાગી

બ્રાહ્મણોનુ મૂળ કાર્ય હતુ સમાજના વિકાસ માટે મનન-ચિતન કરવુ, વિદ્યા અને કલાનો પ્રચાર કરીને સમાજને સુસસ્કારી બનાવવો, સામાજિક કર્તવ્યોની મર્યાદા બાંધવી અને આ રીતે સમાજનો નૈતિક પહેરો ભરીને તેને પ્રગતિશીલ બનાવવો આ મહ-ત્વપૂર્ણ જવાબદારી અદા કરવા માટે બ્રાહ્મણો પોતે જ નિ.સ્પૃહ ભાવે પોતાનુ ઘર છોડીને અધ્યયન અને અધ્યાપન માટે દેશ-પરદેશ જતા, દૂર-સુદૂરના દેશોમા જઈને સમાજના વિકાસનુ અધ્યયન કરતા તેમની આ મુસાફરી 'વિદ્યાયાત્રા' તરીકે ઓળખાતી. વિદ્યા-યાત્રા પૂરી થયા પછી તે યજ્ઞસત્રોમાં જતા હતા ચોમાસાના ચાર મહિના બાદ કરતા બાકીના આઠ મહિના સુધી તે '**चरैवेति चरैवेति।**' ના સિદ્ધાતાનુસાર ચાલ્યા કરવામા જ આનદનો અનુભવ કરતા હતા. જિદગીની છેલ્લી પળોમા પણ એક જ સ્થળે રહીને કીડી-મંકોડીની જેમ મરવા કરતા તે ફરતા ફરતા મરવાનું વધારે પસદ કરતા હતા

ક્ષત્રિયનુ કાર્ય હતું . સમાજમા થતા અન્યાયો અને અત્યાચા-રોથી અશક્તનુ સરક્ષણ કરવુ, સમાજમા ન્યાય અને સરક્ષણની વ્યવસ્થા કરવી ક્ષત્રિયો કેવળ રાજગાદી પર બેસીને કે મોટા રાજમહેલોમા રહીને મોજશોખ કરતા નહોતા તેમના કાને જ્યારે

કોઈ ગરીબ, અશક્ત કે નિરાધારનો અવાજ અથડાતો, ત્યારે તે તેનું રક્ષણ કરવા માટે દોડી જતો જીવને હથેળીમા રાખીને તે પોતાની આ જવાબદારી પૂરી કરતો તેના કાનમા પણ વૃદ્ધશ્રવા ઇન્દ્રનો મંત્ર ગુંજી ઊઠતો હતો : '**चराति चरतो भग** ।' જે ચાલતો રહેશે તેનુ નસીબ પણ આગળ વધશે અને જે બેસી રહેશે તેનુ નસીબ પણ બેઠાડુ થઈ જશે આ કારણને લીધે ક્ષત્રિયો પણ દેશના, સમાજના, શહેરોના, જાતિના અને અશક્તોના રક્ષણ માટે સૈન્ય સાથે ફરતા રહેતા હતા ! આને 'વિજયયાત્રા' કહેવામા આવતી હતી.

વૈશ્ય જાતિનુ કાર્ય હતુ સમાજમા જે વસ્તુની જ્યા આવશ્યકતા હોય, ત્યાં તેને લાવીને પહોચતી કરવી, ઉત્પાદન અને વહેચણીનો હિસાબ રાખવો અને વ્યવસ્થિત રીતે કાર્ય કરવુ આ કાર્યને વાણિજ્ય કે વ્યાપાર તરીકે ઓળખવામાં આવતુ સમાજસેવાની આ જવાબદારી પૂરી કરવા માટે વૈશ્ય હિમાલયથી કન્યાકુમારી સુધી અને અટકથી કટક સુધી જ નહિ, પરંતુ વિશાળ સમુદ્રોને ઓળગીને પરદેશોમા પણ જઈ પહોચતો હતો ત્યાથી તે આવશ્યક વસ્તુઓ લાવતો હતો અને બદલામા તેમને આવશ્યક એવી વસ્તુઓ આપી આવતો હતો આ કારણને લીધે કોઈકોઈ વખત તો તે મોટો કાફલો લઈને લાખો રૂપિયાની સાધનસામગ્રી સાથે એક ગામ વટાવીને બીજે ગામ આગળ વધતો હતો એક સ્થળેથી બીજે સ્થળે નિકાસ અને આયાત કરતો હોવાથી તે 'સાર્થવાહ' કહેવાતો હતો આ રીતે તે નીતિપૂર્વક વ્યાપાર કરીને પોતાના અને સમાજની જીવનયાત્રાને સુખદાયી બનાવવાનો પ્રયત્ન કરતો હતો

શૂદ્રનુ કાર્ય હતુ : જુદી જુદી કલાઓ, કાર્યો અને ઉત્પાદન વડે સમાજની સુખસગવડોમા અભિવૃદ્ધિ કરવી, સમાજના જીવનમાં જે પ્રત્યવાયી તત્ત્વો છે તે દૂર કરવા અને સમાજને બધી રીતે નિશ્ચિત બનાવવો શૂદ્રની જવાબદારી અન્ય લોકો કરતા ઘણી વધારે

હતી શિલ્પ અને કલાઓનું જ્ઞાન મેળવવા માટે તેને જુદેજુદે સ્થળે ફરવું પડતું હતું. સમાજસેવાની જવાબદારી તેના માથે હતી તેની આ મુસાફરી 'સેવાયાત્રા' તરીકે ઓળખાતી હતી

આ રીતે ચારેય વર્ણોમા યાત્રા (મુસાફરી)નું મહત્ત્વ હતુ સતો જાતિબંધનોથી પર હોય છે, તેમને વર્ણોની ચાર દીવાલોમાં બાધી શકાતા નથી ચારેય વર્ણોથી પર રહીને અને સમાજથી પણ અલિપ્ત રહીને તે સમાજને નૈતિક-ધાર્મિક પ્રેરણાઓ આપતા હતા, સમાજ જીવનનો નૈતિક-ધાર્મિક પહેરો ભરતા હતા તેમને પોતાનું કહી શકાય તેવુ ઘર, મકાન કે આશ્રમ જેવુ કઈ જ નહોતુ. તે સમગ્ર વિશ્વને પોતાનુ કુટુબ માની લે છે આ કારણને લીધે સમગ્ર વિશ્વના બનાવોને આધ્યાત્મિક વળાક આપવા માટે, માનવસમાજમા ધર્મ-દૃષ્ટિ સતત પ્રજ્વલિત રાખવા માટે તે એક સ્થળેથી બીજે સ્થળે ફરે છે નદીના પ્રવાહની જેમ આફતોના ડુંગરા ઓળગીને આગળ વધવુ અને ગામેગામ ધર્મની ધૂણી ધખાવવી એ જ તેનુ લક્ષ્ય હોય છે તે એક જ સ્થળે લાબા સમય સુધી ટકી રહેતો નથી. જો કારણ-વશાત્ તેને રોકાઈ જવાનુ થાય, તો તેનું ખોળિયુ જ રોકાઈ જાય છે, મન નહી તે માયા કે મોહને વશ થતો નથી આ કારણને લીધે ભારતના સતો હમેશા વિચરણશીલ જ રહ્યા છે, મોહમા ફસાઈને એક જ સ્થળે લાબો સમય રોકાતા નથી ચોમાસાને બાદ કરતાં આઠ મહિના સુધી સતત ફરતા જ રહેવુ, તે તેમનો મુખ્ય કાર્યક્રમ હોય છે આ કારણને લીધે જ આગમોમા જ્યા સાધક સયમમાર્ગ ગ્રહણ કરે છે, દીક્ષા અગીકાર કરે છે, ત્યા દીક્ષાના અર્થમાં 'પવ-જ્જા' અને 'પ્રવ્રજ્યા' શબ્દ આવે છે જૈન સાધુ માટે શાસ્ત્રોમા અવારનવાર 'પ્રવ્રજિત' શબ્દ આવે છે આ શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે થઈ શકે છે. 'પ્ર' ઉપસર્ગ છે, 'વ્રજ' ધાતુ ગત્યર્થક છે. બન્ને ભેગા કરવાથી કે પ્રત્યય લગાડવાથી 'પ્રવ્રજ્યા' શબ્દ બને છે તેનો અર્થ થાય છે પ્રકર્ષરૂપે ફરતા રહેવુ તે વૈદિક સાહિત્યમા આ જ

અર્થને અભિવ્યક્ત કરવા માટે સંતનો પર્યાયવાચી શબ્દ ' પરિવ્રાજક' આવે છે તેનો અર્થ થાય છે ઘરબારનો મોહ છોડીને ભ્રમણ કરનારો.

આજથી અઢી હજાર વર્ષ પહેલાં ભારતમા એક સંસ્કૃતિનો વિકાસ થયો હતો આ સસ્કૃતિનુ નામ છે શ્રમણ સંસ્કૃતિ જૈન અને બૌદ્ધ આ સસ્કૃતિના જ બે ફાટા છે તે વખતે આજીવક અને અકારકવાદી જેવા બીજા પણ કેટલાય ફાંટા હતા પરતુ આજે તો જૈન અને બૌદ્ધ આ બે જ ફાંટા રહી ગયા છે આ બંને ધર્મોના સતો હમેશા વિચરણશીલ જ-એક સ્થળેથી બીજે સ્થળે ફરનારા રહેતા હોય છે.

મહાત્મા બુદ્ધનુ એવું મતવ્ય હતુ કે જે રીતે ગેંડો નિર્ભય થઈને જગલમા એકલો ફરે છે, તેવી રીતે શ્રમણોએ પણ નિર્ભય થઈને ફરવુ જોઈએ એક વખત તેમણે તેમના સાઠ શિષ્યોને બોલાવીને સંદેશો આપ્યો હતો

**'ચરથ ભિક્ખવે બહુજનહિતાય, બહુજનસુખાય, ચરથ ભિક્ખવે, ચારિકાં, ચરથ ભિક્ખવે ચારિકાં.'**

'ભિક્ષુઓ, જનસમુદાયની બહુમતીના હિતને માટે અને સુખને માટે ચાલ્યા જ કરો ભિક્ષુઓ, તમારી જીવનચર્યા માટે હમેશા ચાલ્યા કરો, હમેશા ફરતા રહો' સમ્રાટ અશોકે પણ બૌદ્ધ ધર્મ અગીકાર કર્યા પછી દિગ્વિજયનો ત્યાગ કરીને ધર્મવિજય માટે વારવાર મુસાફરી કરી હતી

બૌદ્ધ ધર્મ દૂરસુદૂરના ખડો-જેવા કે લકા, જાવા, સુમાત્રા, બ્રહ્મા (બર્મા), સિયામ, ચીન, જાપાન અને તિબેટ જેવા એશિયાના વિશાળ દેશોમા ફેલાયો હોય, તો તેનો યશ કેવળ બૌદ્ધ ભિક્ષુઓની પદયાત્રાને છે, પરિભ્રમણને છે બૌદ્ધ ભિક્ષુઓએ સતત પરિભ્રમણ

હતી. શિલ્પ અને કલાઓનુ જ્ઞાન મેળવવા માટે તેને જુદેજુદે સ્થળે ફરવુ પડતું હતુ. સમાજસેવાની જવાબદારી તેના માથે હતી તેની આ મુસાફરી 'સેવાયાત્રા' તરીકે ઓળખાતી હતી

આ રીતે ચારેય વર્ણોમા યાત્રા (મુસાફરી)નું મહત્ત્વ હતુ સતો જાતિબંધનોથી પર હોય છે, તેમને વર્ણોની ચાર દીવાલોમા બાધી શકાતા નથી ચારેય વર્ણોથી પર રહીને અને સમાજથી પણ અલિપ્ત રહીને તે સમાજને નૈતિક-ધાર્મિક પ્રેરણાઓ આપતા હતા, સમાજ જીવનનો નૈતિક-ધાર્મિક પહેરો ભરતા હતા તેમને પોતાનું કહી શકાય તેવુ ઘર, મકાન કે આશ્રમ જેવુ કઈ જ નહોતુ. તે સમગ્ર વિશ્વને પોતાનુ કુટુબ માની લે છે. આ કારણને લીધે સમગ્ર વિશ્વના બનાવોને આધ્યાત્મિક વળાક આપવા માટે, માનવસમાજમા ધર્મ-દૃષ્ટિ સતત પ્રજ્વલિત રાખવા માટે તે એક સ્થળેથી બીજે સ્થળે ફરે છે નદીના પ્રવાહની જેમ આફતોના ડુંગરા ઓળંગીને આગળ વધવું અને ગામેગામ ધર્મની ધૂણી ધખાવવી એ જ તેનું લક્ષ્ય હોય છે તે એક જ સ્થળે લાબા સમય સુધી ટકી રહેતો નથી જો કારણ-વશાત્ તેને રોકાઈ જવાનું થાય, તો તેનું ખોળિયુ જ રોકાઈ જાય છે, મન નહી તે માયા કે મોહને વશ થતો નથી આ કારણને લીધે ભારતના સતો હમેશા વિચરણશીલ જ રહ્યા છે, મોહમા ફસાઈને એક જ સ્થળે લાબો સમય રોકાતા નથી ચોમાસાને બાદ કરતાં આઠ મહિના સુધી સતત ફરતા જ રહેવુ, તે તેમનો મુખ્ય કાર્યક્રમ હોય છે આ કારણને લીધે જ આગમોમા જ્યા સાધક સયમમાર્ગ ગ્રહણ કરે છે, દીક્ષા અંગીકાર કરે છે, ત્યા દીક્ષાના અર્થમા 'પવ્વજ્જા' અને 'પ્રવ્રજ્યા' શબ્દ આવે છે જૈન સાધુ માટે શાસ્ત્રોમા અવારનવાર 'પ્રવ્રજિત' શબ્દ આવે છે આ શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે થઈ શકે છે. 'પ્ર' ઉપસર્ગ છે, 'વ્રજ' ધાતુ ગત્યર્થક છે બન્ને ભેગાં કરવાથી કે પ્રત્યય લગાડવાથી 'પ્રવ્રજ્યા' શબ્દ બને છે તેનો અર્થ થાય છે પ્રકર્ષરૂપે ફરતા રહેવુ તે વૈદિક સાહિત્યમા આ જ

વિચારોને પ્રકાશ આપતા આગળ વધે છે તે ઉઘાડા માથે અને ઉઘાડા પગે હાથમા પોથીના પાના અને વસ્ત્ર-પાત્ર લઈને ચાલ્યા જ કરે છે મુસાફરી વખતે કોઈનો સગાથ હોય તો સારુ એમ તે ઇચ્છતા નથી કોઈક વાહન હોય તો સારુ એમ પણ તે ઇચ્છતા નથી તે ગામડા અને શહેરો વટાવીને આગળ વધ્યે જાય છે. સાધુ તરીકેની મર્યાદા જાળવીને લોકોની મુસીબતોનો ધાર્મિક દૃષ્ટિએ ઉકેલ લાવે છે એટલા માટે જ કહ્યું છે 'વિહારચરિયા મુણીણં પસત્થા'-વિહારચર્યા (પગે ચાલવુ તે) મુનિઓ માટે પ્રશસ્ય છે. અને વિનોબાજી સામે નજર કરો ! પગે ચાલી ચાલીને જ ભારતના આ મહાન વિચારકે એક નવી જ વિચારક્રાંતિને કેવી રીતે જન્મ આપ્યો અને ભૂ-દાનથી માંડીને ગ્રામદાન સુધીના વિચારાત્મક આંદોલનને કેવી રીતે શક્ય બનાવ્યુ, તે તો દીવા જેવુ સ્પષ્ટ છે આ વિચારસરણીએ વિશ્વના લોકોના મગજ ડહોળી નાખ્યા. ભારતના આ રાષ્ટ્રીય સતે પદયાત્રાનો સદેશો આપીને કમાલ કરી છે આ જોઈને પરદેશના લોકો પણ મોંમા આંગળા ઘાલે છે તેમણે પણ માલિકીના વિસર્જનની ભાવનાનો સદેશો ઘેરઘેર અને ઝૂપડી ઝૂપડીએ પહોચતો કરવા માટે પદયાત્રાનો સ્વીકાર કર્યો છે ભારતના આ તત્ત્વવેત્તા પાસે એક જ આદર્શ મત્ર છે—ચાલ્યા કરો : આગળ વધો ! પગરસ્તે ચાલ્યા જ કરો !

નોઆખલીના કોમી હુલ્લડ વખતે મહાત્મા ગાધીજીએ પદયાત્રાને શામાટે પસદ કરી હતી? તેનુ કારણ એક જ હતુ કે દરેકે દરેક ગામના દુ:ખી માણસના હૃદયનો આર્તનાદ સાભળી શકાય. વાહનોમા બેસીને ઝડપભેર ફરનાર સાથેનો લોકસપર્ક—ભારતની પ્રજા સાથેનો સપર્ક—તૂટી જાય છે અને આ જ કારણને લીધે ભારતની રાષ્ટ્રીય મહાસભા-કૉંગ્રેસને મજબૂત કરવા માટે અને તેના સિદ્ધાંતોમાં સજીવતા લાવવા માટે કૉંગ્રેસના વરિષ્ઠ નેતાઓએ પદયાત્રા મારફત

કરીને પોતાના આચરણ અને ઉપદેશથી આ બધા દેશોમાં ધર્મ, નીતિ, સભ્યતા અને સંસ્કૃતિનો પ્રચાર કર્યો.

ભારતના મહાપંડિત શ્રી રાહુલ સાંકૃત્યાયને પદયાત્રા પર એક ગ્રંથ લખ્યો છે: 'ઘુમક્કડશાસ્ત્ર.' આ ગ્રંથમાં તેમણે પ્રાચીન યુગના પરિવ્રાજકોનું વર્ણન કર્યું છે અને પરિભ્રમણના અનેક લાભોનું પણ વર્ણન કર્યું છે ભગવાન મહાવીરને પણ તેમણે 'ઘુમક્કડરાજ' (સર્વશ્રેષ્ઠ પરિવ્રાજક)ની પદવી આપી છે અને તેમના પરિભ્રમણનું વર્ણન પણ રોચક શૈલીમા કર્યું છે

ભગવાન મહાવીરે પોતે પણ સાધુસાધ્વીઓને ઉપદેશ આપતાં કહ્યું હતું.

## 'ભારંડ પક્ખીવ ચરેડપમત્તે.'

'હે શ્રમણો! ભારડ પક્ષીની જેમ અપ્રમત્ત થઈને વિહાર કરો, ભ્રમણ કરો, વિચરણ કરો' જૈન અને બૌદ્ધ સાધુઓના વિહારને લીધે જ તે પ્રાંતનું નામ 'બિહાર' પડયુ

જૂના જમાનાની વાત જવા દઈને આજના જમાના પર નજર નાખીએ, તો આજે પણ સેંકડો જૈન શ્રમણો ભારતના એક છેડાથી બીજા છેડા સુધી પગે ચાલીને ફરે છે અને લોકોના હૃદય અને મનમાં અહિંસા અને સત્યની વિરાટ જ્યોત પ્રગટાવે છે. તેમની પાસે નથી ઘોડા, નથી જીપ, નથી મોટર, નથી વિમાન, નથી સાઈકલ કે નથી ટમ-ટમ! આમ હોવા છતાંય જૈન સંસ્કૃતિના સંતો એક ગામથી બીજા ગામ સુધી, એક શહેરથી બીજા શહેર સુધી અને એક પ્રાંત(નવા બંધારણ અનુસાર રાજ્ય)થી બીજા પ્રાંત સુધી હજારો માઈલની મુસાફરી કરે છે આ સંયમપૂર્ણ જિંદગીની મસ્તીનો લહાવો માણે છે તે લોકજીવનના આધ્યાત્મિક અને ધાર્મિક

ભારતના ધર્મો અને શાસ્ત્રો જ યાત્રાને, વિચરણને મહત્ત્વ આપે છે એમ નથી પરંતુ જાપાનના શિંટો કે બુશીડો ધર્મે પણ યાત્રાના મહત્ત્વનો સ્વીકાર કર્યો છે હજ કરવાની આજ્ઞા આપનાર ઈસ્લામ ધર્મે પણ તેને સ્થાન આપ્યું છે શણનાં કપડાં પહેરીને જેરૂસલેમની પવિત્ર ભૂમિ સુધી યાત્રા કરનારા ઈસુભકતોને પણ તે ખૂબ જ પ્રિય છે

ભારતના મહાન વૈદિક ધર્મે અને તેની શાખાઓ-વૈષ્ણવ ધર્મ, શૈવ ધર્મ કે હિંદુ ધર્મ—એ પણ પ્રત્યેક ભક્ત માટે તીર્થયાત્રા કરવાની આજ્ઞા ફરમાવી છે. પ્રાચીન કાળમાં જ્યારે આજના જેવાં અવરજવરના સાધનો નહોતા, ત્યારે લોકો પગે ચાલીને તીર્થયાત્રા કરવા નીકળતા હતા અને જ્ઞાનવિજ્ઞાનથી માહિતગાર બનતા હતા

માનવજીવનની ગહનતા અને વાસ્તવિક જીવનનો અનુભવ તથા સાંસ્કૃતિક અધ્યયન અને નૈતિક રીતરિવાજોનું જે તલસ્પર્શી અવલોકન એક પરિભ્રમણ કરનારો કરી શકે છે, તેની તો વાહનમાં બેસનારને કલ્પના પણ નહી આવી શકે. જે જે વિદ્વાનોએ ભૂગોળવિષયક પુસ્તકો લખ્યા છે, તેમણે કેવળ કલ્પનાના ઘોડા જ દોડાવ્યા નથી, પરંતુ જે તે સ્થળોનું જાતે નિરીક્ષણ કર્યા પછી જ લખ્યું છે તમે બીજી પણ એક હકીકત જાણો છો કે જે જે મહાકવિઓ થઈ ગયા છે, તે બધા આવલ દરજ્જાના પરિવ્રાજકો હતા કવિકુલગુરુ કાલિદાસનું નામ તો તમે સાંભળ્યું હશે તેમની મહાન રચનાઓ જોઈને પરદેશના લોકો પણ ચકિત થાય છે તેમના કાવ્યોમાં જે ચમત્કૃતિ છે, તેનો યશ પરિભ્રમણને જ છે તેમણે શ્વેત હિમાચ્છાદિત હિમાલય અને હમેશા હરિયાળા રહેતા તુંગશીર્ષ દેવદારુની પ્રાકૃતિક સુન્દરતાનું જે વર્ણન કર્યું છે, તે કોઈની પાસેથી સાંભળીને નહી, પરંતુ જાતે જોઈને જ. આ રહ્યું તે વર્ણન :

'अमुं पुरः पश्यसि देवदारुं पुत्रीकृतोऽसौ वृषभध्वजेन ।'

લોકસંપર્ક સાધવાના માર્ગનો સ્વીકાર કર્યો છે. તેમણે કોંગ્રેસી કાર્યકર્તાઓને પણ પદયાત્રાનો માર્ગ અપનાવવાની સલાહ આપી છે. ખરેખર, જો આ યોજનાનો સર્વત્ર સ્વીકાર થાય, તો ગામડાની પ્રજા સાથેનો સંપર્ક વધે અને તેમનાં સાચાં દુ:ખો જાણી શકાય પદયાત્રા ભારતનુ નસીબ પલટાવી નાખવા જેટલી શક્તિ ધરાવે છે

સાચુ જોવા જતાં તો મુસાફરીના સાચા આનદનો અનુભવ પગરસ્તે ચાલવાથી જ મળી શકે તેમ છે વાહનોમા બેસીને કોઈ પ્રદેશમાથી ઝડપભેર પસાર થઇ જવાથી ત્યાંના લોકમાનસનો કઈ જ પરિચય સાધી શકાતો નથી, લોકોની શી દશા છે તે પણ જાણી શકાતું નથી સાધુ લોકો આ બધા કારણોને લીધે જ પાદવિહારને પસંદ કરે છે લોકોના જીવનની મુસીબતોનો તોડ કાઢી શકાય, લોકોના જીવનમાં પ્રવેશેલા અનિષ્ટોને દૂર કરાવી શકાય અને સાથેસાથે સાધુતાની સાધના પણ થઈ શકે એક પાશ્ચાત્ય વિચારકે કહ્યુ છે

'He travels best, who travels on foot'

'જે પદયાત્રા કરે છે, તેની યાત્રા સર્વશ્રેષ્ઠ છે' પદયાત્રા જીવનમા ચૈતન્યનુ લક્ષણ છે જેને એકાદ વખત પણ આ પદયાત્રા કરવાનુ સદ્દભાગ્ય સાંપડયુ હોય, તે જ આ ચૈતન્યનો અનુભવ કરી શકે છે પ્રકૃતિના નવા નવા રહસ્યોની ઝાખી કરવી હોય, તો પદયાત્રા કરી જોઈએ શારીરિક અને માનસિક સ્વાસ્થ્ય જાળવવુ હોય, તો પદયાત્રા હિતાવહ છે જ્ઞાન અને અનુભવનો નવો પ્રકાશ લેવો હોય, તો પદયાત્રા કલ્યાણકારી છે. રાષ્ટ્રની પ્રગતિ અને સમાજની ગતિનો કયાસ કાઢવો હોય, તો પદયાત્રાનો આશ્રય લેવો જોઈએ. જનતા-જનાર્દનના સુખદુઃખ પ્રત્યે સહાનુભૂતિ પ્રદર્શિત કરવી હોય, તો પદયાત્રા એ જ સર્વશ્રેષ્ઠ માર્ગ છે

હિંદી સાહિત્યના મહાકવિ દેવ પણ પાકા સહેલાણી હતા ફરીફરીને જ તેમણે પ્રત્યેક દેશની સ્ત્રીઓના ચિત્ર દોર્યાં હતા કાવ્ય-પ્રતિભાના વિકાસમા દેશાટનનું મહત્ત્વ ઓછુ નથી જ

હા, એક હકીકતનો ઇન્કાર કરી શકાય તેમ નથી કે પદયાત્રામા પગલે પગલે મુસીબતો આવીને ઊભી રહે છે. પદયાત્રીને ક્ષણેક્ષણે મુશ્કેલીઓ ઓળગીને આગળ વધવુ પડે છે પગે ચાલવુ તે પુષ્પવેર્યો માર્ગ નથી, કાંટાળો માર્ગ છે તે સુખવિલાસનો માર્ગ નથી, દુખોનો માર્ગ છે, સકટોનો માર્ગ છે દુ:ખ સહન કરી શકે તે માણસ જ આ વિકટ માર્ગે જઈ શકે છે આ રસ્તે ચાલતી વેળાએ કોઈ કોઈ વખત દુ:ખના ડુગરા પણ તૂટી પડે છે કોઈ સત્કાર કરે છે, તો કોઈ ધુત્કારે છે કોઈ વખત પ્રેમનુ અમૃત મળે છે, તો કોઈ વખત દ્વેષનુ હળાહળ ઝેર કોઈ વખત રહેવા માટે મોટા રાજમહેલ મળે છે, તો કોઈ વખત ભાગીતૂટી ઝૂપડી કોઈ વખત મેવામીઠાઈ મળે છે, તો કોઈ વખત મૂઠી ચણા ભારતના પેલા મહાકવિએ આ કારણને લીધે જ કહ્યુ છે 'પરદેશ કલેશ નરેશહુ કો' પર-દેશમા રાજાને પણ તકલીફ વેઠવી પડે છે પછી સામાન્ય માણસની તો વાત જ શુ? સાચો સાધક, સાચો પદયાત્રી પોતાના વિહારમા આવતી મુસીબતોથી કટાળતો નથી કે આધી જોઈને ગભરાતો નથી તે વણથભ્યો આગળ વધ્યે જ જાય છે મુસીબતો આવે છે, ત્યારે તે આ 'શેર'માથી પ્રેરણા લે છે

**'કાટ લેના હર કઠિન મજિલકા કુછ મુશ્કિલ નહીં,**
**ઇક જરા ઇન્સાનમે ચલનેકી આદત ચાહિએ.'**

પદયાત્રામા સાચા સાધકની સમગ્ર ચેતનાશક્તિ જાગ્રત થાય છે તે નવાનવા માણસોનો, નવાનવા ગામોનો, નવાનવા ધર્મોનો અને ખાનપાનના નવાનવા પદાર્થોનો સાક્ષાત્કાર કરે છે અને તેની વિરાટ

રઘુની દિગ્વિજય યાત્રાના વર્ણનમાં જે જે દેશોનુ આ મહાકવિએ વર્ણન કર્યું છે, તેમાંના ઘણાખરા તેમણે નજરે જોયેલા હતા અને જે નહોતા જોયેલા તેમના વિશે તેમણે પૂરેપૂરી માહિતી મેળવી લીધી હતી.

તમે 'કાદમ્બરી' મહાકાવ્ય-મહાકથાનુ નામ સાભળ્યુ હશે સસ્કૃત ભાષાના ગદ્ય સાહિત્યમા આ ગ્રથની બરોબરી કરી શકે તેવો બીજો કોઈ ગ્રંથ નથી આવી અનોખી ભાત પાડનારો બીજો ગ્રથ ગીર્વાણ ભાષામા શોધ્યોય જડે તેમ નથી તેના કર્તા હતા મહાકવિ બાણભટ્ટ તેમના વિશે સસ્કૃત વિદ્વાનોમા એક લોકોક્તિ છે: '**बाणोच्छिष्टं जगत्सर्वं**।' આ મહાકવિ બાણભટ્ટ પણ પર્યટનના શોખીન હત ત્રણેક ડઝનથીય વધારે કાવ્યકલાવિદો સાથે તેમણે કેટલીય વખત મુસાફરી કરી હતી 'દશકુમાર ચરિત'ની રચના કરનાર મહાકવિ દડી પણ પરિવ્રાજક હતા કાચીના પલ્લવ રાજની સભાના રત્ન તરીકે રહીને પણ તેમણે ખૂબખૂબ પર્યટન કર્યું હતુ

કલિકાલસર્વજ્ઞ હેમચદ્ર આચાર્ય, વાદિમાનમર્દન સિદ્ધસેન દિવાકર, હરિભદ્રસૂરિ અને અભયદેવસૂરિ જેવા જે જે સસ્કૃત-પ્રાકૃત સાહિત્યના ઉચ્ચ કક્ષાના લેખકો, કવિઓ અને વ્યાખ્યાનકારો થઈ ગયા છે, તે પણ ફરવાના પાકા સહેલાણીઓ હતા જૈન સાધુ હોવાને લીધે આ બધા મહાપુરુષો પરિવ્રાજક તો હોય જ સાથે સાથે તે જુદાજુદા વિચારો, સસ્કૃતિઓ, રીતરિવાજો અને લોકરુચિનુ પણ સુપેરે જ્ઞાન મેળવતા હતા આ બધા હેતુઓની સાધના માટે પણ તે પદયાત્રા કરતા હતા. 'બૃહત્કલ્પભાષ્ય વ્યવહારભાષ્ય'મા બતાવવામાં આવ્યું છે કે સાધુઓ માટે ઉગ્રવિહારી અને અપ્રતિબદ્ધવિહારી હોવુ જરૂરી છે જુદાજુદા દેશોની ભાષાઓ, સસ્કૃતિઓ અને રહેણીકરણીનુ જ્ઞાન મેળવવા માટે પણ ઉગ્રવિહાર કરવો જોઈએ પરિભ્રમણ કરવાથી ત્યાની પ્રજાના રીતરિવાજોનુ નિરીક્ષણ થઈ શકે છે

ત્યાંના માણસોમા શ્રદ્ધા જેવું કંઈક હોવું જોઈએ, ગ્રહણ કરવા જેટલી યોગ્યતા હોવી જોઈએ અને સાધનાના માર્ગે આગળ વધવાની નિષ્ઠા હોવી જોઈએ સાધક ત્યાના લોકોના મિથ્યા મોહને અને વાસનાના આવરણને દૂર કરશે જ. પરતુ જો તેમનામા આગળ વધવાની અતરેચ્છા જ ન હોય, ગ્રહણ કરવાની શક્તિ જ ન હોય, તો સાધક ગમે તેટલી ઉપદેશરૂપી દવાઓ આપશે, તોય મોહનુ આવરણ કે મિથ્યાપણાનો પડદો દૂર નહીં જ ખસી શકે, પ્રકાશ નહી જ પ્રગટી શકે.

જે પોતે જ જાગૃત હોય, તેને જગાડવા માટે દુનિયામા કારણોનો તોટો નથી બીજ જો જાગૃત હોય, તેનામા પ્રાણ હોય, આત્મા હોય, ચેતનાશક્તિ હોય, તો ધરતી કહેશે 'અમરાજ! જાગો તમે જગતનુ સર્વસ્વ છો! લો, હુ તમને ફળવા–ફૂલવા માટે જગા આપું છુ' પાણી કહેશે 'અન્નદેવ! તમારા માટે આ મીઠા પાણી તૈયાર છે. તમે આ પાણી પીને આગળ વધો' પવન કહેશે 'જગતના પ્રાણ! તમને ગરમી લાગતી હોય, તો હુ વીઝણો ઢાળુ. તમારો વિકાસ થવા દો.' સૂર્યનો તડકો કહેશે 'બીજભૈયા! તમે તેજસ્વી બનો હું તમારી પ્રગતિ માટે પ્રકાશ આપીશ' પરતુ જો બીજ જ મુડદાલ હોય, સડેલુ હોય, પ્રાણહીન હોય કે જાગૃત ન હોય, તો ધરતી કહેશે· 'અરે અન્નના દાણા! તુ મારા શરીરમા નકામો શા માટે સડે છે? તુ તારુ સ્વરૂપ બદલી નાખ, ઓગળી જા, સડી જા. તારો વિનાશ થાઓ!' પાણી પણ તેના સડાને વધારવામા મદદ કરે છે જે પોષણ આપતુ હતુ તે જ શોષણ કરવા તૈયાર થાય છે પવન પણ તેને સૂકવી નાખે છે સૂર્યનો તડકો પણ તેને દઝાડે છે. માટી પણ તેને પોતાની સાથે ભેળવી દેવાનો પ્રયત્ન કરે છે. જેનામા ચેતનાશક્તિ નથી, તેના વિકાસમા કારણ પણ મદદકર્તા નથી બની શકતું આ રીતે સમજની જે વ્યક્તિઓમા જાગૃતિ હોય, શુદ્ધ

ચેતનાશક્તિ મુશ્કેલીઓને સહાસ્ય સત્કારવા માટે તૈયાર થઈ જાય છે તેના હૃદયમા કવિના આ શબ્દો ગુંજી ઊઠે છે

**‘ કરે ખાના બદોશીકી ખુદા ખુદ કાર સામાની,**
**નયી મંજિલ, નયા બિસ્તર, નયા દાના, નયા પાની.’**

આ રીતે સદૈવ હૃદય–મનમા નાવીન્યનુ પાથેય ભરીને પદયાત્રી સિંહની જેમ આગળ વધ્યે જાય છે, પોતાના ધ્યેય તરફ ગમે તેટલા વિઘ્નો આવે, ગમે તેવી આંધી આવે, પરંતુ તેના પગ લથડાતા નથી, તે હિમાલયના શિખરની જેમ અણનમ જ રહે છે.

ભારતીય સંસ્કૃતિના સહેલાણી સંત વૈદિક ઋષિના શબ્દોમા ‘ચાલનારો માધુર્ય પ્રાપ્ત કરે છે’ (**चरन्वै मधु विन्दति ।**) જીવનની સાચી મધુરતા ચાલનારને જ મળે છે તે ‘**स्वान्त सुखाय !**’ માટે જ નહીં, પરંતુ **सर्वजन सुखाय सर्वजन हिताय**’ ચાલ્યા કરે છે, પરિભ્રમણ કરે છે તે જ્યા જાય છે કે જેના સંપર્કમા આવે છે, તેને સજાગ કરે છે, તેને ગતિશીલ કરવાનો પ્રયત્ન કરે છે.

જે માણસની કીકીઓમાં પ્રકાશ હોય અને તેના પર કારણ વશાત્ મોતિયો આવેલો હોય, તો ડૉક્ટર ઓપરેશન કરી મોતિયાનું આવરણ દૂર કરે છે આ આવરણ દૂર થતા માણસ પહેલાની જેમ જોઈ શકે છે પરંતુ જે માણસની કીકીઓમા પ્રકાશ જ ન હોય અને તેના પર મોતિયો આવ્યો હોય, તો ડોક્ટર પાસે તેનો મોતિયો કઢાવવાથી પણ તે માણસ પોતાનુ તેજ પાછુ મેળવી શકતો નથી મૂળમાં જ જો તેજ ન હોય, તો ગમે તેવો હોશિયાર ડૉક્ટર પણ તેને દેખતે નહી જ કરી શકે સાધકને પણ આ જ હકીકત લાગુ પડે છે સાધક ગમે તે સ્થળે વિહાર કરવા જાય જ્યાય તે ત્યા પ્રકાશ પાથરી શકશે. શરત માત્ર એટલી જ છે કે

[૮]

# વિવેકનો પ્રકાશ

**આ**પણા જીવનનો તાણેવાણો આજથી નહી, અનંત કાળથી અમળાયેલો છે. તેને સીધો કરવા માટે આર્યાવર્તના મહાપુરુષ મહાવીરે આપણને એક મહત્ત્વપૂર્ણ દૃષ્ટિ આપી તેમણે કહ્યુ : 'સાધક, તારો માર્ગ વિવેકના ચમચમતા પ્રકાશથી પ્રકાશિત હો તુ દુનિયાની અંધારી ગલીઓમા ભટકતી વખતે તારી પાસે વિવેકની ટોર્ચ રાખજે. તેના કલ્યાણકારી પ્રકાશમા તુ જોઈ શકીશ કે કયા વિષયવાસનાનો ખાડો છે અને કયા ક્રોધ–લોભના ભયંકર પહાડો છે, કયા મોહમાયામાં ફસાવાનો કાદવ છે અને કયા અભિમાનનો કાળો નાગ ફુંફાડા મારે છે? જ્યાસુધી તારા અંતઃમનમા વિવેકની જ્યોત ઝળમગતી હશે, ત્યાસુધી તું વિષયવાસનાના ફંદામા નહી ફસાય કે ક્રોધ અને લોભની ટેકરીઓ સાથે પણ નહી અથડાય જાગવુ, બેસવુ, ખાવુ, પીવુ, સૂઈ જવુ–આ બધી દિનચર્યા જો વિવેકના પ્રકાશમા થાય, તો તને પાપકર્મના બંધનનો ચેપ નહી સ્પર્શી શકે જો વિવેકનો દીવો ઓલવાઈ ગયો હશે, તો જીવનની પ્રત્યેક પ્રવૃત્તિ પાપકર્મને જ જન્માવશે આચાર્ય કુંદકુંદે એક સ્થળે કહ્યુ છે કે, 'દ્રવ્ય ત્યાગ, દ્રવ્ય પૂજા, દ્રવ્ય માળા, દ્રવ્ય જપ–તપ' ઇત્યાદિ સાધનાઓ વિવેક ન હોય તો નકામી છે તે વિવેકશૂન્ય હોવાને લીધે સાધકના આત્માને સંસારની ભિન્નભિન્ન યોનિઓમા ભટકતો રાખે છે. આ સાધનાથી આધ્યાત્મિક જીવનનો વિકાસ થતો નથી.

જૈનધર્મ વિવેકપ્રધાન ધર્મ છે. અહી ધર્મની વ્યાખ્યા આચરણના પ્રત્યેક સાધનાને, પછી તે નાની હોય કે મોટી, વિવેકની કસોટી

ઉપાદાન હોય અને બીજમાં સંજીવની શક્તિ હોય, તો આવા નિઃસ્પૃહી ફરદા સાધકોની સહાય પણ મળી રહે છે.

તમે જાણો છો કે ધર્માસ્તિકાયનો ગુણ ગતિ છે. આપણે ચાલીશું કે ગતિ કરીશું, ત્યારે જ તે મદદ કરે છે જો આપણે સ્થિર રહીશું, તો તે આપણને ચલાવી નહીં શકે માછલી ચાલે છે ત્યારે જ પાણી તેને સહાય કરે છે આ રીતે તમે જીવનના કોઈ પણ ક્ષેત્રમાં ધર્મને નજર સમક્ષ રાખીને ગતિ-પ્રગતિ કરવાની ઇચ્છા રાખશો, તો આપણી ધર્મમય પ્રેરણા તેની સાથે ભળ્યા વિના નહીં જ રહે

ખરું જોતા તો ગતિ કરવી એ જ જીવનનું લક્ષણ છે જે જીવનમાં ગતિ નથી, સ્પંદન નથી, કે સંચરણ નથી તે જીવન મુડદા જેવું છે એટલા માટે જ જીવનનું પૃથક્કરણ કરતા જયશંકર પ્રસાદે કહ્યું છે·

**'ઇસ જીવનકા ઉદ્દેશ્ય નહીં હૈ, શાંતિ ભવન મેં ટિક રહના,**
**કિન્તુ પહુંચના ઉસ સીમા તક જિસકે આગે રાહ નહીં.'**

જીવનનો યોગ્ય વિકાસ કરવો હોય તો, ગતિ–પ્રગતિ કરો 'ચર' ધાતુમાંથી જ આચાર, વિચાર, સંચાર, પ્રચાર, ઉચ્ચાર, ઉપચાર ઇત્યાદિ શબ્દો ઉદ્ભવ્યા છે ! આ બધાના મૂળમાં ચાલવાનું છે, ચરની ક્રિયા છે તમે પણ તમારા જીવનમાં 'ચર'ને સ્થાન આપો ગભરાશો નહીં તમારું વ્યક્તિત્વ ચમકી ઊઠશે તમારો વિકાસ સર્વતોમુખી થઈ શકશે તમારી પ્રતિભા ઓર ખીલશે તમારા દિલ અને દિમાગને આ રસ્તે દોરો શ્રમણ સંસ્કૃતિનું આકર્ષણ આ માર્ગે જ વળાંક લઈ રહ્યું છે **चरैवेति, चरैवेति।** ચાલ્યા કરો : આગળ વધો !

---

[૮]

# વિવેકનો પ્રકાશ

આપણા જીવનનો તાણેવાણો આજથી નહી, અનંત કાળથી અમળાયેલો છે તેને સીધો કરવા માટે આર્યાવર્તના મહાપુરુષ મહાવીરે આપણને એક મહત્ત્વપૂર્ણ દૃષ્ટિ આપી તેમણે કહ્યુ : 'સાધક, તારો માર્ગ વિવેકના ચમચમતા પ્રકાશથી પ્રકાશિત હો. તુ દુનિયાની અંધારી ગલીઓમા ભટકતી વખતે તારી પાસે વિવેકની ટોર્ચ રાખજે. તેના કલ્યાણકારી પ્રકાશમા તુ જોઈ શકીશ કે કયા વિષયવાસનાનો ખાડો છે અને કયા ક્રોધ–લોભના ભયંકર પહાડો છે, કયા મોહ-માયામાં ફસાવાનો કાદવ છે અને કયા અભિમાનનો કાળો નાગ ફુફાડા મારે છે? જ્યાસુધી તારા અંત–મનમા વિવેકની જ્યોત ઝળમળતી હશે, ત્યાસુધી તું વિષયવાસનાના ફંદામા નહી ફસાય કે ક્રોધ અને લોભની ટેકરીઓ સાથે પણ નહી અથડાય જાગવુ, બેસવુ, ખાવુ, પીવુ, સૂઈ જવુ–આ બધી દિનચર્યા જો વિવેકના પ્રકાશમા થાય, તો તને પાપકર્મનાં બંધનનો ચેપ નહી સ્પર્શી શકે જો વિવેકનો દીવો ઓલવાઈ ગયો હશે, તો જીવનની પ્રત્યેક પ્રવૃત્તિ પાપકર્મને જ જન્માવશે આચાર્ય કુંદકુંદે એક સ્થળે કહ્યુ છે કે, 'દ્રવ્ય ત્યાગ, દ્રવ્ય પૂજા, દ્રવ્ય માલા, દ્રવ્ય જપ–તપ' ઇત્યાદિ સાધનાઓ વિવેક ન હોય તો નકામી છે તે વિવેકશૂન્ય હોવાને લીધે સાધકના આત્માને સંસારની ભિન્નભિન્ન યોનિઓમા ભટકતો રાખે છે આ સાધનાથી આધ્યાત્મિક જીવનનો વિકાસ થતો નથી.

જૈનધર્મ વિવેકપ્રધાન ધર્મ છે. અહી ધર્મની વ્યાખ્યા ભાવનરા પ્રત્યેક સાધનાને, પછી તે નાની હોય કે મોટી, વિવેકની કસોટી

પર કસી જુએ છે જે સાધનામાં વિવેક છે, તે સમ્યક સાધના છે શુભ યોગવાળી સાધના છે જે સાધનામાં અવિવેક છે, તે અસમ્યક અને અશુભ યોગવાળી છે શુભ યોગવાળી સાધના પાપનો નાશ કરે છે, અશુભ યોગવાળી સાધના પાપમા વધારો કરે છે, જન્મમરણના ચક્રાવામાં ફસાવે છે. વિવેકનુ જેટલુ પૃથક્કરણ, તેના પર જેટલુ મનન-ચિંતન અને તેની જેટલી વ્યાખ્યાઓ જૈન શાસ્ત્રકારોએ કરી છે, તેટલી ભાગ્યે જ બીજા કોઈ શાસ્ત્રે કરી હશે. પછી આ વિવેકને જુદાજુદા યુગના શાસ્ત્રકારોએ ભલે જુદા-જુદા સ્વરૂપે રજૂ કર્યો હોય શાસ્ત્રકારોએ પોતાના જમાનામાં આને 'યતના' કે 'યત્નાચાર' તરીકે વર્ણવ્યો છે તેને **'જયણા ધમ્મસ્સ જાણુણી'** કહીને તેને ધર્મની માતા તરીકે ઓળખાવ્યો છે. આચારાંગ સૂત્રકારે સ્પષ્ટ રીતે કહ્યું છે **'વિવેગે ધમ્મમાહિએ'** વિવેકમાં જ ધર્મ સમાયેલો છે જ્યા વિવેક છે, ત્યા ધર્મ છે અને જ્યા વિવેક નથી, ત્યા પાપ છે કેટલેક સ્થળે વિવેકના બદલામા 'પ્રતિલેખના' શબ્દનો પ્રયોગ કરવામા આવ્યો છે ક્યાક 'જાગરણ' શબ્દનો અને ક્યાક 'અપ્રમાદ' શબ્દનો પ્રયોગ કરવામા આવ્યો છે. પરંતુ છેવટે આ બધા શબ્દોનો અર્થ એક જ થાય છે 'નિશીથસૂત્ર'ના ભાષ્યકારે જગતના પ્રત્યેક માણસ સમક્ષ જાગરણનો આદેશ આપતા કહ્યું છે '

**'જાગરહ નરા! ણિચ્ચં જાગરમાણસ્સ બઢ્ઢતી બુદ્ધી**
**જો સુવતિ ણ સો સુહિતો, જો જગ્ગતિ સો સયા સુહિતો.'**

'હે મનુષ્યો! જાગ્રત રહો! જે હમેશા જાગ્રત રહે છે, તેની વિવેકબુદ્ધિ વધ્યે જ જાય છે જે પ્રમાદમા સૂઈ રહે છે, તે જ્ઞાનાદિ ધનને લાયક નથી રહેતો જે જાગૃત રહે છે, તે જ જ્ઞાનાદિ ધનને પ્રાપ્ત કરવાની લાયકાત ધરાવે છે'

રાજકુમારી જયંતીએ ભગવાન મહાવીરને જે પ્રશ્ન પૂછ્યો, તેનું રસમય અને રહસ્યમયવર્ણન 'ભગવતીસૂત્ર'માં છે. જયંતી રાજ-

કુમારી ભગવાન મહાવીરને પૂછે છે 'ભગવન! સૂઈ રહેવું તે સારું છે કે જાગતા રહેવુ તે? સૂઈ રહેવુ તે સર્વશ્રેષ્ઠ છે કે જાગતા રહેવુ તે?' પ્રત્યુત્તર આપતાં ભગવાન કહે છે 'જયતી! અત્થેગઇયાણ જીવાણ સુતત્ત સાહૂ, અત્થેગઇયાણં જીવાણ જાગરિયત્ત સાહૂ' (અમુક જીવો માટે સૂઈ રહેવુ તે સારુ છે અને અમુક જીવો માટે જાગતા રહેવુ તે।' જયતી ફરીથી તર્કસગત ભાષામાં પૂછે છે, 'ભગવન! આપની આ સમસ્યાપૂર્ણ ભાષાને, દ્વિઅર્થી વાતને હું સમજી શકતી નથી બીજી વાત કહેવાનો આપનો ઉદ્દેશ શો છે?' ભગવાન મહાવીરે કહ્યું. જયતી! હુ એક જ વાત કહુ છુ અને તે વિવેકની ભાષામા કહુ છુ પ્રત્યેક સિદ્ધાતના બે પાસાં હોય છે બન્ને પાસામા સચ્ચાઈ હોય છે જે એક જ પાસાને વળગી રહે છે, તે અવિવેકી છે. તુ બન્ને પાસાઓનો વિચાર કરી જો કે સૂઈ જનારો શા માટે સારો છે? જે ધર્મપરાયણ છે, સયમપરાયણ છે અને જેનુ જીવન પોતાના અને પારકાના કલ્યાણ માટે છે, તેનુ જાગરણ કલ્યાણકારી છે પરતુ જેનુ જાગરણ બીજાને દુખ આપવા માટે છે, તે જાગૃત રહીને પણ પોતાના કુવિચારો અને વ્યવહાર વડે પોતાનુ અને બીજાનુ અહિત કરે છે જે વહુદીકરીઓની લાજ લૂટે છે અને પારકાની છાતી પર પગ પીસે છે તે સૂઈ જાય તે જ હિતાવહ છે

શયન અને જાગરણની ક્રિયાની જેમ જ પ્રત્યેક ક્રિયામા વિવેક જોડાય, તો તે લાભદાયક છે અને અવિવેક જોડાય, તો તે નુકસાન-કારક છે વિવેકી સાધક પ્રતિલેખન કરીને કર્મબધનને દૂર કરે છે અને અવિવેકી સાધક પ્રતિલેખન કરીને પણ કર્મબધનમા જકડાતો જાય છે 'ઉત્તરાધ્યયન સૂત્ર'નો આ પાઠ જુઓ.

**'પુઢવી આઉક્કાએ તેઊ વાઊ વણસ્સઇ તસ્સાણં પડિલેહણાપમત્તો છણ્હં પિ વિરાહઓ હોઇ।'**

પ્રતિલેખના જેવી વિશુદ્ધ ધાર્મિક ક્રિયા મારફત ષટ્કાયના જીવોની વિરાધના કરનારો અવિવેકી પાપકર્મની કમાણી કરે છે તેની સાધનામાં કોઈ વખત વિવેકનો અંશ આવી જાય, તો તે 'ઘુણાક્ષર-ન્યાય'ની જેમ સાચો વિવેક નથી.

જે માણસમાં વિવેક હોય છે, તેના જીવનનો નકશો જ બદલાઈ જાય છે. તેની રહેણીકરણી, તેના રંગઢંગ, તેનું હલનચલન બધું જ બદલાઈ જાય છે આવો માણસ વિવેકના પ્રકાશમાં પોતાના પ્રત્યેક કાર્યનુ, પ્રત્યેક વિચારનુ, પ્રત્યેક શબ્દનુ નિરીક્ષણ–પરીક્ષણ કર્યા પછી જ તેને સમાજ આગળ રજૂ કરે છે એક વખત કોઈના હાથમાં આવ્યા પછી વિવેક માણસના જીવનને ધરમૂળમાંથી જ બદલી નાખે છે વિવેક જાદુઈ લાકડી જેવો છે એટલા માટે ભારતીય આર્ષદ્રષ્ટાએ કહ્યુ છે :

'एकं हि चक्षुरमलं सहजो विवेकः
तद्वद्भिरेव सह संवसतिर्द्वितीयम् ।
एतद् द्वयं भुवि न विद्यते यस्य सोऽन्धः
तस्यापमार्गे चलने खलु कोऽपराधः ? ॥'

'પહેલુ અને પવિત્ર નેત્ર છે સહજ વિવેક જો કોઈની પાસે તે ન હોય, તો બીજું નેત્ર છે વિવેકી જનોની સોબત જો આ બેમાંથી પણ કોઈની પાસે એકાદ નેત્ર ન હોય, તો તે આંખો હોવા છતાંય આંધળો છે આવો માણસ જો ખોટા રસ્તે જતો હોય, તો તેમાં તેનો શો દોષ ?'

ખરેખર, વિવેક સત્યાસત્યની કસોટી કરનાર દૈવી આંખ છે હેય શુ છે, જ્ઞેય શુ છે, ઉપાદેય શુ છે, કર્તવ્ય શુ છે, અકર્તવ્ય શુ છે, સારુ શુ છે, ખોટુ શુ છે, ઉપયોગી શુ છે, નિરુપયોગી શુ

છે, ખાવા યોગ્ય શુ છે, ન ખાવા યોગ્ય શું છે? વિવેકી પુરુષ આ બધી વાતોનો તુરત જ નિર્ણય કરી લે છે તેની નજર હસ જેવી હોય છે. હસની ચાચમા એક વિશિષ્ટતા હોય છે તે ચાચ બોળીને દૂધ અને પાણીને જુદા પાડે છે સાધક પણ વિવેકની ચાચથી સદ્-અસદ્નુ પૃથક્કરણ કરે છે અને અસદ્નો ત્યાગ કરીને સદ્ને ગ્રહણ કરે છે પરતુ અવિવેકીની દૃષ્ટિ કાગડા જેવી હોય છે તેના માટે તો મિષ્ટાન્ન અને વિષ્ઠા એકસરખા જ છે

શેરડીને ઢોર પણ ખાય છે અને માણસ પણ ખાય છે પરતુ આ બન્નેના ખાવામા તફાવત હોય છે માણસ શેરડીને ચૂસીને તેનું સારતત્ત્વ ગ્રહણ કરે છે અને અસારને ફેકી દે છે પરતુ ઢોરમા આ પૃથક્કરણ કરવા જેટલી શક્તિ નથી હોતી. વિવેકનો અભાવ હોવાને લીધે તે અસારને પણ પેટમા પધરાવે છે માણસ અને ઢોર(પશુ)મા આ જ તફાવત છે પશુઓ હજારો વર્ષ પહેલા જે રીતે રહેતા હતાં, જે વસ્તુઓ ખાતાપીતા હતા, તે જ રીતે આજે પણ રહે છે અને તે જ વસ્તુઓ ખાય-પીએ છે. તેમાથી કોઈ વસ્તુ ઓછી થઈ નથી કે તેમા વધારો થયો નથી. આ કારણને લીધે જ પશુઓની આગવી સસ્કૃતિ નથી હોતી, સભ્યતા નથી હોતી કે સમાજ નથી હોતો. માણસે આ વર્ષો દરમિયાન પોતાની રહેણીકરણીમા કેટલાય ફેરફારો કર્યાં છે, કેટલીય વસ્તુઓ રદબાતલ કરી છે અને કેટલીય વસ્તુઓની વિવેકપૂર્વક પસદ પણ કરી છે તેણે સારી વસ્તુને રહેવા દીધી છે અને ખરાબ વસ્તુનો ત્યાગ કર્યો છે સસ્કૃતિ, સભ્યતા અને સામાજિક રીતરિવાજોના ખીબામા માણસે કેટલાય ફેરફારો કર્યાં છે. આ બધા ફેરફારો તેણે વિવેકના આધારે જ કર્યાં છે આ કારણને લીધે જ સસ્કૃત ભાષાના યશસ્વી કવિએ વિવેક વિનાના પુરુષને પણ પશુની ઉપમા આપી છે માણસના ખોળિયામાં, માણસની આકૃતિમા પશુ જો માનવતાની ઝાખી ન હોય, માણસાઈનો પ્રાણવાયુ ન હોય, વિવેકની જ્યોત જાગૃત ન હોય, તો આવો માણસ મુખાકૃતિ પરથી

(વિવેકી કોને ગમતો નથી?) વિવેકી જ્યાં જાય છે, ત્યાં તેના વિવેકની સુગંધ પ્રસરાવે છે. આ સુગંધથી ખેંચાઈને લોકસમુદાયરૂપી ભ્રમર તેની પાસે અનાયાસે જ આવી પહોંચે છે

જેનામાં વિવેકનો પ્રકાશ હોય છે, તે આખી દુનિયાને પોતાની જ માને છે આખી દુનિયા સાથે એકરૂપતા સાધે છે. જેને વિવેકની જડીબૂટ્ટી મળી છે, તેને જીવનનો મોહ કે મૃત્યુનો શોક સતાવતો નથી. તે આત્મા-અનાત્માનો ભેદ પારખી લે છે. ભેદ પારખવાની આ શક્તિને શાસ્ત્રકારો વિવેકખ્યાતિ તરીકે ઓળખે છે. આટલો ઉત્તમ વિવેક પ્રાપ્ત થયા પછી દુનિયાની તુચ્છ વસ્તુઓ અને નશ્વર પદાર્થો પરથી તેની આસક્તિ છૂટી જાય છે. બધા કુટુંબીજનો અને સમાજ-રાષ્ટ્રના લોકો સાથે વ્યવહાર રાખતો હોવા છતાંય તે અંદરથી નિર્લેપ અને અનાસક્ત રહે છે. જૈન કવિઓએ આ સ્થિતિને રૂપકબદ્ધ કરતાં કહ્યું છે

**'રે રે સમદૃષ્ટિ જીવડા, કરે કુટુંબ પ્રતિપાલ;**
**અંતર સે ન્યારો રહે, જ્યોં ધાય ખિલાવે બાલ.'**

સમદૃષ્ટિ-વિવેકદૃષ્ટિવાળો જીવ કુટુંબનુ પાલન-પોષણ કરતો હોવા છતાય અંતરથી તેનાથી અળગો જ રહે છે એક ધાવ પારકાના બાળકને પ્રેમથી ખવડાવે છે, પિવડાવે છે, પાલન-પોષણ કરે છે, પરંતુ અંતરથી તો તે જાણતી જ હોય છે કે આ બાળક મારું નથી, હું તો તેની સારસંભાળ રાખનારી છુ

ચંપાનગરીના વિરાટ મેદાનમા વિહારનો મોટો મેળો હતો. મેળા માટે ખૂબ ધામધૂમથી તૈયારીઓ થઈ રહી હતી આ મેળાના દર્શન કરવા માટે હજારો સ્ત્રીપુરુષો દૂરદૂરથી ચોમાસાની નદીની જેમ ઊમટયા હતા એક બહેન પોતાના વહાલસોયા દીકરાને લઈને પુષ્પ-

ભલે માણુસ કહેવાતો હોય, પરંતુ સ્વભાવે માણુસ નથી જ વિવેક જ આવા માણુસના આકારના પ્રાણીને માણુસ બનાવી શકે છે.

એથેન્સના પ્રસિદ્ધ બજારમાં એક જાણીતો તત્ત્વવેતા ડાયોજિનિસ સૂર્યના કડકડતા તાપમા દીવો લઈને ફરતો હતો. લોકોએ તેના તરફ સાશ્ચર્ય જોઈને પૂછ્યુ : 'જનાબ' અત્યારે તો સૂર્યનો પ્રકાશ જોઈએ તેટલો આવે છે, પછી તમે દીવો લઈને કેમ ફરો છો?' પેલા તત્ત્વજ્ઞાનીએ સહાસ્ય કહ્યુ . 'માણુસની શોધમા ' આ જવાબ સાંભળીને લોકો ખડખડાટ હસી પડયા તત્ત્વજ્ઞાનીએ ગંભીરતાપૂર્વક કહ્યું : 'જેમા વિવેકનો પ્રકાશ ન ઝળહળતો હોય, તે માણુસના રૂપમા પશુ છે આવા તો કેટલાય માણુસો હજારોની સંખ્યામાં આમતેમ ફરતા હોય છે મારે આવા માણુસોની જરૂરત નથી જેનામા વિવેકનો પ્રકાશ ઝળહળતો હોય, તેને જ હુ સાચો માણુસ ગણુ છું. આવા સાચા માણુસની શોધમા હું દિવસે પણ દીવો લઈને ફરું છુ જે માણુસમાં વિવેક નથી, તે માણુસ નથી, પરતુ પશુ છે ' આ તત્ત્વવેત્તાએ તદ્દન સાચી વાત કહી નાખી છે આજે પણ તે આપણી સામે મશાલ ધરવાનુ કામ કરે છે.

નીતિકારોએ કહ્યુ છે. '**विवेक दशमो निधि** । વિવેક દસમો નિધિ છે ધનને પ્રાપ્ત કરવા માટે માણુસ દિવસ–રાત અથાગ પ્રયત્ન કરે છે, દોડધામ મચાવે છે, ઊંચોનીચો થાય છે પરતુ તે જે વસ્તુ (નિધિ) માટે આટલો બધો આકુળવ્યાકુળ થઈ જાય છે, તે તો ક્ષણિક છે, નાશવત છે. વિવેક જ સાચું અને ચિરજીવી ધન છે જે માણુસને વિવેકરૂપી ધન મળી ગયુ છે, તેના માટે બીજુ બધુ ધન તુચ્છ છે, કંઈ હિસાબમા નથી સાધકના હૃદયમાં જ્યારે વિવેકનો પ્રકાશ પ્રગટે છે, ત્યારે તેનુ જીવન નિરાળુ જ બની જાય છે ઘરમાં, સમાજમા, દેશમા અને રાષ્ટ્રમાં બધે જ તેને સન્માન મળે છે. એક સસ્કૃત લોકોક્તિ પણ છે . **विवेकी कस्य न प्रिय** ।

(વિવેકી કોને ગમતો નથી?) વિવેકી જ્યા જાય છે, ત્યા તેના વિવેકની સુગધ પ્રસરાવે છે. આ સુગધથી ખેચાઈને લોકસમુદાયરૂપી ભ્રમર તેની પાસે અનાયાસે જ આવી પહોચે છે

જેનામા વિવેકનો પ્રકાશ હોય છે, તે આખી દુનિયાને પોતાની જ માને છે આખી દુનિયા સાથે એકરૂપતા સાધે છે. જેને વિવેકની જડીબૂટી મળી છે, તેને જીવનનો મોહ કે મૃત્યુનો શોક સતાવતો નથી. તે આત્મા-અનાત્માનો ભેદ પારખી લે છે ભેદ પારખવાની આ શક્તિને શાસ્ત્રકારો વિવેકખ્યાતિ તરીકે ઓળખે છે આટલો ઉત્તમ વિવેક પ્રાપ્ત થયા પછી દુનિયાની તુચ્છ વસ્તુઓ અને નશ્વર પદાર્થો પરથી તેની આસક્તિ છૂટી જાય છે. બધા કુટુબીજનો અને સમાજ-રાષ્ટ્રના લોકો સાથે વ્યવહાર રાખતો હોવા છતાય તે અદરથી નિર્લેપ અને અનાસક્ત રહે છે. જૈન કવિઓએ આ સ્થિતિને રૂપકબદ્ધ કરતાં કહ્યું છે

**'રે રે સમદૃષ્ટિ જીવડા, કરે કટુંબ પ્રતિપાલ;**
**અંતર સે ન્યારો રહે, જયોં ધાય ખિલાવે બાલ.'**

સમદષ્ટિ-વિવેકદષ્ટિવાળો જીવ કુટુબનુ પાલન-પોષણ કરતો હોવા છતાય અતરથી તેનાથી અળગો જ રહે છે એક ધાવ પારકાના બાળકને પ્રેમથી ખવડાવે છે, પિવડાવે છે, પાલન-પોષણ કરે છે, પરતુ અતરથી તો તે જાણતી જ હોય છે કે આ બાળક મારુ નથી, હું તો તેની સારસભાળ રાખનારી છુ

ચપાનગરીના વિરાટ મેદાનમા વિહારનો મોટો મેળો હતો. મેળા માટે ખૂબ ધામધૂમથી તૈયારીઓ થઈ રહી હતી આ મેળાના દર્શન કરવા માટે હજારો સ્ત્રીપુરુષો દૂરદૂરથી ચોમાસાની નદીની જેમ ઊમટયા હતા એક બહેન પોતાના વહાલસોયા દીકરાને લઈને પુષ્પ-

ભલે માણસ કહેવાતો હોય, પરંતુ સ્વભાવે માણસ નથી જ વિવેક જ આવા માણસના આકારના પ્રાણીને માણસ બનાવી શકે છે.

એથેન્સના પ્રસિદ્ધ બજારમાં એક જાણીતો તત્ત્વવેતા ડાયોજિનિસ સૂર્યના કડકડતા તાપમા દીવો લઈને ફરતો હતો લોકોએ તેના તરફ સાશ્ચર્ય જોઈને પૂછ્યુ: 'જનાબ' અત્યારે તો સૂર્યનો પ્રકાશ જોઈએ તેટલો આવે છે, પછી તમે દીવો લઈને કેમ ફરો છો?' પેલા તત્ત્વજ્ઞાનીએ સહાસ્ય કહ્યું 'માણસની શોધમા' આ જવાબ સાંભળીને લોકો ખડખડાટ હસી પડયા તત્ત્વજ્ઞાનીએ ગંભીરતાપૂર્વક કહ્યું: 'જેમાં વિવેકનો પ્રકાશ ન ઝળહળતો હોય, તે માણસના રૂપમાં પશુ છે આવા તો કેટલાય માણસો હજારોની સંખ્યામા આમતેમ ફરતા હોય છે મારે આવા માણસોની જરૂરત નથી જેનામા વિવેકનો પ્રકાશ ઝળહળતો હોય, તેને જ હું સાચો માણસ ગણુ છું. આવા સાચા માણસની શોધમા હું દિવસે પણ દીવો લઈને ફરુ છું જે માણસમા વિવેક નથી, તે માણસ નથી, પરતુ પશુ છે' આ તત્ત્વવેત્તાએ તદ્દન સાચી વાત કહી નાખી છે આજે પણ તે આપણી સામે મશાલ ધરવાનું કામ કરે છે.

નીતિકારોએ કહ્યુ છે: '**विवेक दशमो निधि**। વિવેક દસમો નિધિ છે ધનને પ્રાપ્ત કરવા માટે માણસ દિવસ-રાત અથાગ પ્રયત્ન કરે છે, દોડધામ મચાવે છે, ઊંચોનીચો થાય છે. પરતુ તે જે વસ્તુ (નિધિ) માટે આટલો બધો આકુળવ્યાકુળ થઈ જાય છે, તે તો ક્ષણિક છે, નાશવત છે. વિવેક જ સાચું અને ચિરજીવી ધન છે. જે માણસને વિવેકરૂપી ધન મળી ગયુ છે, તેના માટે બીજુ બધુ ધન તુચ્છ છે, કઈ હિસાબમા નથી સાધકના હૃદયમાં જ્યારે વિવેકનો પ્રકાશ પ્રગટે છે, ત્યારે તેનું જીવન નિરાળુ જ બની જાય છે. ઘરમા, સમાજમા, દેશમા અને રાષ્ટ્રમા બધે જ તેને સન્માન મળે છે. એક સસ્કૃત લોકોક્તિ પણ છે . **विवेकी कस्य न प्रिय** ।

(વિવેકી કોને ગમતો નથી?) વિવેકી જ્યા જાય છે, ત્યા તેના વિવેકની સુગંધ પ્રસરાવે છે. આ સુગંધથી ખેંચાઈને લોકસમુદાય-રૂપી ભ્રમર તેની પાસે અનાયાસે જ આવી પહોચે છે

જેનામા વિવેકનો પ્રકાશ હોય છે, તે આખી દુનિયાને પોતાની જ માને છે આખી દુનિયા સાથે એકરૂપતા સાધે છે. જેને વિવેકની જડીબૂટી મળી છે, તેને જીવનનો મોહ કે મૃત્યુનો શોક સતાવતો નથી. તે આત્મા-અનાત્માનો ભેદ પારખી લે છે. ભેદ પારખવાની આ શક્તિને શાસ્ત્રકારો વિવેકખ્યાતિ તરીકે ઓળખે છે આટલો ઉત્તમ વિવેક પ્રાપ્ત થયા પછી દુનિયાની તુચ્છ વસ્તુઓ અને નશ્વર પદાર્થો પરથી તેની આસક્તિ છૂટી જાય છે. બધાં કુટુબીજનો અને સમાજ-રાષ્ટ્રના લોકો સાથે વ્યવહાર રાખતો હોવા છતાય તે અદરથી નિર્લેપ અને અનાસક્ત રહે છે. જૈન કવિઓએ આ સ્થિતિને રૂપકબદ્ધ કરતાં કહ્યુ છે.

**'રે રે સમદૃષ્ટિ જીવડા, કરે કટુંબ પ્રતિપાલ;**
**અંતર સે ન્યારો રહે, જયોં ધાય ખિલાવે બાલ.'**

સમદૃષ્ટિ-વિવેકદૃષ્ટિવાળો જીવ કુટુબનુ પાલન-પોષણ કરતો હોવા છતાય અતરથી તેનાથી અળગો જ રહે છે. એક ધાવ પારકાના બાળકને પ્રેમથી ખવડાવે છે, પિવડાવે છે, પાલન-પોષણ કરે છે, પરતુ અતરથી તો તે જાણતી જ હોય છે કે આ બાળક મારુ નથી, હુ તો તેની સારસભાળ રાખનારી છુ

ચપાનગરીના વિરાટ મેદાનમા વિહારનો મોટો મેળો હતો. મેળા માટે ખૂબ ધામધૂમથી તૈયારીઓ થઈ રહી હતી આ મેળાના દર્શન કરવા માટે હજારો સ્ત્રીપુરુષો દૂરદૂરથી ચોમાસાની નદીની જેમ ઊમટયા હતા એક બહેન પોતાના વહાલસોયા દીકરાને લઈને પુષ્પ-

વાટિકામા ફૂલ ચૂટવા માટે જઈ પહોચી. તેનુ નામ હતુ ગૌતમી આજે તેના હૃદયમા આનદની છોળો ઊડતી હતી ફૂલ વેચવાનો આવો સોનેરી અવસર વરસમા એક જ વખત આવતો હતો પોતાના દીકરાને ફૂલની પથારીમા સુવાડીને તે ફૂલ ચૂટવામા તલ્લીન થઈ ગઈ કોઈકોઈ વખત તે ફૂલોના સૌન્દર્યને પોતાના વહાલસોયા દીકરા સાથે સરખાવતી, તો કોઈકોઈ વખત પોનાના વહાલસોયા દીકરાને ફૂલોની કોમળતા સાથે સરખાવતી

એટલામા જ નજદીકના છોડવાઓમાંથી એક ભયકર કાળો નાગ નીકળ્યો અને ગૌતમીના લાડીલાને ડસી ગયો થોડા જ વખતમા તેના શરીરમા હળાહળ ઝેર પ્રસરી ગયુ ગૌતમીનો છોકરો મરી ગયો. ગૌતમીએ આવીને જોયુ, તો તેના હોશકોશ ઊડી ગયા તે ફૂલ ચૂટવાનુ ભૂલી ગઈ તેણે ફૂલની ટોપલીઓ દૂર ફેકી દીધી તે પોકેપોક મૂકીને રડવા લાગી

માતાની મમતા માતા જ જાણતી હોય છે પુત્ર માનુ કાળજું હોય છે મા પોતે દુખ સહન કરે છે, પરતુ તે પોતાના દીકરાનું દુખ જોઈ શકતી નથી તે પોતે ગમે તેવી જગાએ સૂઈ જવાનું પસદ કરે છે, પરતુ પોતાના લાલ(દીકરા)ને મખમલની સુવાળી ગાદી પર સુવાડવાની ઇચ્છા રાખે છે તે પોતે જૂના ફાટેલા કપડા પહેરીને પોતાના શરીરની લાજ ઢાકે છે, પરતુ પોતાના દીકરાને સારા કપડા પહેરાવવાની ઇચ્છા રાખે છે માતાનુ દીકરા પ્રત્યે કેટલું વહાલ હોય છે? પુત્ર માતાની આશાનો દીવો હોય છે. પરતુ આજે ગૌતમીનો એકનો એક આશાદીપ બુઝાઈ ગયો હતો તે આ ઓલવાયેલા કુળદીપકને મમતાવશ છાતી સરસો ચાપે છે આજે તેના હૃદયની બધી આશાઓ–આકાક્ષાઓના ટુકડેટુકડા થઈ ગયા છે તેના હૃદયને સખત આઘાત પહોચ્યો છે. તે ગાંડા જેવી થઈ ગઈ છે તે પોતાના દીકરાના મૃતદેહને ઊચકીને મત્રવાદીઓ પાસે જઈ પહોચી.

તેણે કહ્યુ · 'એ મંત્રવાદીઓ ! તમે તમારા મંત્રોનુ ગુમાન રાખો છો તમારા મંત્રોના પ્રભાવથી મારા દીકરાને સાજો કરો.' વૈદો પાસે જઈને તેણે કહ્યુ : 'એ વૈદો ! મારા દીકરાને એવી દવા આપો કે જેનાથી તેની મૂર્છા દૂર જાય' પછી જ્યોતિષીઓ પાસે જઈને કહ્યુ: 'એ જ્યોતિષીઓ ! મારા દીકરાના ગ્રહ જુઓ તે બોલતો કેમ નથી? તેને થયુ છે શુ ?' ત્યારબાદ દેવ–દેવીઓની માનતાઓ પણ માની; પરંતુ બધુ જ નકામુ ગયુ બાળકનો મૃતદેહ સડી ગયો તેમાથી દુર્ગંધ ફેલાવા માડી તોપણ ગૌતમી તો તેને ગળે વળગાડીને ગલીએ ગલીએ, મહોલ્લે મહોલ્લે, બજારે બજારે અને ચૌટેચોટે ફરવા લાગી લોકો ગુસ્સે થઈને તેને ઠપકો આપતા. 'અરે ગાડી ! તારો દીકરો તો મરી ગયો છે. તેની નસેનસમા ઝેર પ્રસરી ગયુ છે' પરંતુ તેમની વાત ગણકાર્યા વિના જ તે કહેતી 'મારો દીકરો મરી શાનો જાય ? તે તો સૂઈ ગયો છે તારો દીકરો મરી ગયો હશે.'

## 'યહાં હંસને કો સબ હંસતે હૈં' એકારોંકી કિસ્મત પર; મગર રોના નહીં આતા, બેચારોંકી કિસ્મત પર.'

દુનિયા ખરેખર દોરંગી છે અહીં રડનારની સાથે બધા રડવા લાગે છે. તેનુ દુ:ખ ઓછુ કરવાનો કોઈ પ્રયત્ન કરતુ નથી. દુનિયાના લોકોથી ગૌતમી ત્રાસી ગઈ તે નિરાશ થઈ ગઈ એટલામા એક અવાજ સંભળાયો 'ચંપાનગરીના મેદાનમા એક નેતા આવ્યા છે, એક સર્વજ્ઞ સર્વદર્શી આવ્યા છે, વીતરાગી આવ્યા છે, અમૃત પિવડાવનાર આવ્યા છે તે અમૃત આપે છે, સંજીવની આપે છે. તેમની વાણીમા મુડદાને પણ જીવતા કરવાનો જાદુ છે' ગૌતમીએ આ અવાજ સાભળ્યો તેની આખોમા એક નવો જ ચમકારો થયો. તેનુ હૃદયકમળ ખીલી ઊઠયુ. જ્યા મહાત્મા બુદ્ધ ઊતર્યા હતા, ત્યા

તે જઈ પહોંચી. સભાસદોએ તેને આગળ વધતાં અટકાવી. તેમણે પૂછ્યું: 'આ સડો લઈને તુ આગળ ક્યાં જાય છે?' મહાત્મા બુદ્ધની કરુણા જાગ્રત થઈ. તેમણે સભાસદોને કહ્યુ 'આ કોઈક દુ:ખી સ્ત્રી છે તેને અટકાવશો નહીં. તે ભલે આગળ આવે અહીં તેને પ્રકાશ મળશે અહી તેનુ જીવન ઝળહળશે' બસ, હવે શું પૂછવાનું હોય? ગૌતમી આગળ વધી અને મહાત્મા બુદ્ધના પવિત્ર ચરણોમાં પોતાના પુત્રને મૂકી હાથ જોડીને કહ્યું: 'ઓ શાસ્તા! આ છોકરાને પીયૂષ આપો, અમૃત આપો, સંજીવની આપો! તેનાથી મારો એકનો એક દીકરો સાજો થઈ જશે' બુદ્ધે તેને આશ્વાસન આપતા કહ્યું 'માતા! થોડીક ધીરજ ધર હું તને સંતોષ થાય તેમ કરીશ પરતુ એક શરત છે! જે ગૃહસ્થના ઘરમાથી કોઈ મૃત્યુ ન પામ્યુ હોય, ત્યાથી એક મૂઠી ભરીને સરસવ લાવી આપ' ગૌતમી રાજી થઈ ગઈ તેને આશાનુ એક કિરણ સાપડ્યું તેણે દોટ મૂકી ઊંચીઊંચી હવેલીઓ આગળ ગઈ, રાજમહેલોમા ગઈ તેણે સોનાના સિંહાસનાધીશોને કહ્યુ 'હુ તમારા બારણે ભિક્ષા માગવા આવી છુ તમે મારા દીકરા માટે ભિક્ષા આપશો?' પેલા શેઠ-સામતોએ કહ્યું. 'હા, ગૌતમી! જો તારો દીકરો સાજો થતો હોય, તો તેના માટે જોઈએ તેટલુ સોનુ લઈ જા, ચાંદી લઈ જા, ઝવેરાત લઈ જા જે જોઈએ, તે માગી લે' ગૌતમીએ કહ્યુ: 'મારે સોનું, ચાંદી કે ઝવેરાત નથી જોઈતા શાસ્તાએ કહ્યું છે કે જેના ઘરમાંથી કોઈ પણ મૃત્યુ ન પામ્યુ હોય, તે ઘરમાંથી એક મૂઠી ભરીને સરસવ લઈ આવ. હુ તારા દીકરાને સાજો કરી દઈશ' આ શબ્દો સાભળતા જ કોઈએ અશ્રુબિંદુ સારતા કહ્યુ. 'ગૌતમી, મારો વીસ વરસનો પુત્ર મરી ગયો છે' કોઈએ કહ્યુ: 'મારો પતિ મરી ગયો છે' થાકીને તે સોનાના મહેલો છોડીને ઝૂંપડીઓ તરફ વળી પરંતુ ત્યાંય તેને મૂઠી જેટલા સરસવ ન મળ્યા એવુ કોઈ જ ઘર નહોતું કે જ્યા કોઈનું મૃત્યુ ન થયું હોય. છેવટે નિરાશ થઈને ગૌતમી પાછી ફરી તેણે

મહાત્મા બુદ્ધને કહ્યુ : 'ભગવન્ ! હું ખરેખર કમનસીબ છું. હુ આખા નગરમા ઘેરઘેર ફરી વળી કોઈ પણ એવુ ઘર નથી જડતુ કે જ્યાં કોઈનું મોત ન થયુ હોય આ કારણને લીધે મારે નિરાશ થઈને એક મૂઠી સરસવ વિના ખાલી હાથે પાછા ફરવુ પડ્યું છે.' બુદ્ધે કહ્યુ 'ગૌતમી ! જો બધાના ઘરમા કોઈ ને કોઈ મરી ગયુ હોય, તો પછી તુ જ તેમા અપવાદરૂપ કેવી રીતે રહી શકે ? આ તો જગતનો નિયમ જ છે જે જન્મ ધારણ કરે છે, તે એક દિવસ મરે જ છે જે ફૂલ ખીલે છે, તે કરમાયા વિના રહેતુ નથી જે સૂર્ય ઊગે છે, તે આથમ્યા વિના રહેતો નથી જન્મ લીધા પછી જો કોઈ એમ પ્રચ્છે કે હુ મરી ન જાઉં, તો તે અસંભવ છે કાળનુ ચક્ર જગતના બધા પ્રાણીઓ પર ફરતુ રહે છે જગતની કોઈ પણ શક્તિ તેને અટકાવી શકતી નથી તેનુ આગમન નિશ્ચિત જ છે. પછી તારા બાળક પર કાળની ક્રૂર દૃષ્ટિ પડી ગઈ, તેમા આટની બધી હેરાન શા માટે થાય છે ? તે તારી ફરજ પૂરી કરી છે અને બાકીની ફરજ પૂરી કર મોહવશ બની નકામા દુ:ખી થવાનો કોઈ અર્થ નથી તારે તારું ભવિષ્ય ઉજ્જવળ કરવુ જોઈએ તારે તારા પુત્રના મૃત્યુ પરથી બોધપાઠ લેવો જોઈએ કે તારે પણ એક દિવસ મરવુ પડશે એટલા માટે જે સત્કાર્યો વહેલાસર થઈ શકે, તે કરી નાખવા જોઈએ.'

મહાત્મા બુદ્ધની હૃદયસ્પર્શી વાણી સાભળીને ગૌતમીનુ મોહવશ સુષુપ્ત મન જાગ્રત થયુ તેની અતરદૃષ્ટિના દ્વાર ઊઘડી ગયા. તેનો મોહ દૂર થઈ ગયો તેની ચિતા ઓછી થઈ ગઈ તેણે તુરત જ પોતાના પુત્રનો મૃતદેહ ઉપાડી લીધો અને સ્મશાનમા જઈને સળગાવી મૂક્યો તેણે પોતાના ભાવી જીવનને ઉજ્જવળ બનાવવાની તૈયારીઓ કરી ફરીથી મહાત્મા બુદ્ધની સેવામાં પહોચી જઈને તેણે '**બુદ્ધં શરણં ગચ્છામિ, સંઘં શરણં ગચ્છામિ, ધમ્મં શરણં ગચ્છામિ**'નો ત્રિ-સૂત્રી મત્ર અગીકાર કર્યો અને બૌદ્ધ સઘમા ભિક્ષુણી બનાવવાની આજીજી કરી ગૌતમીની પ્રાર્થના સાંભળીને

મહાત્મા બુદ્ધે તેને બૌદ્ધ સંઘની દીક્ષા આપી. આગળ જતા આ જ ગૌતમીએ બૌદ્ધ સંઘનો પ્રચાર કર્યો ગૌતમાને વિવેકનો મહાપ્રકાશ સાંપડ્યો હતો. પછી જગતની વાસનાઓ તેને કેવી રીતે લોભાવી શકે?

મિત્રો! વિવેકની આ મહાજ્યોતને પ્રાપ્ત કરો વિવેક હરકોઈ ક્ષેત્રમા તમારો માર્ગદર્શક સાચો મિત્ર છે તમે ધાર્મિક ક્ષેત્રમા હો કે આધ્યાત્મિક ક્ષેત્રમા હો, સામાજિક ક્ષેત્રમા હો કે રાજકીય ક્ષેત્રમા હો, બધે વિવેકનો પ્રકાશ કામ આપ્યા વિના રહેતો નથી ધર્મતત્ત્વની સમીક્ષા કરવા માટે અને તેની પસંદગી કરવા માટે પણ ભગવાન મહાવીરે કહ્યુ

**'પન્ના સમિક્ખએ ધમ્મં તત્તં.'**

તમારી સારાસાર વિવેકશાળી બુદ્ધિથી ધર્મતત્ત્વની સમીક્ષા કરો. શાસ્ત્રોમા પ્રકાશ આપવાની શક્તિ છે જ, પરંતુ શાસ્ત્રોનો અર્થ તો આપણી બુદ્ધિથી જ નક્કી કરવો પડશે, તેના પર વિચારણા કરવી પડશે એટલા માટે જ શાસ્ત્રકારો—નીતિકારોએ કહ્યુ છે:

**'यस्य नास्ति स्वयं प्रज्ञा शास्त्रं तस्य करोति किं?**
**लोचनाभ्यां विहीनस्य दर्पणः किं करिष्यति।'**

જેની પાસે પોતાની વિવેકબુદ્ધિ નથી, તેનો ઉદ્ધાર શાસ્ત્રો કેવી રીતે કરી શકશે? જેની આંખે જ અંધાપો હોય, તેના માટે દર્પણ શા કામનુ?

ખરેખર, આપણે આપણી વિવેકબુદ્ધિનો ઉપયોગ કરીને કામ કરવાની ટેવ પાડવી જોઈએ આપણે જ્યારે બુદ્ધિને પરાવલંબી બનાવીએ છીએ, આત્મશ્રદ્ધા ગુમાવીને વિવેકબુદ્ધિથી વિચાર કરતા નથી, ત્યારે બીજા માણસો આપણને અવળી સલાહ પણ આપે છે આ સલાહ-

કારણ આપણી સાચી વસ્તુસ્થિતિથી અજાણ હોય છે આ સલાહ સાંભળીને આપણી બુદ્ધિ ચોર્યાસીના ચક્કરમાં ફસાઈ જાય છે.

એટલા માટે જ દુનિયાના પ્રત્યેક ક્ષેત્રમાં આજે વિવેકનું સામ્રાજ્ય હોવું જોઈએ તેની અવગણના કરીને કોઈ પણ ધર્મ, શાસ્ત્ર કે વિચારસરણી આગળ ન જ વધી શકે આ કારણને લીધે માણસના જીવનમાં પહેલી અને સૌપ્રથમ અનિવાર્ય આવશ્યકતા વિવેકની છે. તેનો સ્વીકાર કર્યા વિના દુનિયાં પર સ્વર્ગીય સુખોના દર્શન નહી જ થઈ શકે તેનો સ્વીકાર કરીને જ નરક જેવા સંયોગોને સ્વર્ગ જેવા બનાવી શકાશે. તેનો સ્વીકાર કરીને જ પશુત્વમાંથી માનવત્વ અને દેવત્વ તરફ આગળ વધી શકાશે

---

[૯]

# સંયમનું માધુર્ય

ભારતવર્ષ કૃષિ(ખેતી)પ્રધાન જ નહી, ઋષિપ્રધાન દેશ છે ત્યા કેટલાય આત્મદૃષ્ટા ઋષિ–મહર્ષિઓ થઈ ગયા. સત–મહતો થઈ ગયા આ ઋષિઓ જાતે સયમ–સાધના કરતા, તપની આરાધના કરતા અને ઊડુ ચિતન કરીને આગળ વધતા તેમના પવિત્ર ચરિત્ર અને નિર્મળ વાણી બીજા લોકોને પણ પ્રગતિના પંથે આગળ વધવામાં પ્રેરણા આપતા તે પોતે જ પ્રકાશના પુજ જેવા હતા પ્રકાશને પ્રકાશવા માટે બીજા પ્રકાશની આવશ્યકતા રહેતી નથી જેનામા પોતાનામા જ પ્રકાશ નહીં હોય, તે બીજાને પ્રકાશિત નહી કરી શકે. ભારતીય દૃષ્ટાઓની વાણી આપણને એટલા માટે પ્રકાશ આપી શકી કે તેમના પોતાના જીવનમાં સયમની જ્યોત ઝગમગતી હતી.

સમયનો અર્થ છે–આત્મનિગ્રહ કરવો, મન, વચન અને શરીરનુ નિયમન કરવુ, ઈંદ્રિયોને વશમા રાખવી પારકા પર અધિકાર જમાવવાનુ સહેલુ છે, પોતાની જાતને વશમા રાખવાનુ મૂશ્કેલ છે એક પાશ્ચાત્ય તત્ત્વવેત્તાએ કહ્યુ છે 'સૌથી વધારે શક્તિશાળી વ્યક્તિ તે છે, જે પોતાની જાત પર રાજ્ય ચલાવી શકે છે જે પોતાની જાતને કાબૂમા રાખી શકતો નથી, તે કોઈ દિવસ સુખી પણ થઈ શકતો નથી' સુખી થવાનો મૂળ મત્ર આ પ્રમાણે છે–પોતાની જાતને વશમા રાખવી તે ભગવાન મહાવીરે આ દૃષ્ટિકોણ નજર સમક્ષ રાખીને જ તેમના છેલ્લા પ્રવચનમા કહ્યુ હતુ

**'અપ્પા ચેવ દમ્મેયવ્વો, અપ્પા હુ ખલુ દુદ્દમ્મો।**
**અપ્પા દંતો સુહી હોઈ, અસ્સિં લોએ પરત્થ ય ॥'**

'પોતાના આત્માનુ, પોતાના મન, ઇંદ્રિય અને વાણીનુ દમન કરવુ જોઈએ (તેમને વશમા રાખવા જોઈએ). ખરું જોતા પોતાની જાતને વશમા રાખવી, તે દુસાધ્ય છે. જે પોતાની જાતને વશમાં રાખે છે, તે આ લોક અને પરલોક બન્નેમાં સુખી થાય છે.'

આજે જગતની રંગભૂમિ પર જે જે રાષ્ટ્રવાદી, ધર્મવાદી, સમાજવાદી કે મૂડીવાદી નેતાઓ અને વિશિષ્ટ વ્યક્તિઓ છે, તે બધા પારકાને વશ કરવાના, પારકા પર શાસન કરવાના અને પારકા પર અધિકાર જમાવવાના પ્રયત્ન કરતા હોય એમ દેખાય છે. ભારતવર્ષમા તો આ રોગે ભયકર સ્વરૂપ ધારણ કર્યું છે. પારકા પર દાબ રાખવા માટે જાતજાતની હાથચાલાકીઓ અજમાવવામા આવે છે, જાહેરાતો કરવામા આવે છે, સૈન્ય તૈયાર રાખવામા આવે છે અને શસ્ત્રાસ્ત્રોની મરામત કરવામા આવે છે. પરંતુ પોતાની જાત પર અંકુશ રાખવા માટે કોઈ વીરલો જ તૈયાર થાય છે સમાજમા, ધર્મસપ્રદાયોમા, વ્યાપારિક જગતમા અને રાષ્ટ્રોમા પ્રજા પર જાતજાતના કાયદા–કાનૂનો લાદવામા આવે છે આ કાયદાઓને પ્રજાના સુખ સાથે કે પ્રજાના હિત સાથે સ્નાનસૂતક જેવુ હોતુ જ નથી આ બધા કાયદાઓનો સબધ કહેવાતા નેતાઓના અગત સ્વાર્થ કે લાભ સાથે હોય છે આ નેતાઓને પોતાની પ્રતિષ્ઠા વધારવાની જ પડી હોય છે તે પોતાની મહત્તાનાં રણશિગા ફુકાય એમ ઇચ્છતા હોય છે પ્રજાના સાચા હિતને લક્ષ્યમા રાખીને જે નિયમો કે કાયદા–કાનૂનો ઘડવામા આવે છે, તેનો અમલ સ્વેચ્છાએ થતો હોય છે, તેનો અમલ કરવાની નેતાઓ પહેલ કરે છે. આમ થાય તો જ આ નિયમો ખમીરવતા બની શકે, તેનાથી લોકો સુખી થઈ શકે. પરતુ કહેવુ શુ ? આજે તો બધે ઊલટી ગગા વહી રહી છે. જ્યા જુઓ ત્યા બહારથી લાદેલુ શાસન અને દમનનું ચક્ર તીવ્ર ગતિએ ચાલી રહ્યા છે

અનુશાસનને સયમનુ સ્વરૂપ આપનારા લોકો એક વસ્તુ ભૂલી

જાય છે કે સયમ સ્વેચ્છાએ પાળવાનો હોય છે, પારકાના દબાણથી નહી જો બહારથી લાદવામા આવેલા અનુશાસનને જ સયમ કહેવામા આવતો હોય, તો જેલમા કેદીઓ મારફત લેવાતા કામને કે ભૂખમરાને પણ સયમ જ કહો શકાય ગરીબીના ત્રાસથી એક વ્યક્તિ ભૂખી રહે, ફાટેલા કે ઓછા કપડા પહેરે કે અનેકવિધ મુસીબતો સહન કરે, તેને સયમ કહી શકાય ? આ જ રીતે પગારદાર સૈનિકો પર કરવામા આવતા હુકમને કે નોકરિયાતો પર રાખવામા આવતી કડકાઈને પણ સયમની કક્ષામા શા માટે ન મૂકવામા આવે ?

ખરેખર, આજે સયમ શબ્દનાં માનપાન એટલા બધાં વધી પડ્યા છે કે તેના માટે હવે સ્થળ, કાળ કે કારણ–અકારણ જેવું કંઈ જ રહ્યુ નથી તેના નામનો માત્ર ઉચ્ચાર જ કરવાથી ભારતના લોકોનુ માથુ નમી પડે છે. આ કારણને લીધે આજે સંયમ શબ્દ પર ખૂબ જ ગભીરતાથી વિચાર કરવો જોઈએ. લોકોએ લાંબા સમયથી અમુક વાત કહેલી છે, તેટલા જ માટે તેને સાચી ન માની લઈ શકાય આજે ભારતના લોકજીવનમા સયમ શબ્દ નામનો જ રહી ગયો છે. જો સયમ હોત, તો ભારતની પ્રજાનુ જીવન સુખી હોત, સમૃદ્ધ હોત, પરિશ્રમશીલ હોત અને આનદની છોળો ઊડતી હોત પરતુ આજના ભારતના લોકજીવન પર પાશ્ચાત્ય સસ્કૃતિનો પટ લાગ્યો છે, તે વિલાસની ગંધાતી ગલીઓમા ભટકે છે, ઇંદ્રિયોનુ દાસ બની ગયુ છે, ભોગવિલાસના ચક્કરમા ફસાઈને આત્મભાન ગુમાવી બેઠુ છે, પરિગ્રહવાદની ભુલભુલામણીમા ફસાઈને એકબીજા સાથે છળકપટ કરે છે, અબ્રહ્મચર્યના વિનાશકારી પથે આધળી દોટ મૂકે છે પછી આપણે તેને 'સયમ' કેવી રીતે કહી શકીએ ? બાહ્ય તપશ્ચર્યા કરીને કોઈ ધર્મ–સપ્રદાયવાદી સયમનો દેખાવ કરવા ઇચ્છે તો ભલે પરતુ જ્યા સ્વાદેન્દ્રિય પરનો વિજય, સેવા, સ્વાર્થત્યાગ ઇત્યાદિ આતરિક તપ ન હોય, ત્યા બાહ્ય તપશ્ચર્યાનો સયમ અર્થહીન છે, કેવળ દેખાવ માટેનો જ છે અર્થહીન સંયમ આત્માને

પીડે છે. આ પ્રકારનો સંયમ રાખનાર પોતાની જાતને મોટી માની બેસે, તે પણ એક પ્રકારની આત્મપ્રવચના જ છે

એટલા માટે જે રાષ્ટ્ર, દેશ, જાતિ, ધર્મ કે સમાજમાં સયમ હોય છે, તે રાષ્ટ્ર, દેશ, જાતિ, ધર્મ કે સમાજ દુખી નહી જ થાય, તેનુ પતન નહી જ થાય અને તેની અવદશા નહી જ થાય 'રોમનો ઇતિહાસ' લખતા ગિબ્બને એક સ્થળે લખ્યું છે—'રોમનુ પુનરુત્થાન સયમથી, સાદાઈથી અને કરકસરથી થયુ અને તેનુ પતન વિલાસિતાથી, અસયમથી અને ઉડાઉપણાથી થયુ '

ઈ. સ ૧૯૩૨મા નવલકથા—સમ્રાટ પ્રેમચદજીએ તેમના એક ભાષણમા કહ્યુ હતુ 'સયમમા શક્તિ છે અને શક્તિ જ આનદનો પાયો છે જે પોતે જ સયમહીન અને શક્તિહીન હોય, તે આનદાનુભવ લઈ શકતો નથી. તેને આનદની કલ્પના પણ આવી શકતી નથી '

આજે દુનિયામાં બધે ભય, નિરાશા અને ત્રાસનુ સામ્રાજ્ય ફેલાયેલુ છે, એકબીજા રાષ્ટ્ર તરફ શકાની નજરે જુએ છે, માણસ માણસની બીકથી ત્રાહી પોકારી ઊઠે છે. આ બધાનુ કારણ અસયમ જ છે જો આજે બધા રાષ્ટ્રોમા સયમની મધુર નિર્ઝરિણી (નદી) કલકલ નિનાદ કરતી વહેતી હોય, તો તેમની (રાષ્ટ્રોની) કાયાપલટ થઈ જાય, તેમના દિદાર પલટાઈ જાય બધા રાષ્ટ્રો સશક્ત અને સમૃદ્ધ થાય

ભારતવર્ષના ધર્મ—સપ્રદાયો પણ પોતાની વાણી પર સયમ રાખતા નથી. એક સપ્રદાય બીજા સપ્રદાય પર જૂઠા આક્ષેપો, નિદા અને રાગદ્વેષપૂર્ણ વાક્પ્રહારો કરવામા જ મશગૂલ છે સંપ્રદાયના અનુયાયીઓને આ અસયમ શાતિથી જીવવા દેતો નથી

આ જ કારણને લીધે આજથી કેટલાય વર્ષ પહેલા આર્યાવર્તના મહાપુરુષ ભગવાન મહાવીરે સાધકોને સબોધતા કહ્યુ હતુ.

**'હત્થ સંજએ, પાય સંજએ,**
**વાય સંજએ સંજ ઇંદિએ.'**

અર્થાત્ હાથને સંયમમાં રાખો, પગને સંયમમાં રાખો, વાણી પર સંયમ રાખો (અને) ઇંદ્રિયો પર સંયમ રાખો.

મહાત્મા બુદ્ધે પણ પોતાના શિષ્યોને કહ્યું હતું :

**'હસ્ત સંયતો, પાદ સંયતો, વાચા સંયતો.'**

હાથ પર સંયમ રાખો, પગ પર સંયમ રાખો (અને) વાણી પર સંયમ રાખો.

જે વ્યક્તિઓના કાન શ્રુતિમધુર સ્વર્ગીય સંગીતની સ્વર-લહરીનું શ્રવણ કરવા માટે તત્પર રહેતા હોય, આંખો સુંદર સ્ત્રીઓના સૌંદર્યને જોવા માટે તલસાટ કરતી હોય, નાક સુગંધિત પદાર્થોની સુગંધ લેવા વલખા મારતું હોય, જીભ સ્વાદિષ્ટ ભોજનનો આસ્વાદ માણવા લબલબતી હોય અને શરીર સુકોમળ વસ્તુઓનો સ્પર્શ કરવા માટે તરફડતું હોય, તે સંયમી નથી, તે તો ઇંદ્રિયોનો દાસ છે, ગુલામ છે.

ઘોડાનો માલિક અમીર, ઉમરાવ કે જાગીરદાર હોય છે. તેને સાચવે છે તેનો નોકર. તે ઘોડાને ખવડાવે છે, પાણી પિવડાવે છે, નવડાવે છે, તેની લાદ ઉપાડી લે છે અને તેનું શરીર ધોઈને સાફ કરે છે. આ કામ જાગીરદાર કે અમીરનું નથી. તે તો ઘોડાનો માલિક હોય છે, દાસ નહીં. તે ઘોડા પર સવારી કરે છે. ભારતના ઋષિ-ઓએ ઇંદ્રિયોને ઘોડાની ઉપમા આપેલી છે. **'इन्द्रियान् हयानाहु ।'** (કઠોપનિષદ)

જે આત્મા ઇંદ્રિયેનો સેવક છે, તે ગુલામ છે અને જે ઇંદ્રિયોનો માલિક છે તે અમીર છે. મારે તમને અહીં એક પ્રશ્ન

પૂછવો પડશે. તમે શું થવા માગો છો ? માલિક (અમીર) થવા માટે ઇંદ્રિયો પર સયમ રાખવો પડશે, ઇંદ્રિયોને વશમાં રાખવી પડશે અને વાસના પર વિજય મેળવવો પડશે તે વખતે તમારુ જીવનસૂત્ર આ પ્રમાણે ન જ હોઈ શકે:

**'એશ કર દુનિયાકી ગાફિલ, જિંદગાની ફિર કહાં?**
**જિંદગાની ગર મિલી તો, યહ જવાની ફિર કહાં?'**

આ સૂત્ર તો ગુલામોનુ છે, માલિકોનુ નહી માલિકોનું સૂત્ર તો આ રહ્યુ : **'સંજમમ્મિય વીરિયં'** સયમના આચરણમા શક્તિને લગાડવી તેમાં જ જીવનની સાર્થકતા છે **'સયમ ખલુ જીવનમ્ ।'** ખરુ જોતા સયમ જ જીવન છે. અસયમી જીવનને જીવન કહેવાય જ નહી તે તો એક પ્રકારનુ છૂપુ મોત છે.

દુનિયાના બીજા બધા પ્રાણીઓ પણ જીવે છે અને માણુસ પણ જીવે છે પરતુ બન્નેના જીવનમા જો કોઈ તફાવત ન હોય, બન્નેનુ જીવન એક જ ઢાળનુ હોય, બન્નેના જીવનનું આખરી ધ્યેય એક જ હોય, તો માણુસ અને બીજા પ્રાણીઓમા ફેર શુ ? જો માણુસના જીવનનું ધ્યેય ખાવાનુ, કપડા પહેરવાનુ અને મોજશોખ કરવાનુ, એશઆરામ અને સગવડથી રહેવાનુ અને પૈસા કમાવાનુ જ હોય, તો પશુના જીવનમા અને માણુસના જીવનમા તફાવત શું ? જે માણુસના હૃદયમા જીવનનુ ધ્યેય ખાવુ, પીવુ કે પહેરવુ, ઓઢવુ નથી, પરતુ સયમપૂર્વક જીવવુ અને પારકાને આનદ આપીને જીવવુ એ છે, તે માણુસ ખાય છે, પીએ છે, પહેરે છે અને યોગ્ય વસ્તુ-ઓનો ઉપયોગ કરે છે, તે કેવળ જિદગી ટકાવવા માટે જ. આ કારણુને લીધે આ બધી વસ્તુઓમા પણુ જેટલો સયમ રાખી શકાય છે, તેટલો તે રાખે જ છે.

જે માણુસ પોતાની જાત પર સયમ રાખે છે, તે ગમે તે સ્થળે જાય છે તોય દુ:ખી થતો નથી, કોઈને ભારરૂપ થઈ પડતો નથી,

કે કોઈને ખટકતો નથી. તેનું જીવન હળવા ફૂલ જેવું સુગંધમય બની જાય છે ખરુ જોતા તો સયમ જ માનવતાની કસોટી છે જેનામાં જેટલો વધારે સયમ હોય છે, તેનામાં તેટલી જ વધારે માણસાઈ હોય છે.

કેટલાક માણુસો બાહ્ય વસ્તુઓ પર તો સયમ કેળવી શકે છે. તે લોકો ઓછુ કે લૂખું સૂકું ખાય છે, કપડાં સાદા અને ઓછામાં ઓછાં પહેરે છે અને બીજી વસ્તુઓ પણ ઓછી હોય તો ચલાવી લે છે. પરતુ આ લોકો તેમની આતરિક વૃત્તિઓ પર, તેમના આવેશો, આવેગો અને કુવૃત્તિઓ પર કાબૂ મેળવી શકતા નથી, સંયમ રાખી શકતા નથી. એટલા માટે ભગવાન મહાવીર જેવા સર્વોચ્ચ સાધકોએ પોતાના અનુભવોનો નિચોડ જગત્ સમક્ષ મૂકતા કહ્યુ 'રણભૂમિમા યુદ્ધ લડનાર સૈનિક સેકડો અને લાખોને હરાવી શકે છે, પ્રસિદ્ધ લડવૈયા તરીકે ઊચી છાતીએ ફરી શકે છે, પરતુ પોતાના મન અને ઇદ્રિયોને વશમા રાખવાનુ, તેમના પર વિજય પ્રાપ્ત કરવાનુ ખૂબ જ મુશ્કેલ છે મન અને ઇદ્રિયોને જીતનારો સયમી જ સાચો સૈનિક છે, વિજયી શૂરવીર છે.' એક વિચારકે કહ્યુ છે કે, 'પાચ ઇદ્રિયો અને ચાર કષાયો પર વિજય મેળવે છે, તે જ માણુસ છે'

આજે દુનિયાના ઘણાખરા લોકોની દષ્ટિ બહિર્મુખી બની ગયેલી છે તે રાત-દિવસ અમુક વસ્તુઓના ઉપભોગનુ જ ચિંતન કર્યા કરે છે તેમના મનનો હીંડોળો અમુક પદાર્થોના સયોગ-વિયોગ સાથે જ ડોલતો હોય છે આ પ્રકારના લોકો પોતે દુખી થાય છે અને પોતના કુટુબ, સમાજ, જાતિ અને દેશને દુઃખના પ્રવાહમા ઘસડી જાય છે તેમની બહિર્મુખી દષ્ટિને લીધે તે પ્રત્યેક વ્યવહારમા, રીતરિવાજોમા અને સામાજિક પ્રથાઓમા, જગતને આ દષ્ટિએ જ જુએ છે તેમની દષ્ટિ અતર્મુખી ન બને, ત્યા સુધી તેમનામા સાચો સયમ ન જ આવી શકે જેની દષ્ટિ અતર્મુખી બને છે, તે બાહ્ય

લોકસમુદાય, જાતિ કે અમુક સમાજની દૃષ્ટિએ વિચાર ન કરતા આત્મહિતની દૃષ્ટિએ વિચાર કરે છે અને વ્યવહાર રાખે છે ચારિત્ર્યમા મોહક કર્મનો ઉદય થવાથી દૃષ્ટિ બહિર્મુખી બને છે અને તેનાથી રાગદ્વેષરૂપી કષાય ભાવોનો પ્રાદુર્ભાવ થાય છે. આ પ્રાદુર્ભાવ એ જ અસયમ અસયમ થયા પછી આત્મા તેના સાચા સ્વરૂપે રમણ કરી શકતો નથી. તે પુદ્ગલાનદી બનીને વાસનાઓમા રમણ કરવામા જ શ્રેય માને છે

ભારતવર્ષના બધા જ ધર્મોએ પોતપોતાના શાસ્ત્રોમા આ વાત બહુ જ સારી રીતે જાહેર કરી છે કે પાચેય ઇંદ્રિયો પોતે ખરાબ નથી કે મન પણ પોતે ખરાબ નથી તેનો દુરુપયોગ ખરાબ છે અને સદુપયોગ સારો છે. જો કુશળ પ્રયોજક આ ઇંદ્રિયો અને મનને શુદ્ધ હેતુ તરફ દોરી જાય, વિષયોમા પ્રવૃત્તિ થયા પછી પણ તેમને આસક્તિ અને રાગદ્વેષથી દૂર રાખે, તો તે સયમી છે, સ્થિતપ્રજ્ઞ છે. ભગવદ્ ગીતામા આ જ વસ્તુનું રહસ્યોદ્‌ઘાટન કરતા શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે :

‘इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥’

પ્રત્યેક ઇંદ્રિયની પાછળ રાગ અને દ્વેષનો કાટો લાગેલો છે. કુશળ સાધક આ રાગદ્વેષને વશ થતો નથી, કારણ કે ઇંદ્રિયો શત્રુ નથી, રાગદ્વેષ જ શત્રુ છે

આ જ વસ્તુ ભગવાન મહાવીરે પાવાપુરીના છેલ્લા પ્રવચનોમા—ઉત્તરાધ્યયન સૂત્રના બત્રીસમા અધ્યયનના ૩૫મા-કહી છે રાગ અને દ્વેષ આ બન્ને શત્રુ છે. તેમને પ્રત્યેક ઇંદ્રિયના વિષયમાથી હટાવી દેવામા આવે, તો માણસ આ સંસારમા કમળપત્રની જેમ નિર્લેપ થઇને રહી શકે છે.

સાથે સાથે જ કાચા સાધકને ઇંદ્રિયના વિષયોમા પ્રવૃત્ત થવાની મનાઈ પણ કરવામાં આવી છે. તેમણે કાચબાના રૂપકથી સાધકોને ચેતવ્યા પણ છે ભગવાન મહાવીરે 'સૂત્રકૃતાંગ સૂત્ર'માં સાધકોને આ જ સદેશો આપ્યો છે.

**'જહા કુમ્મે સ અંગાઈ સએ દેહે સમાહરે ।**
**એવં પાવાઇં મેહાવી અજ્ઝપ્પેણ સમાહરે ॥'**

અર્થાત્ જેવી રીતે ભય ઉપસ્થિત થતાં કાચબો પોતાનાં અંગોપાગો સકોરી લે છે, તેવી રીતે સાધક પણ વિષયાભિમુખ ઇંદ્રિયોને આત્મજ્ઞાનથી સંકોરી લેવી જોઈએ

શ્રીમદ્‌ભગવદ્‌ગીતામા પણ આ જ વસ્તુને સ્પષ્ટ કરતા કહ્યું છે·

**'यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।**
**इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥'**

અર્થાત્ જેવી રીતે કાચબો પોતાના અગોને (માત્ર ભય ઉપસ્થિત થતા) સમેટી લે છે, તેવી જ રીતે જે મનુષ્ય ઇંદ્રિયોના વિષયોમાથી ઇંદ્રિયોને હટાવી લે છે, તેની પ્રજ્ઞા સ્થિર છે

તમે શકરના મદિરની બહાર કાચબાની મૂર્તિ તો જોઈ છે ને? આ કાચબાની મૂર્તિ એક વસ્તુની દ્યોતક છે કે જો તમે શકરના દર્શન કરવાની ઇચ્છા રાખતા હો, તો પહેલા કાચબાની જેમ તમારી ઇંદ્રિયોને વશમા રાખતા શીખો જ્યા સુધી કાચબાનો ગુણ ધારણ નહિ કરો, ત્યા સુધી શકર(સુખ)ના દર્શન નહી કરી શકો

આ રીતે સયમ જીવન માટે આવશ્યક જ નહી, અનિવાર્ય પણ છે. સયમ વિના પાપકર્મોના પ્રવાહને રોકી શકાતો નથી. છતમાથી પાણી ટપકતુ હોય, તો આપણે તેને તોડી નાખીને નવી

છત તૈયાર કરાવતા નથી, પરંતુ જૂની છતની મરામત કરાવીએ છીએ. મરામત કરાવ્યા પછી પાણી ટપકતુ બધ પડી જાય છે. આત્મારૂપી છત છે, ઇંદ્રિયના વિષયોરૂપી છિદ્રો દ્વારા તેમાં પરભાવનું પાણી પ્રવેશે છે. આ પાણીને સયમરૂપી લેપ લગાડીને અટકાવવાનું છે આ પ્રવાહને અટકાવ્યા વિના છૂટકો જ નથી. ભગવાન મહાવીરને તેમના પટ્ટશિષ્ય ગૌતમે પ્રશ્ન પૂછ્યો : '**સંજમેણ ભંતે ! જીવે કિં જણયઇ ?**' (ભગવન્ ! સંયમથી પ્રાણીને શું મળે છે ? ) ભગવાન મહાવીરે કહ્યું :

**'અણણ્હ યત્તં જણયઈ.'**

લાબા અને તદુરસ્ત જીવન માટે સયમ રસાયન જેવું છે. તે આત્મા, મન અને શરીરને સ્વસ્થ અને મસ્ત બનાવનાર શુદ્ધ રસ છે. સયમ મેથીના લાડુ જેવો છે. તેનામા કડવાશ તો છે પરતુ તે કર્મરૂપી વાયુનુ શમન કરીને આ મશક્તિમા અભિવૃદ્ધિ કરે છે એટલા માટે જ કવિએ કહ્યું છે : '**સંયમ બિનુ ઘડિય ન ઇક્કુ જાઉ.**' સયમ વિનાની એક પણ પળ ન જવી જોઇએ.

ભારતવર્ષની સસ્કૃતિએ ધનની, વૈભવની કે રાજામહારાજાઓની પૂજા નથી કરી. અહી તો જેના જીવનમા સંયમ અને સદાચારની જ્યોત ઝગમગી હશે, તેને જ પૂજનીય કે સન્માનીય ગણવામાં આવે છે. તે વ્યક્તિની જાતિ કુળ, દેશ કે વેશને મહત્ત્વ આપવામા આવતું નથી

રાજપૂતાનાના ઇતિહાસનું આ એક જ્વલત દષ્ટાત છે મોગલ સલ્તનતના શાસક ઔરગઝેબે ભારતના ઘણાખરા પ્રદેશ પર વર્ચસ્વ જમાવ્યું હતું પરંતુ રાજપૂતાનાના રજપૂત વીરો શાત બેસી રહ્યા નહોતા તે બાદશાહ સાથે ટક્કર ઝીલતા હતા. બાદશાહ પણ આ વીરો સાથે લડતો હતો. બાદશાહ ઔરગઝેબની બેગમ ગુલેનાર

ખૂબ જ સ્વતંત્ર પ્રકૃતિની સ્ત્રી હતી મોટા કુટુંબનાં લોકોની ઇચ્છાઓ પણ મોટી હોય છે. તે દિવસે બમણી અને રાત્રે ચારગણી વધે છે. આ ઇચ્છાઓ ઓછી તો થતી જ નથી પૈસો અને વાસના માણસના જીવનને બરબાદ કરી નાખે છે ભારતમાં સોનાની બે નગરીઓ પ્રસિદ્ધ છે. એક લંકા અને બીજી દ્વારિકા પરંતુ બન્નેનો અંજામ શો આવ્યો તે આપણા ધ્યાન બહાર નથી. બન્નેનો વિનાશ વાસનાને લીધે જ થયો છે, અસંયમને લીધે જ થયો છે લંકા અને દ્વારિકા એક દિવસ વૈભવની પરાકાષ્ઠાએ પહોચેલી નગરીઓ હતી વાસનાને લીધે આ જ નગરીઓ એક દિવસ ઘેરા અંધકારમા ડૂબી ગઈ અસંયમને લીધે જ તેમનું અધઃપતન થયુ

યુદ્ધના મેદાનમા રાજસ્થાનના વીર દુર્ગાદાસની શૂરવીરતા જોઈને ગુલેનાર તેના પર મોહી પડી તેણે વિચાર કર્યો : 'આ વીર પુરુષને મેળવવો કેવી રીતે?' તેણે મનોમન જ યુક્તિ શોધી કાઢીને બાદશાહને કહ્યુ 'દુર્ગાદાસ ખૂબ જ ભયંકર છે. તેને જીવતો જ પકડીને શા માટે કેદમા ન નાખવો?' બેગમની વાત બાદશાહના ગળે ઊતરી ગઈ દુર્ગાદાસને પકડી લેવામાં આવ્યો તેના હાથપગમા લોઢાની સાંકળો પહેરાવી દેવામા આવી આજે આ નરવીર લોઢાની બેડીઓમા જકડાયેલો હતો, પરંતુ તેનુ હૃદય આઝાદી માટે તરફડતુ હતુ. ભારતને કેવી રીતે સ્વતંત્ર બનાવી શકાય, તેના જ વિચારોમાં તે પરોવાયેલો હતો આજે તેના જીવનમા જોમ નહોતું, લોહીમા ગરમી નહોતી કવિની ભાષામા કહેવુ હોય, તો—

'વહ ખૂન કહો કિસ મતલબકા,
જિસમે ઉબાલકા નામ નહીં ?
વહ ખૂન કહો કિસ મતલબકા,
આ સકે દેશકે કામ નહીં ?

વહ ખૂન કહો કિસ મતલબકા,
જિસમેં જીવનકી ન ખાની હૈ ?
જો પરવશ હોકર બહતા હૈ,
વહ ખૂન નહીં પાની હૈ.'

યુવકો, જાગ્રત થાઓ ! તમો જાગ્રત થશો, તો સમાજ જાગ્રત થશે. આજે દુર્ગાદાસ દેશની આઝાદીનો તાતણો તૈયાર કરતો હતો. રાતના બાર વાગી ગયા હતા અંધકાર પ્રસરી ગયો હતો ચારે તરફ નીરવતા હતી વાતાવરણમા નિસ્તબ્ધતા હતી સૌ કોઈ નિદ્રાદેવીના ખોળામા વિસામો લેતું હતુ. આ જ સમયે બારણુ ઊઘડવાનો અવાજ સભળાયો દુર્ગાદાસે જોયુ કે એક નવયુવાન ફૂલ શો સુકોમળ યુવક ધીમે ધીમે પગલે આગળ વધતો હતો તેના એક હાથમા દીવો હતો અને બીજા હાથમા હતી તલવાર તેની પાછળ હતી સોળેય શણગાર સજેલી એક સ્ત્રી !..'અરે, આ કોણ ?...ગુલેનાર ? .!' દુર્ગાદાસ વિચારવા લાગ્યો, 'તે અહી શા માટે આવી હશે ? આવી મધ્યરાત્રિએ સ્ત્રીનુ અહી શું કામ હોઈ શકે ?' તે આ પ્રમાણે વિચાર કરતો હતો, તે જ વખતે બેગમ તેની સામે આવીને ઊભી રહી તેણે પૂછ્યુ 'હું કોણ છુ, તે તમે જાણો છો ?' 'હા, હા, કેમ ન જાણતો હોઉ ? તમે મોગલ સલ્તનતના બાદશાહની બેગમ છો, મહારાણી છો તમારા ઇશારે બાદશાહ નાચે છે' 'વારુ દુર્ગાદાસ, ત્યારે તો તમે મને ઓળખો છો પરંતુ દુર્ગાદાસ, મારે તમારી પાસે એક માગણી કરવાની છે. આજે હુ લાબી આશાએ અહી સુધી આવી છુ. મારી અતરેચ્છા ખૂબ જ મોટી છે મને આશા છે કે તમે મારી માગણીને ધુત્કારી નહી કાઢો તમારે મારી માગણીનો સ્વીકાર કરવો જ પડશે. તમે મારી માગણી મજૂર રાખશો, તો ન્યાલ થઈ જશો, ભારતનો તાજ તમારા શિર પર ચડશે નહીતર આ તલવાર અને તમારુ માથુ.'

માણુસ મોતથી ડરે છે, ગભરાય છે, ભયભીત બને છે પરંતુ જે હિંમતવાળા હોય છે, તે મૃત્યુની આંધીથી કોઈ પણ સંયોગોમાં ડગતા નથી, હિમાલયની જેમ નિશ્ચળ જ રહે છે. મૃત્યુની ભયંકર જવાળાઓથી દુર્ગાદાસ સહેજ પણ ન ગભરાયો. તેણે જવાબ આપ્યો: 'બેગમ સાહેબા! તમારી માગણી સાંભળ્યા પછી જ આ દુર્ગાદાસ કંઈક જવાબ આપી શકે તેમ છે' બેગમે હાસ્યના મોતી વેરતા કહ્યું : 'બીજી તો ખાસ કંઈ વાત નથી, દુર્ગાદાસ! પરંતુ હું તમારું રૂપ અને શૌર્ય જોઈને ખુશખુશ થઈ ગઈ છું. મારી નાની શી માગણી એટલી જ છે કે તમે મારો તમારી અર્ધાંગના તરીકે સ્વીકાર કરો હું તમને મારા પતિ તરીકે માની લઉં છું બાદશાહની તો તમે ચિંતા જ કરશો નહીં તેને તો આજે જ મોતની ખીણમાં ધકેલી દેવાશે આ તો મારા ડાબા હાથનો ખેલ છે' વીર દુર્ગાદાસ એકાદ ક્ષણ માટે તો દ્વિધામાં પડી ગયો તે વિચારવા લાગ્યો. 'નીતિ શું કહે છે? મારો ધર્મ શું કહે છે? શું મારે મૃત્યુથી ડરી જઈને ગુલેનારની માગણી મંજૂર રાખવી?' અંતરમાંથી પડઘો સંભળાયો 'ના, કદી જ નહીં. આ પ્રમાણે બની જ ન શકે જે માણુસ ધર્મને છોડી દે છે, તેને ધર્મ પણ છોડી દે છે.'

**જો દૃઢ રાખે ધર્મકો તિહિં રાખે કરતાર,**
**જો ડુબાયે ધર્મકો વહ ડૂબે કાલી ધાર.**

બેગમ તો મારી મા જેવી કહેવાય. નીતિશાસ્ત્રમાં કહ્યું છે :

**'राजपत्नी, गुरुपत्नी, मित्रपत्नी तथैव च।**
**पत्नीमाता, स्वमाता च पञ्चैते मातरः स्मृताः' ॥**

આ પાંચ માતાઓ બતાવેલી છે તેમાં રાજરાણી પણ માતા છે દુર્ગાદાસની બેડીઓ ઝણઝણી ઊઠી તેણે ગંભીર ગર્જના કરતા

કહ્યું 'આ તમે શું બોલો છો, ગુલેનાર? ભારતનો આ લાલ પરાઈ સ્ત્રીને દુર્ગા જેવી માતાના સ્વરૂપે આરાધ્ય દેવી તરીકે જ માને છે. આરાધ્ય દેવીની પૂજા થાય, આરતી ઉતારાય, નૈવેદ્ય ધરાવાય. તમારી આ માગણીનો હું અસ્વીકાર કરું છું.'

'વાહ, શું કહ્યું? મારી માગણીનો તમે અસ્વીકાર કરો છો? હું અત્યારે જ જોઈ લઉં છું. કામગલ, અહીં આવ! આમ ટગર-ટગર જોઈ શું રહ્યો છે? આ કાફિરનું માથું ઉડાવી દે. તેણે મારી માગણી ધુત્કારી કાઢી છે, જોઈએ કે હવે તેનું કોણ રક્ષણ કરે છે?'

તલવાર ખેંચવામાં આવે છે. વાર કરવાની તૈયારી થાય છે. આ જ વખતે એક અવાજ સંભળાયો 'સબૂર, કામગલ, સબૂર! ખબરદાર જો તલવાર આગળ વધવા દીધી છે તો!' અરે, આ કોણ? આ તો સિપેહસાલાર–બાદશાહનો માનીતો નોકર! તેણે તલવાર હાથમાંથી પડાવી લીધી અને દૂર ફેંકી દીધી. તલવારના બે ટુકડા થઈ ગયા. તેણે કહ્યું: 'દુર્ગાદાસ! તમે ફરિશ્તા છો, તમે દેવ છો, તમારામાં સાચી માણસાઈ છે, માનવતા છે, સંયમની જ્યોત છે.' બેગમ ચમકી. તેણે પૂછ્યું 'સિપેહસાલાર, તમે અહીં ક્યાંથી?' સિપેહસાલારે કહ્યું 'પેગમ્બરને માથું નમાવવા માટે.' ગુલેનારે કહ્યું 'આટલી બધી બેઅદબી? આટલી બધી ગુસ્તાખી? જરા જીભ સંભાળીને બોલો. કોની સાથે વાત કરો છો, તેનું કંઈ ભાન છે કે?' સિપેહસાલારે જવાબ આપ્યો: 'હા, એક વ્યભિચારિણી સ્ત્રી સાથે તમે શું કરી રહ્યા છો, તેનું તમને ભાન છે કે? તમને આવું કરતાં શરમ પણ આવતી નથી?' તેણે દુર્ગાદાસની બેડીઓ તોડી નાખતાં કહ્યું 'ભારતના દેવ! તમે અહીંથી જઈ શકો છો. ઇન્દ્રિયોના સ્વામી! હું તમને વંદન કરું છું!'

ભોગ પ્રત્યેની દુર્ગાદાસની અનાસક્તિ જોઈને એક કવિહૃદયના તાર ઝણઝણી ઊઠ્યા.

**'જનની સુત ઐસો જને, જૈસો દુર્ગાદાસ,**
**બાંધી મુંડાસા રાખિયો, બિન ખંભે આકાશ.'**

સંયમ જીવનને મહાન બનાવે છે જીવનની વ્યાખ્યા બાંધતા આચાર્યે કહ્યુ 'જે વિકારો સાથે લડે છે, અન્યાય, અત્યાચાર અને ભ્રષ્ટાચાર સાથે સિંહની જેમ ગર્જના કરીને લડે છે, તે જ માણસનું જીવન સાચુ કહી શકાય તે ગજરાજની જેમ મસ્ત થઈને પાપાચારને દૂર હટાવી કાઢે છે.' જિંદગીનો અર્થ છે—વાસનાઓ સામે ઝઝૂમવુ તે. ભલે એકાદ ક્ષણ જ જીવવાનું હોય, પરંતુ ઝગઝગતા દીપકની જેમ પ્રકાશ પાથરીને જીવો અડધા બળેલા છાણાની જેમ વિકારો અને વાસનાઓનો ધુમાડો કાઢીને સો વર્ષ કે તેથી પણ વધારે જીવીએ તોપણ તેની કંઈ જ કિંમત નથી રથનેમિની વાસનામય જીવન ગુજારવાની પ્રાર્થનાનો જવાબ આપતા પવિત્ર મહાસતી રાજીમતીએ ગર્જના કરતા કહ્યુ હતુ :

**'સેયં તે મરણં ભવે.'**

અસયમી જીવનને ભેટવા કરતા મોતને ભેટવું તે તમારા માટે શ્રેયસ્કર છે અસયમી જીવન જીવવુ તે મૃત્યુ જેવુ છે, સુગંધ વિનાના ફૂલ જેવું છે, તેલ વિનાના તલ જેવું છે, પ્રાણ વિનાના દેહ જેવુ છે, સઢ વિનાના નાવડા જેવુ છે આવુ જીવન ચારે બાજુએ અથડાયા જ કરે છે.

સયમ જીવનનું આતરિક સૌંદર્ય છે તેના વિનાનું બાહ્ય અને કૃત્રિમ સૌંદર્ય નિરર્થક છે. કાગળના ફૂલની જેમ શૃંગારનાં પ્રસાધનો વડે તેને ભલે રંગબેરંગી બનાવવામાં આવે, પરંતુ તેમાં સાચા સૌંદર્યનું દર્શન થઈ શકતું નથી આજે તો માણસ આંતરિક સૌંદર્યને ભૂલી જઈને બાહ્ય સૌંદર્ય પાછળ ઘેલો બન્યો છે. તે પેલી કહેવતને સાર્થ ઠેરવે છે **'અજબ તેરી કુદરત, અજબ તેરા ખેલ;**

**છછુંદરી કે સિરમેં ચમેલીકા તેલ.'** મહાકવિ રવીંદ્રે પોતાના 'સૌંદર્ય બોધ' નામના અનુભવપૂર્ણ નિબંધમા લખ્યુ છે. 'સૌંદર્યને પૂરેપૂરુ માણવા માટે સયમની આવશ્યકતા છે જે સૌંદર્યનો ઉપાસક છે, તે સંયમ અને નિયમ જરૂર પાળવાનો તેના જીવનમા સયમની જ્યોત ઝગમગતી હશે જો તમારે સૌંદર્યનો ખરેખર ઉપભોગ કરવો હોય, તો ભોગ-લાલસાનુ દમન કરો, સયમ અને નિયમ વડે જીવનને ઓતપ્રોત કરી દો ભારતીય સસ્કૃતિનુ સાચુ આકર્ષણ આ જ છે. તે આપણુને સત્ય અને સુદર દ્વારા શિવત્વ તરફ દોરી જાય છે, ચિરજીવી જગત્ તરફ ખેચી જાય છે. ત્યા ગયા પછી માણસ અતદ્ દ્વ ભૂલી જાય છે, શાંતિના અવર્ણનીય આનદનો અનુભવ કરવા માડે છે

સયમના માધુર્યનો રસાસ્વાદ માણવો હોય, તો તમે આજથી જ તૈયાર થઈ જાઓ આ વસ્તુ કેવળ વ્યાખ્યાન સાભળવાથી જ નહી મળી શકે તે વસ્તુ મેળવવા માટે તો જીવનમા આચરણ કરવુ જોઈએ તમે જેમ જેમ જીવનમાં સયમનુ આચરણ કરતા જશો, તેમ તેમ તેના માધુર્યના તમને પ્રત્યક્ષ દર્શન થશે **'प्रत्यक्षे किं प्रमाणम्'** અનુસાર આ તો અજમાવવાની વસ્તુ છે પછી તો તમારી જીભ આપમેળે જ બોલી ઊઠશે

'જનની સુત એસો જને, જૈસો દુર્ગાદાસ,
બાંધી મુંડાસા રાખિયો, બિન ખંભે આકાશ.'

સંયમ જીવનને મહાન બનાવે છે જીવનની વ્યાખ્યા બાંધતા આચાર્યે કહ્યુ 'જે વિકારો સાથે લડે છે, અન્યાય, અત્યાચાર અને ભ્રષ્ટાચાર સાથે સિંહની જેમ ગર્જના કરીને લડે છે, તે જ માણસનુ જીવન સાચુ કહી શકાય તે ગજરાજની જેમ મસ્ત થઈને પાપાચારને દૂર હટાવી કાઢે છે.' જિંદગીનો અર્થ છે—વાસનાઓ સામે ઝઝૂમવુ તે. ભલે એકાદ ક્ષણ જ જીવવાનું હોય, પરંતુ ઝગહગતા દીપકની જેમ પ્રકાશ પાથરીને જીવો અડધા બળેલા છાણાની જેમ વિકારો અને વાસનાઓનો ધુમાડો કાઢીને સો વર્ષ કે તેથી પણ વધારે જીવીએ તોપણ તેની કઈ જ કિંમત નથી રથનેમિની વાસનામય જીવન ગુજારવાની પ્રાર્થનાનો જવાબ આપતા પવિત્ર મહાસતી રાજીમતીએ ગર્જના કરતા કહ્યુ હતુ '

'સેયં તે મરણં ભવે.'

અસયમી જીવનને ભેટવા કરતા મોતને ભેટવું તે તમારા માટે શ્રેયસ્કર છે અસયમી જીવન જીવવુ તે મૃત્યુ જેવુ છે, સુગંધ વિનાના ફૂલ જેવું છે, તેલ વિનાના તલ જેવુ છે, પ્રાણ વિનાના દેહ જેવુ છે, સઢ વિનાના નાવડા જેવુ છે આવુ જીવન ચારે બાજુએ અથડાયા જ કરે છે.

સયમ જીવનનુ આતરિક સૌંદર્ય છે. તેના વિનાનુ બાહ્ય અને કૃત્રિમ સૌંદર્ય નિરર્થક છે. કાગળના ફૂલની જેમ શૃંગારનાં પ્રસાધનો વડે તેને ભલે રંગબેરંગી બનાવવામાં આવે, પરંતુ તેમાં સાચા સૌંદર્યનું દર્શન થઈ શકતું નથી આજે તો માણસ આંતરિક સૌંદર્યને ભૂલી જઈને બાહ્ય સૌંદર્ય પાછળ ઘેલો બન્યો છે તે પેલી કહેવતને સાર્થ ઠેરવે છે 'અજબ તેરી કુદરત, અજબ તેરા ખેલ;

**છછુંદરી કે સિરમેં ચમેલીકા તેલ.'** મહાકવિ રવીંદ્રે પોતાના 'સૌંદર્ય બોધ' નામના અનુભવપૂર્ણ નિબંધમા લખ્યુ છે. 'સૌંદર્યને પૂરેપૂરુ માણવા માટે સયમની આવશ્યકતા છે જે સૌંદર્યનો ઉપાસક છે, તે સયમ અને નિયમ જરૂર પાળવાનો તેના જીવનમાં સયમની જ્યોત ઝગમગતી હશે જો તમારે સૌંદર્યનો ખરેખર ઉપભોગ કરવો હોય, તો ભોગ-લાલસાનુ દમન કરો, સયમ અને નિયમ વડે જીવનને ઓતપ્રોત કરી દો ભારતીય સસ્કૃતિનુ સાચુ આકર્ષણ આ જ છે. તે આપણને સત્ય અને સુદર દ્વારા શિવત્વ તરફ દોરી જાય છે, ચિરજીવી જગત્ તરફ ખેચી જાય છે. ત્યા ગયા પછી માણસ અતર્દ્વંદ્વ ભૂલી જાય છે, શાતિના અવર્ણનીય આનદનો અનુભવ કરવા માડે છે

સયમના માધુર્યનો રસાસ્વાદ માણવો હોય, તો તમે આજથી જ તૈયાર થઈ જાઓ આ વસ્તુ કેવળ વ્યાખ્યાન સાભળવાથી જ નહી મળી શકે તે વસ્તુ મેળવવા માટે તો જીવનમા આચરણ કરવુ જોઈએ તમે જેમ જેમ જીવનમાં સયમનુ આચરણ કરતા જશો, તેમ તેમ તેના માધુર્યના તમને પ્રત્યક્ષ દર્શન થશે **'प्रत्यक्षे किं प्रमाणम्'** અનુસાર આ તો અજમાવવાની વસ્તુ છે પછી તો તમારી જીભ આપમેળે જ બોલી ઊઠશે

---

[૧૦]

# રામરાજ્ય

**આજે** તે દિવ્ય પ્રભાતનો ઉદય થયો છે કે જે દિવસે ભારત એક હજાર વર્ષની ગુલામી ભોગવીને સર્વતંત્ર સ્વતંત્ર થયું હતું. આ સ્વતંત્રતા માટે ભારતના શહીદોએ હસતા મોંએ છાતી પર બંદૂકોની ગોળીઓ ઝીલી હતી. માતાઓએ પોતાના વહાલસોયા દીકરાઓને ફાંસીના માચડે ચડતા જોયા હતા જલિયાનવાલા બાગમાં જે કારમો અત્યાચાર ગુજારવામાં આવ્યો હતો તેને જોઈને માનવતા પોકેપોક આંસુ સારીને રડી હતી. દાનવતાનું આ નગ્ન સ્વરૂપ અરેરાટી ઉપજાવે તેવું હતું ગાંધીની વિચારોરૂપી આંધીએ પરદેશી સામ્રાજ્યનો અંત આણ્યો, ત્યારે ઇતિહાસપ્રસિદ્ધ લાલ કિલ્લા પર યુનિયન જેકને બદલે સમતા અને શાંતિનું પ્રતીક ત્રિરંગી અશોક ચક્ર લહેરાવા લાગ્યું. ભારતના લોકોના હૃદયમાં આનંદની હેલી ચડી મનના મોરલા નાચી ઊઠયા હૃદયકમળ ખીલી ઊઠયા જીવનના કણેકણમાં નવચેતન ઊભરાવા લાગ્યું જયજયકારના ગગનભેદી અવાજોથી આકાશમંડળ ગુંજી ઊઠયું, આબાલવૃદ્ધ સૌ આનંદમાં હતા સૌના મો પર હાસ્યનું તેજ હતું કવિના હૃદયતારો પણ ઝણઝણી ઊઠયા.

વિકાસકી આસ ભરા નવેન્દુ સા,
હરાભરા કોમલ પુષ્પ માલ સા;
પ્રમોદ દાતા વિમલ પ્રભાત સા,
સ્વતંત્રતા કા શુચિ પર્વ આ લસા.

આજે આ જ પંદરમી ઑગસ્ટ છે પરંતુ આઝાદી પ્રાપ્ત કરી તે વખતે જે આનંદ હતો, તે આજે છે ખરો? સ્વતંત્રતા પ્રાપ્ત કરી

તે વખતે જે ઉત્સાહ હતો, તે આજે છે? ગુલામીમાથી છૂટતી વખતે જે આશાઓ રાખી હતી, તે પૂરી થઈ છે ખરી? મને જેટલું સમજાય છે, તે પરથી તો હું સાધિકાર કહી શકુ તેમ છુ કે તે આનદ અને ઉત્સાહ આજે નથી જે આશાઓ હતી, તેના ચૂરેચૂરા થઈ ગયા છે.

સ્વતત્રતા મેળવ્યા પહેલાં આપણે જે રંગીન કલ્પનાઓમાં ઉડ્ડયન કરતા હતા, તે બધી કલ્પનાઓ સાકાર સ્વરૂપ ધારણ કરી શકી નથી ભારતને સ્વતત્રતા મળ્યા પછી મહાત્માજીએ અને દેશના અન્ય નેતાઓએ વારંવાર એક વસ્તુ પર ભાર મૂક્યો કે સ્વરાજ્યને સુરાજ્ય બનાવવુ જોઈએ, રામરાજ્ય બનાવવુ જોઈએ

રામ ભારતીય સંસ્કૃતિનું મહાન પ્રતીક છે સમગ્ર આર્યસસ્કૃતિ તેમના નામે ગૌરવ લઈ શકે છે રામ એક ઝગહળતા પ્રકાશના થાભલા જેવા છે આ થાંભલાના પ્રકાશના કિરણો જૈન, બૌદ્ધ અને વૈદિક સંસ્કૃતિ અને સાહિત્યને અજવાળે છે માર્ગભૂલ્યા યાત્રીઓને સાચો માર્ગ બતાવે છે ભારતના કરોડો સ્ત્રીપુરુષો શ્રદ્ધાપૂર્વક રામના નામનુ સ્મરણ કરે છે અગિયાર લાખ વર્ષ જેટલો લાબો ગાળો પસાર થઈ ગયા પછી પણ તેમના જીવન પ્રત્યેનુ આકર્ષણ કોઈ રીતે ઓછુ થયુ નથી

તમે જાણો તો છો જ કે આ સમય દરમિયાન કેટલાય રાજ્યો બદલાઈ ગયા છે કેટલાય રાજાઓ ચકચકતી તલવાર લઈને આવ્યા છે અને લોકમાનસમા ભયનો સચાર કર્યો છે. અન્યાય અને અત્યાચાર એ જ તેમના હથિયારો તે જ્યા થઈને પસાર થતા, ત્યા જીમકલુ કરતા જતા હતા તેમના કેવળ નામ જ સાભળીને મોટામોટા ભડવીરોનાં કાળજા કંપી ઊઠતા, હૃદય ધડકવા લાગતા સપ્રદાયવાદના રગમાં રગાઈને તેમણે જે અત્યાચારો કર્યા, જે લોહીની નદીઓ વહેવડાવી, સાસ્કૃતિક સ્થળોને મેદાનમેદાન કરી મૂક્યા, સ્ત્રીઓ પર

બળાત્કાર કર્યો, તે રાજાઓએ લોકોનાં શરીર પર ભલે શાસન ચલાવ્યું હોય, તેમના મન પર તો શાસન નથી જ ચલાવી શક્યા. તેમના શૌર્યની વાતો કાગળના ટુકડાઓ પર ભલે લખાયેલી હોય, પરંતુ જનતા જનાર્દનના હૃદય પર લખાયેલી નથી જ. તેમનાં નામ ઇતિહાસનાં પૃષ્ઠો પર ભલે ચમકતા હોય, પરંતુ લોકોના મનમાં ચમકતાં નથી જ આ બધા રાજાઓ રામની જેમ લોકોના હૃદયને જીતી શક્યા નથી, ભારતના લોકો તેમને યાદ કરતા નથી. લોકો આ રાજાઓને રામની જેમ પૂજતા નથી.

હું તમને કહેતો હતો કે ભારતના લોકમાનસ પર રામના જીવનની ઘેરી છાપ છે કાશ્મીરથી કન્યાકુમારી સુધી અને અટકથી કટક સુધી ગમે ત્યાં જાઓ, બધે જ રામના જીવનનો પ્રભાવ વરતાયા વિના નહીં જ રહે રામના જીવન પર જેટલા કવિઓની કલમ ચાલી છે, તેટલી ભાગ્યે જ બીજા કોઈ મહાપુરુષના જીવન પર ચાલી હશે. રઘુવંશ, ભટ્ટિકાવ્ય મહાવીરચરિત્ર, ઉત્તરરામચરિત, પ્રતિમા નાટક, જાનકીહરણ, કુન્દમાલા, અનર્ઘરાઘવ, બાલરામાયણ, હનુમાનનાટક, અધ્યાત્મ રામાયણ, અદ્દભુત રામાયણ, આનંદ રામાયણ, વાલ્મીકિ રામાયણ—રામના જીવનપ્રસંગોને વર્ણવતાં આ બધાં કાવ્યો સંસ્કૃત ભાષાના સિદ્ધહસ્ત કવિઓએ લખ્યા છે કેવળ સંસ્કૃત ભાષામાં જ નહીં, પરંતુ ભારતની અન્ય પ્રાંતીય ભાષાઓના કવિઓએ પણ રામના પવિત્ર ચરિત્રનુ આલેખન કરવામા ગૌરવ અનુભવ્યું છે કંબલ રચિત તમિલ રામાયણ, તેલુગુ દ્વિપાયન રામાયણ, મલયાલમ્ રામચરિતમ્, કન્નડી તોરાવે રામાયણ, બંગાળી કૃતિવાસી રામાયણ, ઉડિયા (ઓરિસા) બલદાસ રામાયણ, મરાઠી ભાવાર્થ રામાયણ, હિંદી રામચરિતમાનસ, કેશરાજજી કૃત જૈન રામાયણ—આ બધાં રામકાવ્યો એક વાતની સાબિતી આપી જાય છે કે રામના અકલંક ચરિત્રથી લોકોના હૃદય-મન આકર્ષાયેલા હતા. કેવળ ભારતમાં જ નહીં પરંતુ તિબેટ, સિંહલ (લંકા), ખોતાન, હિંદી ચીન, સિયામ,

બ્રહ્મદેશ અને ઇંડોનેશિયા જેવા દેશોમા પણ રામની યશોગાથા એક જ સ્વરે ગવાયેલી છે જૈન સસ્કૃતિમા રામને આઠમા બળદેવ તરીકે સ્થાપેલા છે બૌદ્ધ સાહિત્યમા તે બોધિસત્ત્વ તરીકે ઓળખાય છે. વૈદિક ધર્મમા તે વિષ્ણુના અવતાર તરીકે જાણીતા છે આ રીતે ભારતની ત્રણેય મુખ્ય સસ્કૃતિઓમા રામકથાનો સુભગ સમન્વય છે.

રામના ચરિત્રને આટલુ બધુ મહત્ત્વ શા માટે આપવામા આવ્યુ? બધે રામના જ ગીતો શા માટે ગવાય છે? રામ આટલા બધા પૂજનીય અને વદનીય શા માટે બની શકયા છે? આ બધાનું એક જ કારણ છે અને તે રામનુ પરોપકારમય મઘમઘતું જીવન. રામના જીવનને શેરડીની ઉપમા આપી શકાય તેમ છે. શેરડીમા બધે મીઠાશ જ મીઠાશ હોય છે, જ્યા કાપો ત્યા રસનુ મીઠુ ઝરણુ હોય જ. તે જ રીતે રામના જીવનમા પણ બધે મધુરતાના જ દર્શન થાય છે નિર્દોષ બાલ્યાવસ્થાથી માડીને સોનેરી સધ્યા સુધી એક જ મધુર અને સરસ મર્યાદાની સ્વરલહરી ઝણુઝણે છે. રામનુ જીવન સત્ય, સદાચાર અને કર્તવ્યપાલનનુ જવલત ઉદાહરણુ છે તે આર્ય પુત્રોનુ સફળ પ્રતિનિધિત્વ ધરાવે છે

રામને અયોધ્યાની રાજગાદી મળવાની છે. અયોધ્યાનો રાજવૈભવ તેમના ચરણકમળનુ પ્રક્ષાલન કરવા માટે તત્પર થયેલો છે, લોકોના હૃદયમાં આનંદના ઓઘ ચડયા છે. લોકો રાજી થયા છે કે રામ અમારા રાજા થશે પરંતુ આ જ વખતે રામના હૃદયમા આનદ નથી. હૃદયમા તોફાન મચેલું છે તે એકાત અને શાત સ્થળે બેસીને વિચાર કરે છે કે જે રાજગાદીને મેળવવા માટે ભાઈ ભાઈના ગળા કાપે છે, જે રાજગાદીને મેળવવા માટે હજારો માખાપો કમોતે મોતને ભેટે છે, જે રાજગાદીને મેળવવા માટે લાખો માણુસોએ મોતરૂપી મહારાણીને પસદ કરી છે, તે રાજગાદી આજે મને મળે છે આ રાજગાદીનો સાચો અધિકારી હું નથી, મારા નાના ભાઇઓ છે

બળાત્કાર કર્યા, તે રાજાઓએ લોકોનાં શરીર પર ભલે શાસન ચલાવ્યું હોય, તેમના મન પર તો શાસન નથી જ ચલાવી શક્યા તેમના શૌર્યની વાતો કાગળના ટુકડાઓ પર ભલે લખાયેલી હોય, પરંતુ જનતા જનાર્દનના હૃદય પર લખાયેલી નથી જ તેમનાં નામ ઇતિહાસનાં પૃષ્ઠો પર ભલે ચમકતાં હોય, પરંતુ લોકોના મનમાં ચમકતાં નથી જ આ બધા રાજાઓ રામની જેમ લોકોના હૃદયને જીતી શક્યા નથી, ભારતના લોકો તેમને યાદ કરતા નથી. લોકો આ રાજાઓને રામની જેમ પૂજતા નથી.

હું તમને કહેતો હતો કે ભારતના લોકમાનસ પર રામના જીવનની ઘેરી છાપ છે કાશ્મીરથી કન્યાકુમારી સુધી અને અટકથી કટક સુધી ગમે ત્યા જાઓ, બધે જ રામના જીવનનો પ્રભાવ વરતાયા વિના નહી જ રહે રામના જીવન પર જેટલા કવિઓની કલમ ચાલી છે, તેટલી ભાગ્યે જ બીજા કોઈ મહાપુરુષના જીવન પર ચાલી હશે રઘુવંશ, ભટ્ટિકાવ્ય મહાવીરચરિત્ર, ઉત્તરરામચરિત, પ્રતિમા નાટક, જાનકીહરણ, કુન્દમાલા, અનર્ઘરાઘવ, બાલરામાયણ, હનુમાનનાટક, અધ્યાત્મ રામાયણ, અદ્ભુત રામાયણ, આનંદ રામાયણ, વાલ્મીકિ રામાયણ—રામના જીવનપ્રસંગોને વર્ણવતાં આ બધાં કાવ્યો સંસ્કૃત ભાષાના સિદ્ધહસ્ત કવિઓએ લખ્યા છે કેવળ સંસ્કૃત ભાષામાં જ નહીં, પરંતુ ભારતની અન્ય પ્રાંતીય ભાષાઓના કવિઓએ પણ રામના પવિત્ર ચરિત્રનુ આલેખન કરવામાં ગૌરવ અનુભવ્યુ છે કંબલ રચિત તમિલ રામાયણ, તેલુગુ દ્વિપાયન રામાયણ, મલયાલમ્ રામચરિતમ્, કન્નડી તોરાવે રામાયણ, બંગાળી કૃતિવાસી રામાયણ, ઉડિયા (ઓરિસા) બલદાસ રામાયણ, મરાઠી ભાવાર્થ રામાયણ, હિંદી રામચરિતમાનસ, કેશરાજજી કૃત જૈન રામાયણ—આ બધાં રામકાવ્યો એક વાતની સાબિતી આપી જાય છે કે રામના અકલંક ચરિત્રથી લોકોના હૃદય-મન આકર્ષાયેલાં હતા કેવળ ભારતમાં જ નહી પરંતુ તિબેટ, સિંહલ (લંકા), ખોતાન, હિંદી ચીન, સિયામ,

બ્રહ્મદેશ અને ઇન્ડોનેશિયા જેવા દેશોમાં પણ રામની યશોગાથા એક જ સ્વરે ગવાયેલી છે જૈન સંસ્કૃતિમા રામને આઠમા બળદેવ તરીકે સ્થાપેલા છે બૌદ્ધ સાહિત્યમા તે બોધિસત્ત્વ તરીકે ઓળખાય છે. વૈદિક ધર્મમા તે વિષ્ણુના અવતાર તરીકે જાણીતા છે આ રીતે ભારતની ત્રણેય મુખ્ય સસ્કૃતિઓમા રામકથાનો સુભગ સમન્વય છે

રામના ચરિત્રને આટલુ બધુ મહત્ત્વ શા માટે આપવામા આવ્યુ? બધે રામના જ ગીતો શા માટે ગવાય છે? રામ આટલા બધા પૂજનીય અને વંદનીય શા માટે બની શકયા છે? આ બધાનુ એક જ કારણ છે અને તે રામનું પરોપકારમય મઘમઘતું જીવન. રામના જીવનને શેરડીની ઉપમા આપી શકાય તેમ છે શેરડીમા બધે મીઠાશ જ મીઠાશ હોય છે, જયા કાપો ત્યા રસનુ મીઠુ ઝરણું હોય જ તે જ રીતે રામના જીવનમાં પણ બધે મધુરતાના જ દર્શન થાય છે નિર્દોષ બાલ્યાવસ્થાથી માડીને સોનેરી સંધ્યા સુધી એક જ મધુર અને સરસ મર્યાદાની સ્વરલહરી ઝણઝણે છે રામનુ જીવન સત્ય, સદાચાર અને કર્તવ્યપાલનનુ જવલત ઉદાહરણ છે તે આર્ય પુત્રોનુ સફળ પ્રતિનિધિત્વ ધરાવે છે

રામને અયોધ્યાની રાજગાદી મળવાની છે. અયોધ્યાનો રાજવૈભવ તેમના ચરણકમળનુ પ્રક્ષાલન કરવા માટે તત્પર થયેલો છે, લોકોના હૃદયમાં આનંદના ઓઘ ચડયા છે લોકો રાજી થયા છે કે રામ અમારા રાજા થશે પરંતુ આ જ વખતે રામના હૃદયમાં આનદ નથી હૃદયમા તોફાન મચેલું છે. તે એકાત અને શાંત સ્થળે બેસીને વિચાર કરે છે કે જે રાજગાદીને મેળવવા માટે ભાઈ ભાઈનાં ગળા કાપે છે, જે રાજગાદીને મેળવવા માટે હજારો માણસો કમોતે મોતને ભેટે છે, જે રાજગાદીને મેળવવા માટે લાખો માણસોએ મોતની નવારાણીને પસદ કરી છે, તે રાજગાદી આજે મને મળે છે. આ રાજગાદીનો સાચો અધિકારી હુ નથી, મારા નાના ભાઈઓ છે.

કલ્પના કરી જુઓ, તમે બજારમાંથી મીઠાઈ લાવ્યા છો. આ મીઠાઇ પહેલાં તમે ખાશો કે બાળકોને આપશો ? તમે મીઠાઈ પહેલાં તો બાળકોને જ આપશો. રાજગાદી વિશે રામ પણ આવા જ વિચારો કરતા હતા રાજગાદી મારા નાના ભાઈઓને જ આપવી જોઈએ. મને શા માટે આપવામા આવતી હશે ? રામના મનમા સત્તા મેળવવાની લાલસા નહોતી, ઇચ્છા નહોતી તે પોતાનો હિસ્સો નાના ભાઈઓને આપવા ઇચ્છતા હતા પોતાનો હિસ્સો નાનાને આપી દેવામાં જ મોટાની મોટાઈ છે. નાનાની પણ ફરજ છે કે મોટાની આજ્ઞાનું પાલન કરવુ. રામરાજ્યની મધુર કલ્પના કરનારા આજના ‘રામો’ સત્તા પોતે મેળવવા ઇચ્છે છે કે નાનાના હાથમા સોંપવા ઇચ્છે છે ? ચૂટણીમાં મત લેવાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે ત્યારે આ જમાનાના રામ ગલી-એ ગલીએ અને ઘેરઘેર જઈને ‘વોટ’ (મત)ની ભીખ માગે છે. સત્તાની ખુરસી પર બેઠા પછી તે કેટલા ઘરની મુલાકાત લે છે ? તે ગરીબ લોકોનાં દુખ ટાળે છે ખરા ? તે આપેલા વચન પાળે છે ખરા ? તે આજના સત્તાધીશ રામોએ આ બધા પ્રશ્નોનો વિચાર કરવાનો છે, આત્મનિરીક્ષણ કરવાનું છે

હવે તમે રામના આગળના જીવનનો વિચાર કરો. સયોગો બદલાય છે. રામને રાજગાદીને બદલે વનવાસ મળે છે. ભયકર જંગલોના માર્ગે આગળ વધતી વખતે પણ તેમના મો પર ઉદાસી નથી કે દુખ નથી. તે તો પહેલાની જેમ જ આનદની મસ્તીમા હતા. અયોધ્યાની પ્રજા સમક્ષ અધકાર હતો, પરતુ રામના મો પર તો પહેલાનુ જ હાસ્ય ફરકતુ હતુ. આજે પદરમી ઓગસ્ટના મગલમય પ્રસગે ભારતના રામોએ વિચારવાનું છે કે આપણે રામ-રાજ્ય ઇચ્છીએ છીએ તો ખરા, પરતુ આપણામા રામની જેમ સુખદુખ પ્રત્યે સમભાવ છે ખરો ? ચૂટણીમા હારી ગયા પછી આપણા મો વીલા તો નથી થઈ જતાને ? મર્યાદાનો ભગ કરીને

આપણે વિરોધ પક્ષના લોકોને અપશબ્દો કે ગાળાગાળો તો નથી કરતા ને?

રામના જીવનનો એક બીજો પ્રસંગ લઈએ: યુદ્ધના મેદાનમાં રાવણના બાણથી લક્ષ્મણ ઘવાયો છે. તે મૂર્છિત થઈ ગયો છે. રામના સૈન્યમાં સન્નાટો પ્રસરી ગયો છે. વાલ્મીકિ રામાયણ પ્રમાણે હનુમાન સંજીવની લેવા ગયા છે જનદૃષ્ટિએ તે વિશલ્યા લેવા ગયા છે તે વખતે જેવી રીતે ગ્રહની ચારે બાજુએ ઉપગ્રહો વીંટળાઈ વળે છે, તેવી રીતે લક્ષ્મણની ચારે બાજુએ સામંતો વીંટળાઈ વળ્યા હતા. રામ, સુગ્રીવ, વિભીષણ વગેરે લક્ષ્મણની મૂર્છા દૂર કરવાની વિમાસણમા હતા આ જ વખતે સામંતોએ જોયું કે પૂર્વ દિશામા ઉષા સુંદરી સોનેરી બાણની વૃષ્ટિ કરીને અંધકારને વીંધવા માટે ધીમે પગલે આગળ વધતી હતી. આ જોઈને બધા અવાક થઈ ગયા, આશ્ચર્યમાં પડી ગયા આ રાવણની માયા હતી કે સાચેસાચી ઉષા સુંદરી હતી, તે જ તેમને ન સમજાયુ. રામકથા લખનારાઓ કહે છે કે સોનેરી કિરણોને જોતાં જ રામનુ મો ઊતરી ગયુ આ જોઈને સામંતોએ રામને પ્રશ્ન કર્યો. 'મહારાજ! આપને માતાની ચિંતા સતાવી રહી છે કે? આપ પિતાના મૃત્યુની તો ચિંતા નથી કરતા ને? આપ લક્ષ્મણની આ દશા જોઈને તો ચિંતામગ્ન નથી થયા ને? કે પછી સતી સીતાના સ્મરણથી તો આપની આ દશા નથી થઈ ને?' આ પ્રશ્નનો જવાબ આપતા રામે જે કહ્યુ તે એટલુ બધુ મહત્ત્વપૂર્ણ છે કે તેમાં સાક્ષાત્ ભારતીય સંસ્કૃતિનો આત્મા ગુંજી રહ્યો છે. તેમણે કહ્યું. 'સામંતો! મને નથી માતાની ચિંતા કે નથી પિતાની ફિકર મને નથી લક્ષ્મણના મૃત્યુનો શોક કે નથી સીતાનું સ્મરણ થયુ પરંતુ એક જ કારણને લીધે મારુ કાળજું કોરાઈ રહ્યુ છે અને મારી આંખોમાથી આંસુ વહે છે પરંતુ તેનું કારણ એક જ છે કે જ્યારે વિભીષણ મારી પાસે આવ્યો હતો, ત્યારે મેં તેને લંકેશ કહીને બોલાવ્યો હતો જો અત્યારે સૂર્યોદય થશે, તો લક્ષ્મણ મરી

જશે તેના શરીરના કણેકણમાં ઝેર પ્રસરી જશે અને લક્ષ્મણ ભૈયાના સાથ વિના હું લંકા કેવી રીતે જીતી શકીશ ? આ ચિંતાને લીધે જ હું દુખી થાઉં છું '

## તારણ ભૂમિમેં રામ કહે,
## મુઝ સોચ વિભીષણ ભૂપ કહે કો ?

રામના જીવનનો આ નાનો શો પ્રસંગ રામરાજ્યની ઇચ્છા રાખનારા લોકોને વિચાર કરતા કરી મૂકે એવો છે કે 'રામને પોતાના વચનનો કેટલો ખ્યાલ હતો આપણે પણ આપણા વચનનો ખ્યાલ રાખીએ છીએ કે નહી ? વોટ મેળવતા પહેલા આપણે સગાં–સબંધીઓને વાયદા કરીએ છીએ, વચન આપીએ છીએ અને પ્રતિજ્ઞાઓ લઈએ છીએ આ પ્રતિજ્ઞાઓ આપણે પૂરી કરીએ છીએ કે નહી, તેનો ખ્યાલ રાખીએ છીએ ખરા ? આજની આ પંદરમી ઑગસ્ટ આપણને આ બધો વિચાર કરવાનો આદેશ આપે છે

આપણામા જૂના જમાનાથી એક કહેવત પ્રસિદ્ધ છે કે, **'यथा राजा तथा प्रजा ।'** જેવો રાજા હોય છે, તેવી જ પ્રજા હોય છે જો રાજા ધર્મનિષ્ઠ હોય, તો પ્રજા પણ ધર્મનિષ્ઠ થાય રામરાજ્યની પ્રજાનુ વર્ણન વાલ્મીકિ અને સંત તુલસીદાસે સવિગત કર્યું છે તે પ્રજામા અહિંસાની નિર્મળ ભાવના ફૂલીફાલી હતી દુઃખી લોકો તરફ દયાભાવ હતો જીવનના કણેકણમાં સત્યના પ્રકાશના કિરણો ફેલાયેલા હતા લોકજીવનમા સુખ અને શાતિની બસરી વાગતી હતી પ્રજા રાજા વિશે ફરિયાદ કરતી નહોતી રાજા પ્રજા વિશે ફરિયાદ કરતો નહોતો કોઈના તરફથી અસતોષ જેવુ નહોતુ આ છે રામરાજ્યની પ્રજાનુ સાચુ ચિત્ર ! મહાત્મા ગાધીએ એક વખત રામરાજ્ય પર મુગ્ધ થઇને કહ્યુ હતુ 'સ્વરાજ્યનુ સર્વશ્રેષ્ઠ સ્વરૂપ રામરાજ્ય છે.' રામરાજ્યનો અર્થ છે ઇશ્વરનુ રાજ્ય, સદ્‌ગુણોનુ

રાજ્ય અને સદ્‌વૃત્તિઓનુ રાજ્ય । જ્યારે કોઈ માણુસ કંઈક ખરાબ કામ કરી બેસે છે, ત્યારે આપણા મોમાથી અનાયાસ જ શબ્દો સરી પડે છે.‘આના હૃદયમાથી તો રામ નીકળી ગયા છે’

ભારતવર્ષના માણસો વિશે એક વખત એમ કહેવામાં આવતુ હતું કે, જો કોઈ માણુસને ચરિત્રનું શિક્ષણ આપવું હોય, તો તેને ભારતમા મોકલી દેવો જોઈએ અહીનો માણુસ જ્યા ગયો છે, ત્યા તેણે પોતાના પવિત્ર ચરિત્રની સૌરભ ફેલાવી છે ભારતના લોકોએ પરદેશમા જઈને પોતાના ચરિત્ર વડે ત્યાના લોકો પર પ્રભાવ પાડ્યો છે આ કારણને લીધે જ સસ્કૃત સાહિત્યના યશસ્વી કવિએ લખ્યુ છે·

**एतद्देश प्रसूतस्य, सकाशादग्रजन्मनः**
**स्वं स्वं चरित्रं शिक्षेरन्, पृथिव्यां सर्व मानवाः।**

ભારતના કલાવિદોએ જ નહી, પરતુ પ્રતિભાસપન્ન પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ ભારતના લોકોના યશોગાન ગાયા છે ચીની મુસાફર ફા હિયાન, હ્યુ એન સાગ, ઇત્‌ સિગ અને મેગેસ્થિનીસ અને મુસ્લિમ મુસાફર અલબેરુનીએ ભારતની યાત્રાના મધુર સંસ્મરણો આલેખ્યા છે આ વાચ્યા પછી ભારતના લોકો તરફ ચીનના લોકોની જે સદ્‌ભાવનાનો પ્રાદુર્ભાવ થયો, તેનો પડઘો કવિવર ટાગોર ચીન ગયા ત્યારે પડ્યો ચીનના લોકોએ ભારતના આ મહર્ષિનુ જે સ્વાગત કર્યું, તે ઇતિહાસમા અમર છે અને અમર રહેશે. તેમણે કહ્યુ ‘તમારો દેશ નસીબદાર કહેવાય તમારા દેશમા ચોરીઓ થતી નથી, બદમાસી થતી નથી તમારા દેશમા મોટા મોટા શહેરોમા સોના, ચાદી, હીરા, માણેક અને મોતીની દુકાનોએ પણ તાળા લગાડવામા આવતા નથી તમારા દેશમા ધનના ઢગલા અનાજની જેમ ખુલ્લા પડયા રહે છે. તમારા દેશબધુઓમા કેટલી બધી પ્રામાણિકતા અને સત્ય-નિષ્ઠા છે ?’ ચીનના લોકોની આ વાતો સાભળીને કવિવર ટાગોરની

આંખોમાંથી આંસુ ટપકી પડ્યાં તેમણે કહ્યુ: 'ભાઈઓ! ફાહિયાન અને હ્યુ એન સાંગે જે વર્ણન કર્યું છે, તેવો અમારો દેશ હતો ખરો પરંતુ આજે તો ત્યાં પણ અપ્રામાણિકતાની જ બોલબાલા છે. જ્યાં હીરા, માણેક અને મોતીની ચોરી નહોતી થતી, ત્યાં આજે પહેરવાના જુતિયાંની પણ ચોરી થાય છે અમારા દેશનુ અધઃપતન જ થયું છે!'

થોડાક દિવસ પહેલા જ વર્તમાનપત્રોમાં કલકત્તાનો એક બનાવ પ્રસિદ્ધ થયો હતો એક સ્થાનિક ડૉકટર પાસે બપોરના સમયે એક નવયુવાન સ્ત્રી આવી અને તેણે ડૉકટર સાહેબને કહ્યુ 'મારા પતિ બીમાર છે તમે તેની 'ટ્રીટમેન્ટ' (સારવાર) કરી શકશો?' ડૉકટરે પૂછ્યુ 'બહેન, તેમને શુ રોગ થયો છે?' પેલી સ્ત્રીએ કહ્યુ 'છેલ્લા કેટલાક દિવસથી તે 'બિલ પેમેન્ટ કરો, બિલ પેમેન્ટ કરો' એવી બૂમો પાડ્યા કરે છે' ડૉકટરે કહ્યુ: 'બહેન, તેમને કોઈક માનસિક રોગ હોય એમ લાગે છે થોડાક દિવસ દવા અને ઇંજેકશનો લેવાથી સાજા થઈ જશે' પાંચસો રૂપિયામાં સારવાર કરવાનુ નક્કી થયુ. પેલી સ્ત્રીએ પર્સ ખોલીને સોની નોટ આપતા કહ્યુ: 'આપની કાર નવરી છે? આપ રજા આપો, તો હુ તેમને કારમા બેસાડીને લઈ આવુ' રૂપિયા જોઈને ડૉકટરને ભરોસો પડી ગયો હતો તેમણે કહ્યુ 'તમે ખુશીથી મોટર લઈ જઈ શકો છો' પેલી સ્ત્રી મોટરમાં બેસીને બજારમા આવી આ બજારમા ઝવેરીની પ્રખ્યાત દુકાન હતી તેણે ઝવેરીને માલ દેખાડવાનુ કહ્યુ. મોટર અને પેલી સ્ત્રીનો ભભકાદાર પહેરવેશ જોઈને ઝવેરી અંજાઈ ગયો હતો તેણે સારામા સારો માલ બતાવ્યો પેલી સ્ત્રીએ તેમાથી પચાસ હજારનો માલ પસંદ કર્યો પર્સ ખોલીને બે હજારની નોટો આપતાં તેણે કહ્યુ 'જો તમે તમારા મુનીમને મારી સાથે મોકલી આપો, તો હુ મારા પતિ પાસે બિલ પેમેન્ટ કરાવી દઈશ' ઝવેરીએ કહ્યુ: 'ભલે' તેણે પોતાના મુનીમને પેલી સ્ત્રી સાથે મોકલ્યો. માલ અને

મુનીમને સાથે લઈને તે પેલા ડૉકટરને ત્યાં આવી. મોટરમાંથી ઊતરીને તે સીધી જ ડૉકટર પાસે પહોંચી ગઈ અને કહ્યુ 'મારા પતિ આવ્યા છે. તમે તેમને બરાબર તપાસીને સારવાર ચાલુ કરી દેજો.' ડૉકટર પોતાના કામમા રોકાયેલા હતા તેમણે પેલા મુનીમને પાસેના ઓરડામા બેસાડયો પહેલાનાં દર્દીઓને રવાના કરીને ડૉકટર મુનીમ પાસે આવ્યો મુનીમે ડૉકટરને કહ્યુ 'બિલ પેમેન્ટ કરી દો.' ડૉકટરે મનમાં વિચાર કર્યો કે પેલી સ્ત્રીનુ કહેવુ તો સાચું જ હતું. તેણે મજાક ઉડાવતા કહ્યુ 'હા, હા, હમણા જ બિલ પેમેન્ટ કરાવી દઉ છું' આમ કહીને ડૉકટરે તેનુ શરીર તપાસવા માડયુ. આ જ વખતે પેલા મનીમે મોટા સાદે કહ્યું: 'મહાશયજી, શુ કરો છો તમે આ બધુ ?' ડૉકટરે કહ્યું. 'તમને બિલ પેમેન્ટનો રોગ થયો છે આ રોગની મારે પરીક્ષા કરવાની છે' મુનીમ તો બિચારો ગભરાઈ જ ગયો તેણે કહ્યુ 'તમને કોણે કહ્યુ કે હુ બીમાર છુ ? તમારા ધર્મપત્ની દુકાનેથી પચાસ હજારના દાગીના ખરીદી લાવ્યા છે આપને કહીને તે ઘરમા ગયા છે હવે તો જલદી બિલ પેમેન્ટ કરી દો'

ડૉકટરે પ કરમ પા'ળ પસીને સાશ્ચર્ય કહ્યુ 'શુ કહ્યુ તમે ? હમણા જે બહેન આપની સાથે આવ્યા હતા, તે મારા નહી પરતુ તમારા ધર્મપત્ની હતા તે આપ સાહબને અહીં 'ટ્રીટમેન્ટ' (સારવાર) અપાવવા માટે લાવ્યા છે. સમજ્યાને, સાહેબ ?'

મુનીમે ફરીથી કહ્યુ: 'તમે ભાંગ તો નથી પીધી ને ? તમે તમારી પત્નીને મારી પત્ની કહો છો મારી મશ્કરી ના કરશો, સાહેબ ! જલદી બિલ પેમેન્ટ કરવાની તકલીફ લો એટલે બસ.'

આ વિચિત્ર સવાદ પછી પેલી સ્ત્રી પ્રત્યે આશંકા જન્મી. આમતેમ તપાસ કરવા છતાંય પેલી લુચ્ચી સ્ત્રીનો કયાયથી પત્તો ન લાગ્યો તે કયારે કયા થઈને રવાના થઈ ગઈ તે જ ખબર ન પડી.

હવે બધું જ રહસ્ય ખુલ્લું થઈ ગયુ આ રીતે વર્તમાનપત્રોમા હમેશાં જુદાજુદા બનાવો પ્રસિદ્ધ થયા કરે છે એક દિવસ જે દેશ નૈતિકતાની પરાકાષ્ઠાએ હતો, તે આજે કયાનો કયા ઘસડાઈ રહ્યો છે તે આશ્ચર્ય જેવુ છે

જો તમે રામરાજ્યની ઇચ્છા રાખતા હો, દેશને આબાદ અને સુખી જોવા ઇચ્છતા હો, તો હૃદયમા નૈતિકતાની મહાજ્યોત પ્રગટાવો આજે સ્વતત્રતાના જન્મોત્સવ પ્રસગે એવી પ્રતિજ્ઞા લો કે આપણે રામની જેમ આદર્શની સ્થાપના કરીશુ આ આદર્શ આપણા દેશના ગૌરવમા અભિવૃદ્ધિ કરશે

---

[૧૧]

# જીવનનું અમૃત

**ભારતીય** સસ્કૃતિ પોતે જ એક વિરાટ સસ્કૃતિ છે હજારો વર્ષથી ગગાના વિશાળ પ્રવાહની જેમ તે લોકોના હૃદયમા વહે જ જાય છે લોકોના દિલ અને દિમાગને પરિશુદ્ધ કરે છે માનવજાતની એકતાને સબળ કરે છે ભારતીય સસ્કૃતિ સમન્વય અને સગમની સસ્કૃતિ છે, મેળ અને મિલનની સંસ્કૃતિ છે, મેળાપ અને સમેલનની સસ્કૃતિ છે. જે જે વિચારપ્રવાહોએ પ્રવેશ કર્યો, તે બધા પ્રવાહોને પોતાનામા સમાવી લઈને પોતાના લક્ષ્ય તરફ આગળ વધ્યે જવું એ જ આ સંસ્કૃતિનો ઉદ્દેશ છે. ન્યાય, સાખ્ય, વૈશેષિક, વેદાંત, મીમાસા, બૌદ્ધ અને જૈન—જે જે શાસ્ત્રો છે, તેમના આચાર અને વિચારોમાં ગમે તેટલી ભિન્નતા હોવા છતાય એકતા રહેલી છે, ભેદમા પણ અભેદ રહેલો છે. જો આપણે આ સસ્કૃતિઓનુ, શાસ્ત્રોનું ઊડુ અધ્યયન કરીશુ, તો સૂર્યના અજવાળાની જેમ સ્પષ્ટ જણાઈ આવશે કે બધા શાસ્ત્રોએ સાધનાના ક્ષેત્રમા સત્યને મહત્ત્વનુ સ્થાન આપ્યું છે, જીવનના અમૃત તરીકે વર્ણવ્યુ છે

સત્ય પોતે એટલુ બધુ મહાન છે કે તેનો અનાદર કરીને જગતમા કોઈ પણ વ્યક્તિ વાસ્તવિક સ્વરૂપે જીવતી ન રહી શકે જગતના મોટામા મોટા વિચારકો, શાસ્ત્રકારો, કવિઓ, કલાકારો, તીર્થંકરો, પેગબરો અને મહાત્માઓ—સૌ કોઈ સત્યની સેવા કરીને જ આટલા ઊચે જઈ શકયા છે સત્ય વિના આખી દુનિયા અધકારમય છે બીજા શબ્દોમા કહીએ તો સત્યના પાયા પર આખી દુનિયા ટકી રહેલી છે દુનિયાનો વ્યાપાર, વ્યવહાર અને નીતિનિયમો સત્યના

આધારે જ ટકી રહેલા છે. એટલા માટે મહાન આચાર્યે સત્યનો મહિમા ગાતા લખ્યુ છે .

'सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रविः।
सत्येन वाति वायुश्च सर्वं सत्ये प्रतिष्ठितम् ॥'

પુરાણકારોનું કહેવુ છે કે આ પૃથ્વી શેષનાગની ફેણ ઉપર ટકી રહી છે કોઈક વળી બીજી જ કલ્પના કરે છે. પરંતુ વાસ્તવદર્શી વેદવ્યાસ તો કહે છે કે આ દુનિયા સત્ય પર જ ટકી રહેલી છે સત્યને લીધે જ નભોમંડળમા પ્રકાશતો સૂર્ય જગતને તડકો આપે છે. સત્યને લીધે જ ઠંડો, ધીમો અને સુગંધિત પવન વહે છે આખું જગત્ સત્યના પાયા પર જ ટકી રહ્યુ છે વધારે શુ કહેવાનુ હોય ?

અગ્નિમાથી ગરમી કાઢી લેવામા આવે, પાણીમાંથી ઠંડક કાઢી લેવામા આવે, માટીમાથી ધારણ શક્તિનો નાશ કરવામા આવે, સૂર્યમાથી પ્રકાશને અળગો કરવામા આવે, તો કોઈ તેને અગ્નિ, પાણી, પૃથ્વી કે સૂર્ય નહી કહે, શા માટે ? કારણ કે તેમનામાં જે સત્ય હતું, મૂળ તત્ત્વ હતુ, પ્રાણ હતો, તે નીકળી ગયો છે શરીરમાંથી પ્રાણ નીકળી ગયા પછી કોઈ તેને જીવતુ પ્રાણી કહેવા તૈયાર નહીં થાય આ રીતે જગતની બધી જ વસ્તુઓમાથી સત્ય નીકળી ગયા પછી તે તેમના મૂળ નામે ન ઓળખાવી શકાય આ જ રીતે સાધનાના ક્ષેત્રમા, માનવજીવનના પ્રત્યેક ક્ષેત્રમાં—પછી ભલે તે સામાજિક હોય, આર્થિક હોય, ધાર્મિક હોય, રાજનૈતિક હોય, સાસ્કૃતિક હોય, કેળવણીવિષયક હોય કે અન્ય કોઈ હોય–જો સત્ય ન હોય, તો તે જીવનની, સાધનાની કિંમત એક કોડી જેટલી પણ નથી

સત્ય એક પારસમણિ છે તેનો સ્પર્શ થતા જ માનવજીવક-રૂપી લોઢુ સોનુ બનીને ચમકવા લાગે છે. જેણે સત્યનો સ્વીકાર કર્યો, તે પૂજનીય, સન્માનનીય અને સતશિરોમણિ બની ગયા તેમના

પૂર્વજીવનમા તે ભિખારી કે ગરીબ હોવા છતાય સત્યને લીધે તે ઉચ્ચાસને વિરાજી શક્યા

પરતુ સત્ય માણસની કસોટી કરે જ છે તે જેને મોટા બનાવવા ઈચ્છે છે, તેને સારી રીતે તાવ્યા પછી જ સમાજમા પ્રતિષ્ઠા અપાવે છે, સન્માન અપાવે છે હજારો વર્ષ પહેલાની એક વાત છે અર્હન્નક સત્યનો પરમ ઉપાસક હતો તેની રગેરગમા સત્ય ધર્મનો રગ પ્રસરી ગયો હતો તે સત્યની આગળ પૈસાને, કુટુબને, પ્રતિષ્ઠાને અને પોતાના જીવને પણ તુચ્છ ગણતો હતો તે આજકાલના લોકો જેવો હોત, તો નાનો સરખો ભય જોતા, જીવ પર સહેજ આપત્તિ આવી પડતા કે પૈસાનો મોહ થતા સત્યને ખીસામા જ મૂકી દેત, પરતુ તે દૃઢ ધર્મી અને સત્યાગ્રહી નરવીર હતો ચપાનગરીમાથી વહાણોમા માલ ભરીને તે પોતાના સાથીદારો સાથે વેપાર કરવા માટે પરદેશ જતો હતો રસ્તામા તેના સત્યની પૂરેપૂરી કસોટી થઈ હતી એક દેવ ભયકર રાક્ષસનું સ્વરૂપ ધારણ કરીને અર્હન્નકને ડરાવવા માટે આવે છે તેના ડોળા લાલચોળ હોય છે તે કહે છે: 'હે અર્હન્નક ! તુ સમજી જા, તેં જે પકડી રાખ્યુ છે, તે બધુ ખોટુ છે, ઢોંગ છે, તેમા કઈ તથ્ય જેવુ નથી, આ નકની સત્યનો તુ નાશ કર ' અર્હન્નકના મન પર દેવના આ શબ્દોની કઈ જ અસર ન થઈ તે સત્યથી સહેજ પણ ચળાયમાન ન થયો પછી તેણે વધારે ભયકર સ્વરૂપ ધારણ કરીને વહાણને ઉથલાવી પાડવાનો દેખાવ કર્યો તેણે કહ્યુ . 'અરે ધર્મઢોંગી ! તુ હજી પણ માની જા તારી સાથે તારા આ નિર્દોષ સાથીદારોને પણ શા માટે મરાવી નાખે છે ? કહી દે કે હુ જે માનતો હતો, તે ખોટું હતુ ' અર્હન્નકના સાથીદારો ગભરાઈ ગયા તે કહેવા લાગ્યા : 'ભાઈ ! આ તો આપત્તિકાળ છે **आपत्काले मर्यादा नास्ति** । આટલા શબ્દો કહેવામા તારુ શુ જાય છે ? તું તારી સાથે અમારા જીવને પણ મુશ્કેલીમા નાખે છે સહેજ જીભ હલાવી દેને એટલે પત્યુ ! ' પરતુ આ તો અર્હન્નક હતો. તેણે ભગવાન

મહાવીર પાસેથી આત્માની અમરતાનો સંદેશ ગ્રહણ કર્યો હતો 'नैन छिन्दन्ति शस्त्राणि'નો પાઠ તેની રગેરગમાં પ્રસરેલો હતો તે સારી રીતે જાણતો હતો કે હવે જીવ બચી નહી શકે તેણે સાથીદારોને પણ સત્યનો મહિમા સમજાવ્યો તે પોતે પણ સત્ય પર જ અડગ રહ્યો દેવ તેનો વાળ પણ વાંકો ન કરી શક્યો ઊલટું દેવ પણ આ સત્યવાદીના ચરણોનો દાસ થઈને હાથ જોડીને ઊભો રહ્યો અને વરદાન માગવાનું કહેવા લાગ્યો પરંતુ અર્હન્નકને દેવની મદદની જરૂર નહોતી, સત્યની મદદની જરૂર હતી સત્યની કસોટી થઈ ગઈ દેવ ખુશખુશ થઈને જયજયકાર બોલાવતો સ્વસ્થાને પાછો ફર્યો

જે શબ્દ વડે બોલાય છે, તે જ કેવળ સત્ય નથી. સત્ય શબ્દો દ્વારા પણ બોલી શકાય છે, પ્રકટ કરી શકાય છે, મન દ્વારા પણ તેનો વિચાર થઈ શકે છે, બુદ્ધિ દ્વારા તેનું પૃથક્કરણ કરી શકાય છે અને આત્મા દ્વારા તેને આચરણમાં પણ મૂકી શકાય છે. આ કારણને લીધે સત્યના લક્ષણો દર્શાવતી વખતે ભારતીય મહાપુરુષોએ તેના પર દૂરદેશીથી ગંભીરપણે વિચાર કર્યો છે તેમણે કહ્યું છે

'यद् भूत हित मत्यन्त मेतत् सत्यं मतं मम।'

'જે જીવમાત્ર માટે કલ્યાણકારી હોય, તે જ સત્યનો હું સ્વીકાર કરું છું'

સત્યની વ્યુત્પત્તિ કરતા 'ઉત્તરાધ્યયન સૂત્ર'ના પ્રસિદ્ધ ટીકાકાર આચાર્ય શાન્તિસૂરિ કહે છે

'सद्भ्यो हितं सत्यम्'

જે પ્રાણીઓ માટે હિતકર હોય, તે સત્ય છે અહીં એક વાતનો વિચાર કરવો પડે તેમ છે માની લો કે એક ચોર છે તે એમ કહે છે કે ચોરી કરવી તે મારા માટે હિતકર છે એક શરાબી કહે છે કે

શરાબ પીવો તે મારા માટે હિતકર છે આવા સમયે સર્વકાલીન અને સાર્વત્રિક દૃષ્ટિની કસોટી પર આ હિતને ચકાસવુ પડશે 'ચોરી કરવી હિતકર છે' એમ કહેનારો માણસ જ્યાં સુધી પકડાતો નથી કે તેને માર પડતો નથી, ત્યા સુધી જ આ પ્રમાણે કહેશે પરતુ જ્યારે તે પકડાઈ જાય છે કે તેને માર પડે છે, ત્યારે તે આ વાક્યમા ફેરફાર કરે છે તેણે બીજાના ઘરમા ચોરી કરી તેવી રીતે કોઈ બીજો માણસ તેના ઘરમા ચોરી કરે, ત્યારે તે એમ નહી જ કહે કે, 'ચોરી કરવી હિતકર છે' આ પરથી એક સત્ય પુરવાર થાય છે કે ચોરી કરવી તે સાર્વત્રિક અને સર્વકાલીન દૃષ્ટિએ સત્ય (હિતકર) નથી. આ રીતે શરાબ પીવાનુ પણ હિતકર હોત, તો સમગ્ર વિશ્વમા હરકોઈ સમયે અને હરકોઈ સ્થળે તેને હિતકર જ માનવામા આવત. પરતુ પ્રત્યક્ષ અનુભવ તેનાથી ઊલટો જ છે. આ કારણને લીધે શરાબ પીવો તે સત્ય (હિતકર) નથી

સર્વાનુભવી મંગલકારી વચન, આચરણ, વિચાર કે તત્ત્વનુ નામ જ સત્ય છે

દુનિયામા જેટલા ધર્મો છે, શાસ્ત્રો છે, વાદ છે, પથ છે કે સપ્રદાયો છે, તે બધા જ સત્યના આધારે ચાલે છે, તેમાથી કોઈ પણ સત્યનો ત્યાગ કરીને આગળ ન વધી શકે જૈન ધર્મે તો **ત સચ્ચ ખુ ભયવં'** કહીને સત્યનો જ ઈશ્વર તરીકે સ્વીકાર કર્યો છે વેદોમા પણ '**सत्यमेव जयते नानृतम्।**' '**सा मा सत्योक्ति: परिपातु विश्वत ।**' તારુ સપૂર્ણ રક્ષણ સત્ય વડે (જ) થાઓ–એમ કહ્યુ છે બૌદ્ધ ધર્મે '**યમ્હિ સચ્ચ ચ ધમ્મો ચ સો સુચી**' (જેમા ધર્મ અને સત્ય છે, તે પવિત્ર છે) એમ કહ્યુ છે. રાષ્ટ્રપિતા મહાત્મા ગાધીજીએ તો સત્યનો પોતાના આરાધ્ય દેવ તરીકે સ્વીકાર કર્યો હતો તેમણે તો એટલે સુધી કહ્યુ હતુ કે, 'જો એકાદ માણસ

પણ પૂરેપૂરો સત્યવાદી થાય, તો ભારત આજે જ સ્વતંત્રતા પ્રાપ્ત કરે, એવી મને પાકી શ્રદ્ધા છે'

ભીષ્મ પિતામહે પોતાની પ્રતિજ્ઞાને વળગી રહીને પોતાનુ વચન સત્યપણે પાળ્યુ હતુ સત્યનુ આ એક જ્વલંત ઉદાહરણ છે :

એક નાવિક પોતાની ઝૂપડીમા બેઠો હતો બહારથી અવાજ સભળાયો: 'એક અતિથિ તમારા બારણે આવીને ઊભો છે' તેમણે ઝૂપડીના બાકોરામાથી નજર કરી કુરુવંશનો રાજકુમાર ઊભો હતો તે એકદમ ઊભા થઈ ગયા તેમણે વિચાર કર્યો 'મારાં કેવા અહોભાગ્ય કે રાજકુમાર મારા આગણે આવ્યા છે'' તેમણે કહ્યું 'ગરીબપરવર, આજે મારા જેવા ગરીબની ઝૂપડી પાવન કરવાનુ કઈ કારણ?' રાજકુમારે કહ્યું. 'સુદાસ, આજે હુ એક આશા સાથે અહીં આવ્યો છુ. હુ એક ભિક્ષુક બનીને તમારી પાસે યાચના કરવા આવ્યો છુ' સુદાસે કહ્યુ. 'સુવર્ણસિંહાસનના સ્વામી, ભરતકુળના રાજકુમાર! તમારી શક્તિ અને પ્રભાવ એટલા બધાં પ્રબળ છે કે તેમની આગળ મોટા મોટા રાજાઓની શક્તિ પણ વિસાતમા નથી આટલા મોટા વૈભવના માલિક હોવા છતાય તમે મારી પાસે શુ માગવા આવ્યા છો, રાજન્?'

'શુ કહુ, સુદાસ? પિતાજી(શાન્તનુ રાજા)એ સત્યવતીને જોઈ છે, ત્યારથી જ તે તેની સાથે લગ્ન કરવા માટે તૈયાર થયા છે પરંતુ પિતાજીને શંકા છે કે તેમનુ સંતાન રાજકુમાર નહીં કહેવાય સંભવ છે કે તેમના મનમા આ શંકા તમે જ ઘાલી હોય હું આજે એવી પ્રતિજ્ઞા લઉ છુ કે હું રાજ્યનો અધિકારી નહી જ બનુ મારા શબ્દો પર વિશ્વાસ રાખો, સુદાસ!'

જરા વિચાર તો કરી જુઓ આજનો માણસ પોતાના શબ્દોને કેટલા ઓછા સમયમા ફેરવી તોળે છે, તે શબ્દોને ફેરવી નાખે છે

એટલું જ નહી, પરતુ તેના મૂળ ઉદ્દેશને પણ કચડી નાખે છે આજના કૃતઘ્ની પુત્રો પોતાના સ્વાર્થ ખાતર પિતાનો ત્યાગ કરતા પણ અચકાતા નથી. પછી પિતાના સુખને ખાતર સ્વાર્થત્યાગ કરવાની તો વાત જ કયા કરવાની રહે છે ? પિતાને ખાતર રાજ્યનો ત્યાગ કરનાર ગાગેય કુમાર જેવા નરવીરો કયા છે આજે ?

'હે રાજકુમાર ! સહેજ ધ્યાન દઈને સાભળો મારે મારા સંતાનનુ ભાવી સુખ ન જોવુ જોઈએ ? એમા હુ ખોટુ શુ કરુ છુ ? તમે કહો છો કે તમે રાજશાસન નહી ચલાવો, પરતુ તમારા ભાવી સતાનો તો તેના પુત્રોનુ લોહી ચૂસશે ને ? તમારા ભાવી સતાનો તેમનો અધિકાર જતો કરશે ! મારુ કહેવુ વાજબી છે ને, રાજકુમાર ?'

ગાગેયકુમારે કહ્યુ 'સુદાસ ! તમારી વાત સોળ આની સાચી છે લો, હુ પ્રતિજ્ઞા કરું છુ કે આજથી હુ આજીવન બ્રહ્મચારી રહીશ તેમ થતા મારા પિતાજીને અને માતા સયવતીના પુત્રોને કોઈ રીતે મુશ્કેલી નહીં નડે'

આ હતી ભીષ્મપ્રતિજ્ઞા ! સત્યની અફર પ્રતિજ્ઞા ! આ પ્રતિજ્ઞાએ ગાંગેયકુમારનુ નામ બદલીને 'ભીષ્મ પિતામહ' કરી નાખ્યુ લોકોમા તે ભીષ્મ પિતામહ તરીકે જ પ્રસિદ્ધ થયા

જ્યા સત્ય હોય છે, ત્યા નિર્ભયતાનો સચાર થાય છે અર્થાત્ સત્ય અને નિર્ભયતા એ ભાઈ–બહેન જેવા છે બન્ને સાથેસાથે જ રહે છે.

મહાભારતનુ યુદ્ધ પૂરું થઈ ગયુ હતુ ભીમની સાથે દુર્યોધનનુ ગદાયુદ્ધ જ બાકી હતુ. દુર્યોધન આજે તળાવના કમળોમા સતાઈ ગયો હતો તળાવના કિનારે ભીમ, નકુળ ઈત્યાદિ આટાફેરા કરતા હતા તેમના મો ક્રોધથી લાલચોળ થઈ ગયા હતા તેમણે કહ્યુ 'અરે ઓ

કુળસંહારક નરાધમ ! બાયલા, કાયર, ડરપોક ! આવી જા મેદાનમાં ! તળાવમાં કેમ સતાઈ ગયો છે ? આ રીતે સતાઈ જતા તને શરમ નથી આવતી ?' દુર્યોધન વગર બોલ્યે આ બધુ સાંભળી રહ્યો. આજે તેનું મો વીલુ થઈ ગયેલું હતુ સહસ્રરશ્મિ સૂર્ય અસ્તાચળ સુધી પહોંચી ગયો હતો. દુર્યોધન હવે બહાર નીકળ્યો એકાએક તેના અંતકરણમા પ્રેરણા થઈ 'જો તારે તારો જીવ બચાવવાની ઇચ્છા હોય, તો તુ યુધિષ્ઠિર પાસે જા. ત્યાં તને સાચી સલાહ મળશે' દુર્યોધનના પગલાં ધર્મરાજની શિબિર તરફ આગળ વધ્યા ધર્મરાજે તેનો સત્કાર કરીને પૂછ્યુ. 'બોલો, ભાઈ દુર્યોધન ! કેમ આવવુ થયુ ! આજે તો ઘણા દિવસે મળ્યા. જો તમે આજે પણ સમાધાન કરવા ઇચ્છતા હો, તો શ્રીકૃષ્ણે તમારી સાથે જે શરત કરી હતી તે શરતે હું તૈયાર છુ' દુર્યોધને કહ્યુ 'ભાઈસાહેબ ! આજે હુ તમારી સાથે સમાધાન કરવા નથી આવ્યો, પરંતુ સલાહ લેવા આવ્યો છુ. આવતી કાલે મારે ભીમ સાથે લડવાનું છે, તે તો તમે જાણો છો ને ? હુ આ વિષયમા જ તમારી સલાહ લેવા માટે આવ્યો છુ મારે શુ કરવુ જોઈએ કે જેથી ભીમ મારો વાળ પણ વાંકો ન કરી શકે ?'

ભાઈઓ, લોકોનો સંહાર કરનાર કાયમી અન્યાયી શત્રુને યુધિષ્ઠિર સાચી સલાહ આપે ખરા ? આજના જમાનાનો કોઈ રાજનીતિજ્ઞ હોય, તો એવા રવાડે ચડાવે કે છઠ્ઠીનું ધાવણ પણ યાદ આવી જાય. પરંતુ આ તો યુધિષ્ઠિર હતા, સત્યવાદી હતા, રાજનીતિમાં પણ સત્ય અને ન્યાયને સુરક્ષિત રાખીને ચાલનારા હતા તેમણે વિચાર કર્યો. '**सत्ये नास्ति भयं क्वचित**।' સત્યને ક્યાય ભય હોતો નથી દુર્યોધન મારી પાસે વિશ્વાસ રાખીને આવ્યો છે તેને સાચી સલાહ જ આપવી જોઈએ'

યુધિષ્ઠિરે કહ્યુ 'ભાઈ દુર્યોધન ! ઉપાય તો તારા ઘરમા જ છે તું મા ગાંધારી પાસે જા. તે પતિવ્રતા છે જો તે તારા સામે

પ્રેમભરી નજરે જુએ, તો તુ વજ્ર કરતાય વધારે મજબૂત અને પછી ઇંદ્રનુ વજ્ર કે ભીમની ગદા પણ તારા શરીરનો વાળ વાંકો નહી કરી શકે પરંતુ એક વાત ધ્યાનમાં રાખજે કે જે અગ પર મા ગાંધારીની નજર ફરશે, તે અગ જ વજ્રનુ થશે '

એક તરફ ભાઈનુ જીવન હતુ અને ભારતનુ સામ્રાજ્ય હતુ આ બધુ હોડમા મૂકીને યુધિષ્ઠિરે સાચી સલાહ આપી. દુર્યોધન રાજીના રેડ થઈ ગયો તે વિચારવા લાગ્યો ' વાહ! હવે તો ભારતનો રાજમુગટ મારા શિર પર જ છે. પાડવોનુ સત્યાનાશ કાઢી નાખુ.' પરંતુ જેને રામ રાખે, તેને કોણ ચાખે? સંયોગવશ રસ્તામા શ્રીકૃષ્ણ મળી ગયા તેમણે પૂછ્યુ ' દુર્યોધન! આજે તો તુ ખૂબ આનંદમા હોય એમ લાગે છે કઈ રસ્તો જડી ગયો છે કે શુ?' દુર્યોધને મૂડો આમળતા કહ્યુ ' કૃષ્ણ, આજ સુધી તમે મને તમારી જાળમા ફસાવ્યો છે હવે તમે મને તમારી જાળમાં નહી ફસાવી શકો આજે મારે એવા સ્થળે જવાનુ છે કે જ્યા તમારા દાવપેચ ચાલી શકે તેમ નથી. ધર્મરાજે મને સલાહ આપી છે.' શ્રીકૃષ્ણ હોશિયાર હતા તેમણે વિચાર કર્યો 'એક તો સિંહ અને તેને વળી પાંખો આપવામાં આવે તે દુનિયાનો પ્રલય જ કરી નાખે ને?' શ્રીકૃષ્ણ બોલી ઊઠયા ' અરે મૂર્ખ, માતાની સામે તદ્દન નાગો થઈને જઈશ નહી ક્યાક તે આંખો બધ કરી દેશે, તો તારુ કામ બગડી જશે ' દુર્યોધનની બુદ્ધિ બહેર મારી ગઈ કહેવત છે ' વિનાશકાળે વિપરીત બુદ્ધિ ' આપત્તિ આવવાની હોય છે, ત્યારે સૌથી પહેલા બુદ્ધિ બગડે છે. પછી બીજી બધી વાત. એટલે દુર્યોધને શ્રીકૃષ્ણને કહ્યુ: ' તમારુ કહેવુ સાચુ છે ' શ્રીકૃષ્ણે કહ્યુ ' લે, આ કમળના ફૂલની માળા લઈ જા આ માળા પહેરીને ગાંધારી સામે જજે ' દુર્યોધન ગાંધારી માતા પાસે ગયો અને વિનયપૂર્વક બધી હકીકત સમજાવીને તેની સામે નજર કરવા જણાવ્યુ માતા ગાંધારીએ કહ્યુ 'મારી દૃષ્ટિમા કઈ ચમત્કાર છે કે કેમ, તે હુ જાણતી નથી તું કહે છે એટલે હુ નજર ફેરવુ છું.' આમ કહીને ગાંધારીએ

દુર્યોધનના આખા શરીર પર નજર ફેરવી આખું શરીર વજ્ર જેવુ થઈ ગયુ, સિવાય કે તેનુ ગુહ્યાગ માળાથી ઢાંકેલું હતું, એટલે તે વજ્ર જેવુ ન થયુ ગાધારી બોલી ઊઠી

'દેખ વહ નટવર તુઝે ફૂલોંકી માલા દે ગયા।
જિંદગી કે ફૂલ તેરે આજ ચુન કર લે ગયા ॥
મેરા કયા હૈ દોષ ઇસમેં મૈં તો સચ્ચી રહ ગઈ।
પર જિસ જગહ પર્દા કિયા વહ જગહ કચ્ચી રહ ગઈ।'

આ છે સત્યનુ જીવનમા જ્વલત આચરણ! જીવનમા જ્યારે સત્ય પ્રવેશે છે, ત્યારે માણુસ બાહ્ય સ્વાર્થો, તુચ્છ આસક્તિ અને પ્રલોભન કે ભયને ગણકારતો નથી. તે સત્યની પાછળ સર્વસ્વ ન્યોચ્છાવર કરવા તૈયાર થાય છે તે દુનિયાના ગમે તેવા વૈભવને પણ લાત મારે છે ભારતના ઇતિહાસમાં આપણને આવા કેટલાય દૃષ્ટાંતો મળી આવશે. સેકડો યજ્ઞો કરવાથી જે યશ પ્રાપ્ત થાય છે. તેનો સત્યનો દીવાનો એક ક્ષણમા ત્યાગ કરે છે. એટલા માટે મહર્ષિ વ્યાસે સત્યનો મહિમા પોતાની શાત વાણીમા પ્રગટ કર્યો છે

'अश्वमेध सहस्राणि सत्यं च तुलया धृतम्।
अश्वमेध सहस्राद्धि सत्यमेव विशिष्यते॥'

ત્રાજવાના એક પલ્લામા હજાર અશ્વમેધ યજ્ઞોનુ ફળ મૂકવામાં આવે અને બીજા પલ્લામા કેવળ સત્યને જ મૂકવામા આવે, તો હજાર અશ્વમેધ યજ્ઞો કરતા સત્યનુ વજન વધી જાય છે.

એટલા માટે સત્યના દૃષ્ટાઓએ, ઋષિમુનિઓએ અને તીર્થંકરોએ સત્યની શોધમા જંગલોના જગલો ફેંદી નાખ્યાં, સત્યને પ્રાપ્ત કરવા માટે નાગા રહ્યા, ભૂખ્યા રહ્યા, અનેક પ્રકારની મુસીબતો સહન કરી અને છેવટે જે સત્ય સાપડ્યુ, તેને વળગી રહ્યા

એક માણસને જે સત્ય કે સંપૂર્ણ સત્ય દેખાય, તે અન્યની નજરે સત્ય ન પણ દેખાતું હોય એમ પણ બની શકે છે કે બીજાની નજરે બીજું જ કાંઈ સત્ય દેખાતુ હોય પરંતુ જો તેનો આધાર વાસ્તવિકતા સાથે હોય અને તે તથ્ય અને પથ્ય હોય, તે દેશ, કાળ અને વ્યક્તિની ભિન્નતાને લીધે સત્યમા ભેદ હોવાને લીધે તે સત્યને અસત્ય ન જ કહી શકાય પૂર્ણ સત્યની પ્રાપ્તિ તો મહામુશ્કેલ છે જ અનેકાંતવાદ દ્વારા જુદા જુદા પાસાને, સત્યના અંશોને જ્યાથી જેટલા ગ્રહણ કરી શકાય. તેટલા સત્યગ્રાહી પુરુષ ગ્રહણ કરે છે તે અમુક ધર્મગ્રંથો, અમુક પુસ્તકો કે અમુક સંપ્રદાયોમા જ સત્યને બાંધી રાખતા નથી જુદા જુદા દેશ, કાળ અને સંયોગોમાંથી તે જુદાં જુદા સત્યો તારવી કાઢે છે અને સત્ય ગ્રહણ કરીને પોતાના આત્માને સમૃદ્ધ બનાવે છે. જેમ જેમ જે પુરુષને સત્યની વધારે ને વધારે પ્રાપ્તિ થતી જાય છે, તેમ તેમ તે રાગદ્વેષથી વધારે ને વધારે દૂર થતો જાય છે તે આ સત્યને જીવનમા આચરવાનો, જનસમાજમા તેનો પ્રચાર કરવાનો અને જનસમાજને સત્યની વધારે નજીક આણવાનો પ્રયત્ન કરે છે. સત્યની ઉપાસનાનો સાચો માર્ગ આ જ છે. સત્ય દ્વારા જ જીવન અમરતા તરફ આગળ વધે છે

તમે પણ સત્યની પગદંડી પર ચાલો, તો તમારુ જીવન અમૃતમય બની જાય, શાંતિમય બની જાય અને આનંદમય બની જાય ભારતીય સંસ્કૃતિએ તો આ જ સત્યની ઉપાસના દ્વારા વિશ્વને હમેશાં શાંતિનો સંદેશો આપ્યો છે

આશા છે કે તમે સત્યામૃતનુ પાન કરીને જીવનને સચ્ચિદાનંદમય બનાવશો

